

જાન્યુઆરી–ફેબ્રુઆરી
૧૯૯૩

જયન્ત પાઠક
ચન્દ્રકાન્ત દેવતાલે
મણુવકુમાર બંદોપાધ્યાય
ગણુપત પરમાર
રતિલાલ 'અનિલ'
સમરસેટ મોમ
શરીફા વીજળીવાળા
તારિણીબહેન દેસાઈ
પ્રસાદ બ્રહ્મભટ્ટ
જયંત કોઠારી

# કંકાવટી

જાન્યુઆરી
ફેબ્રુઆરી
૧૯૯૩

સાહિત્યસર્જન
અને વિચારોનું
સર્વલક્ષી માસિક

વર્ષ ૪૧ : અંક ૩૯૬–૩૯૭ : મૂલ્ય : ૪ રૂપિયા
દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.


41283 વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂા. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર. આર. રૂપાવાળા, કંકાવટી, ૨૪ રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સૂરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

*


તંત્રી–મુદ્રક–પ્રકાશક
**રતિલાલ મૂ. 'અનિલ'**
માલિક : આર. આર. રૂપાવાળા
કંકાવટી, ૨૪, રીવર બેન્ક સોસાયટી,
ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી
સૂરત –૩૯૫ ૦૦૯. ફોન નં. ૮૫૬૪૧

*

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી સૂરત–૩૯૫ ૦૦૯
મુદ્રણસ્થાન : ભગવતી મુદ્રણાલય, અજય એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ.

41283

## બે રચનાઓ / જયન્ત પાઠક

### ૧. રસ્તા

બધા રસ્તા આઘાપાછા થઈ ગયા છે
મને અંતરિયાળ એકલો મૂકીને;
બધા રસ્તા ગૂંચળું વળીને પડ્યા છે
મારા પગને ભરડો લઈને;
બધા રસ્તાઓએ ઘાસ ઓઢી લીધું છે
ઓળખાઈ ન જવાય એટલા માટે;
બધા રસ્તાઓ લાંબા થતા જાય છે
— સિવાય એક સ્મશાનનો....

### ૨. તમે

બહુ બોલો છો તમે.
જે ગહન ગુહામાં રહેલું છે
રહસ્યમય ને મોહક છે
તે મૌનને
બહુ બોલો છો તમે.
જે ઈશ્વર જેવો અકળ છે
બ્રહ્માંડ જેવો અમાપ છે
તે પ્રેમને
તર્કને ત્રાજવે
બહુ તોલો છો તમે. □

## ખતરનાક બનેલું વર્ષ / ચન્દ્રકાન્ત દેવતાલે

પોતાનાં અસંખ્ય વર્ષો વિશે
ચૂપ જ રહેશે પૃથ્વી
પણ મારાં છપ્પન વર્ષો પછી
ઊગ્યું, આ તબાહીમાંથી ખતરનાક બનેલું વર્ષ
મનહૂસ દસ્તાવેજની જેમ
ફફડતું જ રહેશે
બાકીની બચેલી જિંદગીની છાતી પર
આટલી બર્બરતા, આટલી જલદી આટલી ફૂર્તિથી
કોણ હતું ઉન્મત્ત ઘોડાઓ પર સવાર
જેની ભય પમાડતી ટાપોએ કચડી નાખ્યાં
બાળકોનાં ભવિષ્યનાં ઘરો

ભૂકંપ પછી ઊભાં થવા માંડે છે ઘર
તોફાન પછી
જાળ અને ડોંગીઓ સુધારવા માંડે છે
માછીઓ અને મલ્લાહો
પણ આ કાટમાળમાં દબાઈને
ક્ષત-વિક્ષત થયેલા ઈશ્વરને
કદાચ જ જોડી શકીશ હું.

અયોધ્યા પ્રસંગ / પ્રણવકુમાર બંદોપાધ્યાય

ઘણું બધું થઈ ગયું પણ આપણે હેરાન ન થયા. આપણે સાંભળ્યો હતો જો સાગરી તોફાનનો પગરવ ! અખબારોમાં લાશોના તે પરિચય છપાયા નહિ – જે થાનેદારના રજિસ્ટરમાં મહત્ત્વના નહોતા. ન છપાનારા ઓળખાયા વિનાના ગુમ થયેલા લોક કવિઓના યાર હતા.

એ લોકો જાદુગર તો નહોતા કે ચમકાવી મૂક્યા ભરીપૂરી દુનિયાથી એકાએક અદૃશ્ય થવાનો કરિશ્મો બતાવીને. એ લોકો પક્ષી પણ નહોતા કે બારૂદનો ધડાકો થતાં જ ઊડી જાય મેદાન છોડીને. પરંતુ પક્ષીઓ પણ તો સાંજ પડતાં જ પાછાં ફરે છે પોતપોતાના માળામાં. જે લોકો પાછા ન

ફર્યા ગોધૂલિને સમયે તે હવે કદી પાછા ફરશે પણ નહિ. કદી નહિ સંભળાય ચાર કવિઓને પોતાના ઉલ્લાસ અને કષ્ટોની ગાથાઓ.

નિઃશબ્દ દેવાલયમાં હવે ઉપાસના નથી કરતું કોઈ, હવે તો એ કત્લગાહનો સૌથી તાજો પત્તો છે.

ઇતિહાસનાં પાનાં પર હવે જ્યારે નજરે પડે કોઈ ખાલી જગ્યા, શું કોઈ પૂછશે કદી સાહસ કરીને, ક્યાં ગયા એ લોક, જેઓ શતાબ્દીથી આ ભૂમિ પર મોજૂદ હતા, નદીઓ, ખીણો આકાશ અને પહાડો સાથે.

નદીઓ પણ કદી ગુમ થાય કદાચ, સમાપ્ત થયેલા ઘૃણાના રેગિસ્તાનમાં. આપણા પાપના દરિયામાં કદાચ તમામ હિમશિખર, નક્ષત્ર, અને અરણ્ય પણ લુપ્ત થઈ જાય એક દિવસ. ખોટાં પુસ્તકોના કિસ્સા આખર ક્યાં સુધી યકીન આપી શકશે કે ખાલી પાનાં પર મોહક હરિતિમાની તસવીર હતી—દુર્ઘટનાઓનાં વિવરણ નહિ.

દસ્તાવેજનું પ્રત્યેક ફાટેલું પાનું અથવા ભૂંસી નંખાયેલો શબ્દ કવિઓની હિફાઝતમાં છે — ગુપ્ત સ્થાનોમાં સલામત. જોજો, કાલની કવિતાઓ એ સત્યને ખુલ્લું પાડશે, પાતાળની તળેટીએથી કાઢીને, જેના વિના આ વસુંધરા મા નહિ માની શકાય. □

## આપણે / ગણુંપત પરમાર

હાથમાં કે હાથ મૂકી ચાલવું છે આપણે
સંશયોને સાવ ભૂલી ચાલવું છે આપણે

ક્યાંક તો મંઝિલ મળી જાશે કદી
પર્વતો ને ખીણ કૂદી ચાલવું છે આપણે

આજ અંતર આભ–ધરતીનું નજરથી માપવા
કોઈ પંખી જેમ ઊડી ચાલવું છે આપણે

હો કિનારો ને નદી પણ સાવ પાસે તોય શું
આમ સામે પાર પૂગી ચાલવું છે આપણે

વાતવાતે રૂઠવાથી ના ઘટે કૈં દૂરતા
જાત સામે સાવ ખૂલી ચાલવું છે આપણે

જિંદગીમાં એકધારા ચાલવાના થાકથી
માર્ગ વચ્ચે ક્યાંય થોભી ચાલવું છે આપણે

જ્યાં સુધી છે ચાલવાનું જ્યાં સુધી આ શ્વાસ હો
એટલે ના પ્રશ્ન પૂછી ચાલવું છે આપણે □

## કેફિયત / રતિલાલ 'અનિલ'

મારી કેફિયત કહું તે પહેલાં મહત્ત્વની એક વાત મારે માટે, મારાં તમામ કામમાં સૂત્રરૂપ રહી છે તે કહીશ. મારો આ કે તે – કોઈ પક્ષ નથી. પસંદગી અને નાપસંદગીનું ધોરણ પણ મારે માટે રહ્યું નહિ. સંજોગવશાત્ જે કામ આવી પડ્યું કે સ્વીકાર્યું તેણે મારામાં એ કામ માટેની શક્યતા હશે તે બહાર આવી. ગાંધીયુગમાં જે થયું તેનો પાયો નિષ્ઠા છે, આવડતની વાત તેને આધારે આવે છે. કિશોરલાલ મશરૂવાળા 'નામાનાં મૂળતત્ત્વો' અને નરહરિ પરીખ 'માનવી અર્થશાસ્ત્ર', કેમ લખે છે? ગાંધીજી કહે છે કે, વિદ્યાપીઠમાં એ વિષયો ભણાવવાના છો તો તમે એ વિષય તૈયાર કરો અને એમ બે ગ્રન્થો તૈયાર થયા તે એ વિષયના ગાંધીવિચારની દૃષ્ટિએ શ્રેષ્ઠ ઠર્યા. કિશોરલાલ મશરૂવાળા કે પરીખ કંઈ એ વિષયના નિષ્ણાત નહોતા. મારા વિશે કહું તો મારી ઇચ્છાથી મેં કશું પસંદ કર્યું નથી. જરી વણકર કે પાવર લૂમ્સના કારીગર થવું એ મારી પસંદગી જ નહોતી તેમ ગઝલ લખીશ કે લખવી જોઈએ એવી કોઈ ઇચ્છા કે આગ્રહ નહોતા, પત્રકાર કે કૉલમિસ્ટ થવાની પણ મને કશી ઇચ્છા નહોતી. સંખ્યાબંધ માસિકનું સંપાદન કર્યું તે પણ મારી પસંદગીનું કામ મેં શોધ્યું અને મેળવ્યું નહિ. જે જે કામ આવતું ગયું તે મારે કરવાનું છે એવા ભાવથી ને શક્તિ મુજબ થાય એટલી નિષ્ઠાએ જ વિવિધ ક્ષેત્રોમાં મારી પાસે કામ કરાવ્યું છે. મેં પ્રૂફ-રીડિંગનું કામ કર્યું, ભૂલો શોધવાનું ગમતું હતું એમ ન કહી શકું

બલકે ઘણી વાર નર્યો વૈરાગ આવતો, પણ જે કામ સ્વીકાર્યું તે પોતાની શક્તિના શ્રેષ્ઠ અંશે કરવું એવું મારું વર્તન રહ્યું છે. મારે ગઝલકાર થવું હતું, સંપાદક થવું હતું એવું કશું નહોતું. મેં પસંદગીનાં કામો શોધ્યાં નથી, શોધી શકું એવી મારી સામાજિક, શૈક્ષણિક કે આર્થિક યોગ્યતા જ નહોતી. જે કામ આવી પડ્યું, કરવું પડ્યું અને કર્યું એના પરથી કર્તૃત્વની છાપ અને ઓળખ આવી. ફરજ પડે તે કામ કરું છું, તે નથી હોતી ત્યારે તટસ્થ થઈ જાઉં છું — પણ પૂર્વના સંદર્ભો મને વર્તમાનમાંયે વળગે છે. પૂર્વકાર્યોએ આપેલી ઓળખ વર્તમાનમાં ચાલુ રહે છે એટલે પૂર્વકાર્યોની ત્રુટક શૃંખલાયે રહે છે. બાકી છેલ્લાં વર્ષોમાં હું નિયમિત ગઝલો લખી શકું તેમ લગભગ ક્યારેક જ લખું છું. વ્યસન અને વળગણથી હું અલિપ્ત છું. વિચિત્ર કે ગેરસમજભર્યું બને છે ત્યારે તેટલા પૂરતું બોલું છું બાકી હું ગઝલનો વકીલ નથી કે પ્રવક્તા પણ નથી; આટલી માંડણી પછી ટૂંકમાં કેફિયત રજૂ કરીશ.

સાબરમતી જેલમાં 'શયદા'ની એક તીવ્ર દેશપ્રેમની ગઝલ કહેવામાં આવતું ત્યારે જુસ્સાભેર બોલતો કે ગાતો, જેમ સર-ફરોશીની તમન્નાનો શેર બોલતો એમ. એટલા જ મારા ગઝલના સંસ્કાર. જેલમાં પુષ્કળ વાંચ્યું. કાલેલકરના નિબંધો ખૂબ ગમ્યા. નિબંધના બે જ સંસ્કાર મારા પર પડચા છે એક કાલેલકર અને સુરેશ જોષીના નિબંધોના. 'મનના મરોડ'માં જે લખું છું તેમાં એ પૂર્વસંસ્કારો અજાણપણે કામ કરતા હોઈ શકે છે. જેલમાં જે જાતનાં તિકડમો ચાલતા ને જોઈને હું ઉત્સાહની ભરતીના કાળમાં-યે સંક્ષુબ્ધ હતો અને આજે જે કોંગ્રેસી કલ્ચર દેખાય છે તેનો પૂર્વા-ભાસ મને ત્યારે અજાણપણે થઈ ગયો હતો એટલે સંબંધો અને પ્રોત્સાહનો જોતાં રાજકારણી કે ગાંધીવાદી થઈ શક્યો હોત તે ન થતાં જેલમાંથી છૂટચા પછી 'મહાગુજરાત ગઝલ મંડળ'ની સ્થાપનાની જાહેરાત

વાંચી અમીન આઝાદને મળ્યો. ગઝલનો 'ગ' ન જાણતો હોવા છતાં મને સ્વીકાર્યો — કદાચ એક સ્વયંસેવક તરીકે. મારા વિશે એક સ્પષ્ટતા કરું કે શાસ્ત્રીયતા અને પાંડિત્ય વિશે મારા સ્વભાવમાં વૈરાગ જેવો ભાવ છે. એમાં રહેલા યાંત્રિક એકાંગીપણામાં ન્યાયોચિત માનવીયતાનો હ્રાસ પણ જોઈ શકું. વ્યાકરણોથી મારી ભાષા કે છંદશાસ્ત્રોથી મારી ગઝલો નથી સર્જાઈ. ગઝલી છંદોનું ઉરૂઝ જોઈને નાસીપાસ થયો પણ વ્યાકરણ એ કઈ બલા છે એ જાણતો ન હોવા છતાં શ્રવણના સંસ્કારે બાળપણમાં બોલતાં શીખ્યા એમ ગઝલના સંસ્કારે ગઝલ શીખ્યો તેમાં અમીન આઝાદનું વ્યક્તિત્વ તથા એકધારી ભરપૂર આબોહવાની પ્રેરણા હતી. લઘુગુરુનાં ચોકઠાં પાડી ગઝલ લખવામાં નિષ્ફળ ગયો. શ્રવણના સંસ્કાર અને શુદ્ધ રીતે પાઠ કરવાની રીતે તથા બોલાતી ભાષાની ગઝલમાં, બે સ્વતંત્ર લઘુ અક્ષરનો એક ગુરુ શી રીતે બને છે, અને કયા શબ્દો નિર્વાહ્ય થઈ શકે એ સમજીને ગઝલ લખવામાં સફળ થયો. મુશાયરામાં ભાગ લેતો થયો. બીજા કે ત્રીજા મુશાયરાની ગઝલમાં

**દશા જોઈ મારી હસે છે દિશાઓ,**
**કે મંજિલ છે સામે ને પાછો ફરું છું.**

એ શેર લખાયો, ઉમાશંકર જોશીએ એક લેખમાં તેને ઉદ્ધૃત કર્યો ત્યારે કંઈ વિશ્વાસ બેઠો. તે પછી અનાયાસ જ એક સ્વતંત્ર ગઝલ લખી તે આખી ત્યારે વિશિષ્ટ હતી અને આજે પણ તેને ગઝલ રૂપે સ્વીકારું છું. એમાં મક્તો હતો:

**મારા જીવનનું શિલ્પ ઘડાયું નહિ અનિલ,**
**જીવન વિતાવ્યું કોઈની મૂર્તિ ઘડી ઘડી.**

એ ગઝલે મારામાં વિશ્વાસ જગાડ્યો. મુશાયરામાં અને મિત્રોમાં એને આવકાર મળ્યો તે પણ એક કારણ હતું. એ છંદ મને વિશિષ્ટ લાગ્યો. પાસે પાસે લઘુનાં સ્થાન હોવાને કારણે શી રીતે છંદ સાધ્ય

થાય એવી મૂંઝવણ હતી, પણ એ જ છંદ વધારે સાધ્ય થયો અને એમાં લાંબી રદીફો મને કંઈ ખબર નથી, કોણ માનશે? હોય પણ ખરું, તને યાદ તો હશે–ના સફળ પ્રયોગો કર્યા. આધુનિક ગઝલકારોની ઘણી સફળ ગઝલો એ છંદમાં લખાયેલી છે. ઉદાહરણ તરીકે

મારો અભાવ મોરની માફક ટહુકશે,
ઘેરાશે વાદળો અને હું સાંભરી જઈશ.

અલબત્ત એક લઘુની ખોટ એમાં રહ્યા કરે છે.

એક લાંબા છંદમાં ઘણી ગઝલો લખાતી. ગનીભાઈ અને અમીન આઝાદ ને સીરતી હૃદયસ્પર્શી રીતે ગાતા, એમાં પરંપરાનો પ્રભાવ હતો. મેં ગુજરાતીકરણની દૃષ્ટિએ જુદી જ રદીફની યોજના કરી ગઝલ લખી:

આ મારું અચાનક આવી જવું
બેધ્યાનપણે ગાતાં ગાતાં,
આ તારું અચાનક જોઈ મને
કંઈ સ્વસ્થ થતાં શરમાઈ જવું.

તો નાના છંદોને ઓર નાના કરી તેની શક્યતા તાગવાના નિજી પ્રયોગો કર્યા. એમાં કોઈ પૂર્વસંસ્કાર નહોતા.

યૌવનના અંત પહેલી
ફાગણની રંગહેલી
હૈયું અતિ અધીરું
ને આંખ સાવ ઘેલી!

મને લાગે છે કે હું શાયર તરીકે નહિ એક સ્વયંસેવક રૂપે 'મહાગુજરાત ગઝલ મંડળ'માં જોડાયો હતો. ગનીભાઈ ક્યારેક મને 'વેતરો' પણ કહેતા. દર ત્રણ માસે પંક્તિ પર મુશાયરા યોજાતા તેની પંક્તિ માટે ખૂબ વ્યાયામ ચાલતો. નવો છંદ ને નવી પંક્તિ હોય તોપણ પીઢ અને ઊગતા સૌ લખી શકે અને મુશાયરો સફળ

થાય એ દૃષ્ટિએ દિવસો સુધી વ્યાયામ ચાલતો. મુશાયરો થાય. સંખ્યાબંધ ગઝલો આવે. દરેક રિપોર્ટમાં જુદા જુદા શેરો હોય ને શાયરના સારા શેર જ હોય એ દૃષ્ટિએ દર મુશાયરા વખતે પાંચ છ અહેવાલ મારે તૈયાર કરવાના. એમાં સૌને ન્યાય થાય અને શક્ય એટલી ઉત્તમ રજૂઆત થાય એ કામે મારામાં પસંદગી અને વિવેકના ગુણો વિકસાવ્યા. દરેક મુશાયરામાં રજૂ થયેલી ચૂંટેલી ગઝલો અને ગઝલના શેરોની પુસ્તિકા 'મુશાયરા' નામે પ્રગટ થતી એનું કામ પણ મારે ભાગે આવતું હોવાથી એવા કામે પસંદગીનો વિવેક કેળવાયો.

મેં કશું પસંદ કર્યું નહોતું. આવી પડયું તે કામ નિષ્ઠાથી કર્યું એમાં હું એ રીતે અનાયાસ, અહેતુક પ્રગટ થતો ગયો.

કોઈ આંદોલનથી સાહિત્ય સર્જાતુ નથી પરંતુ કોઈ સાહિત્યિક આંદોલન ચાલે છે ત્યારે કેટલાયે સર્જકોમાં પૂર્વે પ્રગટ ન થયેલી શકયતા પ્રગટ થાય છે, એ રીતે સાહિત્યમાં નવો ઉઘાડ આવે છે, તેમાં અતિરેક થતાં તેની મર્યાદા પણ પ્રગટ થાય છે એ દ્વિજોત્તમ કવિતા અને આધુનિક સાહિત્યનાં પ્રકરણોમાં આપણે જોયું છે, તે ગઝલ વિશે પણ એટલું જ સાચું છે. એ કહેવા માટે સહદેવ હોવાની કશી જરૂર નથી.

અમારી પેઢીના જે શાયરો પ્રતિષ્ઠિત થયા છે, પુરવાર થયા છે એમાં મુશાયરા પ્રવૃત્તિનો ઘણો ફાળો છે. મુશાયરા પ્રવૃત્તિ ન હોત તો ગનીભાઈ દહીંવાળા અને રતિલાલ 'અનિલ' ન હોત, અમારા જેવા ઘણા ન હોત. અતિરેક વિનાની સાહજિક નવી સાહિત્યિક આબોહવા ઘણામાં રહેલી ઘણી શકયતા બહાર આણે છે એ રીતે સાહિત્યિક આંદોલનો માત્ર પ્રેરક અને ઉપયોગી નહિ પરિણામજનક નીવડયાં છે.

હાથમાં કાગળ-કલમ રાખી ટેબલ પર બેસી કોઈ ગઝલ મેં લખી નહોતી. આજે પણ એ રીતે ન લખી શકું. 'ડમરો-તુલસી'ની

બધી ગઝલો પાવરલૂમ્સ પર કામ કરતાં યંત્રોના ઘરઘરાટ વચ્ચે મનમાં પડઘાતા ગઝલી લયની લહેમાં છૂટક છૂટક શેર રૂપે લખાયેલી છે. એકી બેઠકે કોઈ ગઝલ લખી નહોતી. 'મસ્તીની પળોમાં'નાં આ મુક્તકો પણ કામ કરતાં કરતાં જ લખ્યાં હતાં.

પૂજ્ય વિષ્ણુભાઈએ ખાસ તો ગુજરાતી મુશાયરાઓ વિશે રણજિતરામ સુવર્ણચન્દ્રક સ્વીકારતાં કરેલા પ્રવચનમાં કરેલી ઉગ્ર ટીકા, ૭-૭ માસ સુધી પંડિતોથી માંડી સમર્થ સાહિત્યકારોએ કરેલી વ્યાપક અને ગંભીર ચર્ચા મને ગઝલવિચારણા અને સાહિત્ય-વિચારણા તરફ અનાયાસ દોરી ગઈ. કોઈ પણ હેસિયત વગર માણસને વિચાર કરતો કરો એનાં વિધાયક પરિણામો આવવાનાં જ. માણસ વિચાર કરવાની જવાબદારીથી ભાગે છે ત્યારે તે પોતાને અને પ્રવૃત્તિને અન્યાય કરતો થઈ જાય છે. સાક્ષરયુગના એ વિચાર-પ્રેરક યુયુત્સુ સામર્થ્ય અને તંત સુધી પહોંચતી ખંતનો અભાવ આજે વરતાય છે. અને પ્રવાહ વહે છે તેમ ઘસડાયે પણ જાય છે. શયદાયુગના સાક્ષી તરીકે પૂરો સંડોવાયેલો હોવા છતાં હું નર્યો પરંપરાવાદી નથી, તો સુરેશ હ. જોશી અને એમના આધુનિકવાદ પ્રત્યે અભિમુખ હોવા છતાં હું આધુનિકતાવાદી પણ નથી. નર્યો એકાંગી સાહિત્યવાદી પણ નથી. રસ્તે પડી ગયેલા બાળકને હું ઉપાડી લઉં એ સહજ છે – એમાં "માનવતાવાદી' હોવાનો પ્રશ્ન જ નથી ! જે કંઈ સહજપણે થયું, થઈ ગયું તે કર્યું છે એમાં કશી વિશેષ-તાના આરોપણને અવકાશ નથી. સામયિક કે પ્રાસંગિક પણ પરં-પરિત અખંડ સમયનો જ ભાગ છે. એટલે વર્તમાનને પણ પરંપરા છે જ, નહિતર એ વર્તમાન હોય જ શી રીતે ? પરંપરાની મર્યાદા આવી જાય છે ત્યારે નવું તત્ત્વ આવે છે, તેનો અતિરેક જ તેની મર્યાદા બને છે, આમાં પક્ષ ને વિપક્ષને સ્થાન નથી. એ કેવળ ઇતિહાસન્યાય હોય છે.* □

* નર્મદ સાહિત્યસભામાં આપેલું વક્તવ્ય.

રાજદૂત / સમરસેટ મોમ અનુ. શરીફા વીજળીવાળા

મિ. પેટ ભયાનક ગુસ્સામાં હતા. આમ તો આ રાજદૂતની નોકરી તે વીસ કરતાં પણ વધુ વર્ષોથી કરતા હતા. અને આ નોકરીમાં હેરાન પરેશાન કરી દેતા ચિત્રવિચિત્ર લોકો સાથે તેમનો રોજ પનારો પડતો. કોઈ પણ તાર્કિક વાતને ન ગાઠતા અધિકારીઓ, બ્રિટિશ સરકારને કરજ એકઠું કરનાર એજન્સી માનનારા વેપારીઓ, ન્યાયોચિત વ્યવહારના કોઈ પ્રયત્નમાં પણ ઘોર અન્યાયની ફરિયાદ કરતા ધર્મપ્રચારકો જેવા અનેક લોકો સાથે તેમને પનારો પડતો. પણ જે કિસ્સાએ તેમને લગભગ હતાશ કરી નાખ્યા હતા એવો કોઈ કિસ્સો તેમની સામે પહેલાં ક્યારેય આવ્યો હોય એવું તેમને યાદ ન હતું. આમ તો તે એકદમ સૌમ્ય માણસ હતા, પણ ખબર નહિ કેમ, તેમની સહી માટે સામે રાખેલા કાગળમાં બે શબ્દની જોડણી ખોટી લખવા બદલ તેના યુરેશિયન કારકુન પર એકદમ આવેશમાં આવી જઈને તૂટી જ પડ્યા. તે પોતે એક કર્તવ્યનિષ્ઠ આદમી હતા એટલે ઘડિયાળ જ્યાં સુધી ચારના ડંકા ન વગાડે ત્યાં સુધી પોતાની જાતને ઑફિસ છોડવાની રજા ન આપી શકતા. જેવા ડંકા પડતા કે તરત જ કૂદકો મારી તેઓ ઊભા થઈ જતા અને હેટ તથા લાકડી માટે બૂમ મારતા. બૂમ મારતાંની સાથે જ જો પટાવાળો હેટ-લાકડી ન લાવે તો કડક શબ્દોમાં તે તેને ખખડાવી નાખતા. બધા જ વાતો કરતા કે આ રાજદૂત જરાક વિચિત્ર થતા જાય છે. શેરીમાં રસ્તો પૂછવા જેટલી ચીની ભાષા પણ શીખ્યા

વગર પાંત્રીસ–પાંત્રીસ વર્ષથી ચીનમાં જીવી શકતા વેપારીઓ કહેતા કે રાજદૂતને ચીની ભાષા શીખવી પડે છે એટલે જ તે આવા વિચિત્ર થતા જાય છે. અને મિ. પેટ ચોક્કસપણે વિચિત્ર થતા જતા હતા એમાં કોઈ શંકા ન હતી. તે એકલા જ હતા. એટલે જ જે નિર્જન સ્થળો ઘરગૃહસ્થીવાળા માણસોને માટે પ્રતિકૂળ હોય ત્યાં બધે જ તેમને મોકલવામાં આવતા હતા. તે એટલું બધું એકલા જ જીવ્યા હતા કે તેમનો તરંગીપણા તરફનો સામાન્ય લગાવ હવે મર્યાદા બહાર જઈ પહોંચ્યો હતો. અને એમને એવી આદતો પડી હતી જે જોઈને કોઈ અજાણ્યો તો આશ્ચર્યમાં જ પડી જાય. તેઓ અતિ ભુલકણા હતા. હમેશાં જ અતિ અસ્તવ્યસ્ત રહેતા, ઘર તરફ તેઓ બિલકુલ જ ધ્યાન ન આપતા. ઘરની જેમ જ પોતાના ખાવા તરફ પણ તેઓ એકદમ જ બેદરકાર હતા. તેમના નોકરો પોતાને જે ગમતું તે એને ખાવા આપતા. અને એ માટે તેમની પાસે ગજા બહારનો ખર્ચ કરાવતા. અફીણની હેરાફેરી બંધ કરવા તે અથાક પ્રયાસો કરતા હતા. પણ આખા શહેરમાં માત્ર તે એકલા જ એ હકીકતથી બેખબર હતા કે તેમના નોકરો ખુદ દૂતાવાસમાં જ અફીણ રાખે છે, અને અફીણની મોટા પાયા પરની હેરાફેરી તેમના ફળિયાના પાછલા બારણેથી જ ખુલ્લેઆમ થતી હતી. તેમને સંઘરાખોરીનો ગજબનો શોખ હતો. સરકાર દ્વારા મળેલું ઘર, એક પછી એક ભેગી કરેલી વિવિધ વસ્તુઓથી ભરાઈ ગયું હતું. કાચ, લાકડું, વિવિધ ધાતુઓનાં કોતરણીવાળાં વાણુસ, મૂર્તિઓ વગેરેનો સંઘરો તો જરા તર્કસંગત ઉદ્યમ હતો, પણ સિક્કાઓ, પંખીનાં ઈંડાં, હોટલના બિલ્લા, ટપાલની ટિકિટો વગેરે પણ તે સંઘરતા. તે એવી ડિંગ પણ મારતા કે તેનો ટપાલની ટિકિટનો સંગ્રહ આખા સામ્રાજ્યમાં અદ્વિતીય હતો. લાંબા સમય સુધી નિર્જન સ્થળો પર રહેવાને કારણે તેમણે ઘણું વાંચ્યું પણ હતું. ચીનીવિદ્યાના જાણકાર ન હોવા છતાં ચીન વિશે, તેના ઈતિહાસ, સાહિત્ય, ત્યાંના લોકો

વિશે તેમના સહકાર્યકરો કરતાં તે ઘણું વધારે જ્ઞાન ધરાવતા હતા. પણ આટલા વિશાળ વાચનથી તેમનામાં સહિષ્ણુતા કેળવાવાને બદલે તે મિથ્યાભિમાની બન્યા હતા. તે વિલક્ષણ દેખાવ ધરાવતા માણસ હતા: ઠીંગણા અને નાજુક અને જ્યારે તે ચાલતા ત્યારે તમને ખરી પડેલું પાંદડું પવનમાં ફંગોળાતું હોય એ જ યાદ આવે. વળી તેમની નાનકડી મરઘાનાં પીંછાંવાળી, અતિ જૂની, જીર્ણશીર્ણ ટાયરોલીઝ હેટ તો વળી સૌથી વિચિત્ર હતી. આ વિચિત્ર હેટ, તે પોતાના મોટા માથા પર એક બાજુએ બાંકા અદામાં પહેરતા. તે જરા વધુ પડતા ગંજા હતા. ચશ્માં પાછળથી ડોકાતી તેમની ભૂરી, ફિક્કી આંખો ઘણી નબળી છે તે તમે જોયું જ હશે. તેની જીર્ણશીર્ણ, કાબરચીતરી, ઢળી પડેલી મૂછો તેમના મોઢા પર દેખાતા ચીડિયાપણાને ઢાંકી ન શકતી અને હવે, દૂતાવાસવાળી શેરીમાંથી બહાર આવી તેમણે શહેરની દીવાલ તરફ જતા રસ્તે ચાલવા માંડયું. અતિ વિશાળ જનસંખ્યા ધરાવતા આ શહેરમાં આ એક જ જગ્યા પર આરામથી ચાલવાનું શકય રહ્યું હતું.

એ સખતાઈથી કામ લેનારા માણસ હતા. સાવ નાખી દેવા જેવી વાત માટે પણ તે ચિંતામાં અધમૂઆ થઈ જતા. એક નિયમ તરીકે, દીવાલ પર ચાલવું તેમને શાંતિ અને આરામ આપતું. વિશાળ મેદાનની વચ્ચોવચ શહેર ઊભું હતું અને ઘણી વાર સૂર્ય જ્યારે દીવાલ પાછળ નમી રહ્યો હોય ત્યારે દૂર પર્વતનું બરફ-આચ્છાદિત શિખર દેખાઈ જતું. એ તિબેટનો પર્વત હ-ા. પણ હવે તે ઝડપથી ડાબે–જમણે કશે પણ જોયા વગર ચાલતા હતા અને તેમનો અલમસ્ત કૂતરો તેમની નજરે ન ચડે એમ તેમની પાછળ દોડતો હતો. તેમણે પોતાની જાત સાથે જ ઝડપથી, નીચા એકસરખા અવાજે વાત કરી: આજની તેમની ચીડનું કારણ પોતાની જાતને મિસિસ લુઈ કહેવડાવનાર એક સ્ત્રીએ લીધેલી તેમની મુલાકાત હતું. તેમણે રાજદૂતને શોભે તેવી ધીરજથી, સ્પષ્ટતા ખાતર પેલી

પાસે મિસ લેમ્બર્ટ કહેવડાવવાનો આગ્રહ રાખ્યો. આ વાત તેમના શિષ્ટાચાર પૂરતા વ્યવહારને અટકાવવા માટે પૂરતી હતી. તે એક અંગ્રેજ સ્ત્રી હતી અને ચીનાને પરણી હતી. બે વર્ષ પહેલાં તેના પતિ સાથે તે ઇંગ્લૅન્ડથી આવી હતી. તેનો પતિ યુનિવર્સિટી ઑફ લંડનમાં ભણતો હતો. પેલાએ તેને એવું ઠસાવ્યું હતું કે પોતાના દેશમાં તે એક અતિ જાણીતી વ્યક્તિ હતો. પેલીએ તો ભવ્ય મહેલ અને દબદબાભર્યા સ્થાનની કલ્પનાઓ કરી હતી. લોકોથી ઊભરાતા, ગંધારા ચીની ઘરમાં જ્યારે તેને લાવવામાં આવી ત્યારે એક કડવા આશ્ચર્યનો તેને અનુભવ થયો. ત્યાં એક પણ વિદેશી ઢબનો ખાટલો ન હતો. છરીકાંટા ન હતાં. દરેક વસ્તુ તેને અતિ ગંદી અને ગંધાતી લાગી. તેના પતિનાં માબાપ સાથે જ રહેવું પડવાનું તે જાણીને તેને આઘાત લાગ્યો. પેલાએ તેને કહી દીધું કે તેની મા તેને જે કરવાનું કહે તે જ તેણે કરવાનું. ચીની ભાષાથી તે બિલકુલ જ અજાણી હતી એટલે બે–ત્રણ દિવસ ઘરમાં રહ્યા પછી જ તેને ખબર પડી કે તેના પતિની તે એકમાત્ર પત્ની ન હતી. બાબેરિયન વિશે તે ભણવા દેશ છોડીને ગયો તે પહેલાં નાની વયે જ તેનું લગ્ન થઈ ગયું હતું. જ્યારે તેણે આવી રીતે છેતરવા બદલ તેના પતિને કડવાશથી ઠપકો આપ્યો ત્યારે પેલાએ માત્ર ખભા ઉછાળ્યા. જો ચીનો પોતે ઇચ્છે તો બે પત્ની રાખતાં તેને કોઈ રોકી શકે એમ નથી અને સત્યની જરાક અવહેલના કરી તેણે ઉમેર્યું કે કોઈ ચીની સ્ત્રીને આમાં વાંધા જેવું પણ નહિ લાગે. આ હકીકતની જાણ થયા પછી તે પ્રથમ વાર રાજદૂતને મળી.

તેના આવવાની ખબર તે સાંભળી ચૂક્યા હતા. — ચીનમાં દરેક વ્યક્તિ, બીજી વ્યક્તિ વિશે બધું જ જાણતી હોય. તેમણે તેને સહેજ પણ આશ્ચર્ય વગર આવકારી, તેના પ્રત્યે વધારે પડતી સહાનુભૂતિ પણ ન બતાવી. એક તો પરદેશી સ્ત્રીએ એક ચીના સાથે લગ્ન કર્યું એ જ એમને ગુસ્સાથી ધમધમાવતું હતું. એમાં વળી કોઈ

પણ જાતની પૂછપરછ કર્યા વગર પેલીએ ભરેલું આંધળું પગલું તો એમને અંગત અપમાન જેવું લાગતું હતું. તેનો દેખાવ જોઈને તમે કલ્પના પણ ન કરી શકો કે આ બાઈ આવી બેવકૂફીભરી ભૂલ કરી શકે. તે ગંભીર, યુવાન, બેઠીદડીની, સીધીસાદી અને વ્યવહારુ સ્ત્રી હતી. દરજીએ સીવેલાં સસ્તાં કપડાં તેણે પહેર્યાં હતાં, અને સ્ટ્રોની ટોપી ઓઢી હતી. તેના દાંત ગંદા હતા અને તેની ચામડી ખરબચડી હતી. કાળજી લીધા વગરના તેના હાથ લાંબા અને ગુલાબી હતા. કઠોર પરિશ્રમ કરવા તે ટેવાયેલી હશે એવું તમે હાથ પરથી કહી શકો. તે તળપદ છાંટવાળું અંગ્રેજી બોલતી હતી.

"તું મિ. ચુઈને કેવી રીતે મળી હતી?" રાજદૂતે ભાવહીન ઠંડા અવાજે પૂછ્યું.

"હા, જુઓને, વાત કંઈક આમ બની હતી" તેણે જવાબ આપતાં કહ્યું, "મારા પિતાજીની સ્થિતિ બહુ જ સારી હતી. જ્યારે તેઓ અવસાન પામ્યા ત્યાર મામે કહ્યું કે આટલા બધા ઓરડા ખાલી જ રાખી મૂકવા એ તો અપરાધ કહેવાય. મને લાગે છે આપણે બારી પર જાહેરાતનું પાટિયું લટકાવીએ."

રાજદૂતે વચ્ચેથી પેલીને બોલતાં અટકાવી.

"તે તમારી સાથે ભાડે રહેતો હતો?"

"હવે શું કહું? એ ભાડે આપ્યા જેવું પણ ન કહેવાય."

"તો આપણે એને એપાર્ટમેન્ટ જેવું કહી શકીએ?" રાજદૂતે તેના આછા જરાક મરડાયેલા સ્મિત સાથે પૂછ્યું.

તો, આ પ્રકારનાં લગ્નોનો સામાન્યપણે મળતો આ ખુલાસો હતો. તેમને આ સ્ત્રી અતિમૂરખ, રોંચા જેવી લાગી એટલે પછી એકદમ સ્પષ્ટ થઈને તેમણે તેને સમજાવી દીધું કે અંગ્રેજી કાયદા પ્રમાણે તે મિ. ચુઈને પરણી ન હતી એટલે તેના માટે ઈંગ્લૅન્ડ પાછા ચાલ્યા જવું એ જ એકમાત્ર રસ્તો હતો.

પેલીએ રડવાનું શરૂ કર્યું એટલે રાજદૂતનું હૈયું જરાક નરમ

પડ્યું: લાંબી મુસાફરી દરમિયાન તેની સંભાળ રાખી શકે એવી સાધ્વીઓ સાથે મોકલવાનું તેમણે તેને વચન આપ્યું. અને ખરેખર જો તેની ઇચ્છા હોય તો વચગાળાના આ સમયમાં તે કોઈ મઠમાં રહી શકે કે કેમ તેની તપાસ કરવાનું પણ કહ્યું.

પણ હજુ તો તે બોલતા હતા ત્યાં જ મિસ લૅમ્બર્ટે આંસુ લૂછી કાઢયાં.

"ઇંગ્લૅન્ડ પાછા જઈને શું કાંદા કાઢવાના?" અંતે તે બોલી. "ત્યાં જઈને પગ મૂકી શકું એવી કોઈ જગ્યા તો છે નહિ."

"તું તારી મા પાસે જઈ શકે."

"એ તો મિ. ચુઈ સાથેના મારા લગનની તદ્દન વિરુદ્ધ હતી. અત્યારે ધારો કે માર પાછા જવાનો વારો આવે તોય એને ત્યાં જવાનું તો શક્ય જ નથી."

રાજદૂતે તેની સાથે દલીલો કરવી શરૂ કરી. પણ જેમ જેમ તે વધુ ને વધુ દલીલો કરતા ગયા તેમતેમ પેલી વધુ ને વધુ દૃઢ થતી ગઈ. અંતે પેલાએ મગજ ગુમાવ્યું.

"જે માણસ તારો પતિ નથી તેની સાથે જ રહેવાનું તું પસંદ કરતી હો તો પછી તારી જવાબદારીએ રહે. તારી કોઈ પણ જાતની જવાબદારી હવે મારા માથે નહિ."

"તો પછી તમારે ચિંતા કરવાને કોઈ કારણ નથી," અણઘડ અને ત્રુટક અવાજે પેલીએ જવાબ આપ્યો. જ્યારે જ્યારે તેના વિશે તેઓ વિચારતા ત્યારે તેના ચહેરા પરનો એ ભાવ તેમની આંખ સામે ઊપસી આવતો.

આ બધી વાત બે વર્ષ પહેલાંની હતી. એ પછી તેમણે એક બે વાર તેને જોઈ હતી. તેને તેની સાસુ અને શોક્ય બંને સાથે જરાય ફાવતું ન હતું એ દેખાઈ આવતું હતું. ચીનના કાયદા પ્રમાણે તેને મળતા હક વિશેના હાસ્યાસ્પદ પ્રશ્નો લઈને તે રાજદૂત પાસે આવી હતી. રાજદૂતે ફરી એક વાર તેને પાછી મોકલી આપવાની

વાત કરી. પણ પાછા નહિ જવાના નિર્ણયમાં તે અડગ જ રહી અને તેમની મુલાકાતો હમેશાં રાજદૂતના ક્રોધ સાથે જ પૂરી થતી. રાજદૂતને હવે પેલા શેતાન પ્રુઈની લગભગ દયા આવવા માંડી હતી. જેણે આ ત્રણ ઝઘડતી સ્ત્રીઓને શાંત પાડવી જ પડતી હશે. તેની અંગ્રેજ પત્નીના કહેવા પ્રમાણે તે તેની પ્રત્યે નિર્દય ન હતો. તે તેની બંને પત્નીઓ સાથે સમાન રીતે વર્તવાની કોશિશ કરતો. મિસ લેમ્બર્ટમાં કોઈ સુધારો દેખાતો ન હતો. મિ. પેટે જાણતા હતા કે સામાન્ય રીતે તે ચીની કપડાં પહેરતી હતી. પણ જયારે દૂતાવાસમાં તેમને મળવા આવતી ત્યારે તે યુરોપિયન પોશાક પહેરતી. તે એકદમ જ લઘરવઘર થઈ ગઈ હતી. ચાઈનીઝ ખોરાક ખાવાને કારણે તેની તબિયત કથળી ગઈ હતી અને હવે તે વધારે પડતી જ માંદી લાગતી હતી. પણ એ દિવસે જ્યારે તેણે ઓફિસમાં દેખા દીધી ત્યારે તો એમને ખરેખર જ આઘાત લાગ્યો. તેણે હેટ પણ નહોતી પહેરી. તેના વાળ અસ્તવ્યસ્ત હતા અને તે એકદમ જ ઉન્માદી અવસ્થામાં હતી.

"એ લોકો મને ઝેર આપવાની કોશિશ કરે છે." તેણે કંઈક ગંદી વાસ મારતા ખોરાકવાળો વાડકો તેની સમક્ષ મૂકીને ચીસ પાડતાં કહ્યું, "આ ઝેર છે." તેણે કહ્યું, "હું છેલ્લા દસ દિવસથી બીમાર હતી. આ તો કોઈ ચમત્કારથી જ હું નાસી આવી."

તેણે તેની લાંબી વાર્તા સંભળાવી. જે પરિસ્થિતિ પ્રમાણે સંભવિત લાગતી હતી. એને ગળે ઉતારવા પૂરતી સંભવિત તો હતી, જ. આમેય એક ચીની સ્ત્રી માટે તે જેને ધિક્કારતી હોય તેવી, કબાબમાં હડ્ડી જેવી સ્ત્રીને રસ્તામાથી હટાવવાનો આ અતિ જાણીતો રસ્તો હતો. અને ચીની સ્ત્રી માટે આવું કરવું સ્વાભાવિક પણ હતું.

"તેઓ જાણે છે કે તું અહીં આવી છે?"

"હા, હા... તેઓ જાણે છે. મેં જ તેમને કહ્યું હતું કે હું આ તમને બતાવવા લઈ જાઉં છું."

અંતે હવે કોઈ નિશ્ચિત કાર્યવાહી કરવાની ઘડી આવી પહોંચી હતી. રાજદૂતે એકદમ જ શાસનકર્તાની નજરે તેની સામે જોયું.

"સારું, જો હવે તારે ક્યારેય પણ ત્યાં પાછા ન જવું જોઈએ. હવે હું તારી આ મૂર્ખાઈ જરાય ચલાવી લેવાનો નથી. હું તને ભાર દઈને કહું છું કે જે માણસ તારો પતિ નથી, તેને છોડી દે."

પણ તેમણે આ સ્ત્રીની ઉન્મદી હઠ સામે પોતાની જાતને લાચાર મહેસૂસ કરી. કેટલીયે વાર કરી ચૂકેલ બધી જ દલીલો ફરી એક વાર તે કરી ગયા, પણ તે તો કશું સાંભળતી જ નહોતી. અને પછી હંમેશની જેમ જ તેણે મગજ ગુમાવ્યું. અને પછી અંતે હારી-થાકીને પૂછેલા પ્રશ્નનો પેલીએ જે જવાબ આપ્યો તેનાથી તો રહી-સહી સ્વસ્થતા પણ ગુમાવી બેઠા.

રાડ નાખીને તેમણે પૂછ્યું, "મને એ નથી સમજાતું કે આખરે તારે આ માણસ સાથે રહેવાનું કારણ શું છે? કેમ રહેવું છે તારે એની જ સાથે?"

એકાદ ક્ષણ માટે તે અચકાઈ. તેની આંખમાં એક વિચિત્ર ભાવ આવ્યો.

"તેના કપાળ પર જે રીતે વાળ ઊગે છે તે મને એટલા બધા ગમે છે ને કે... હું મારી જાતને રોકી જ નથી શકતી." તેણે જવાબ આપ્યો.

રાજદૂતે તેની આટલી જિંદગીમાં આવું આઘાતજનક, અપમાન-જનક કશું સાંભળ્યું ન હતું. આ તો ખરેખર પરાકાષ્ઠા હતી! એ પોતે વારંવાર ગાળો બોલે એવા માણસ ન હતા છતાંયે તે પોતાની જાતને આગઆગ થઈને આટલું બોલતાં ન જ રોકી શક્યાં:

"આ સ્ત્રીઓ ખરેખર હલકટ જ હોય છે." □

# ભમરડીનો ભૂસકો / તારિણીબહેન દેસાઈ

અડકો દડકો દહીં દકૂકો
બિલ્લુ પાકે આવણ ગાજે
ઊલમૂલ દાતરડે ખજૂર
સાકર શેરડી સિંદૂર
બઈ તમારાં છૈયાંછોકરાં
સારાં છે પીતાંબર પગલાં
પાડે છે–આચકો દાચકો
ભમરડીનો ભૂસકો...

એમ બોલીને પાંચીકા રમતાં રમતાં એકદમ જ ભૂસકો મારી દેવડાવ્યો ચંપા અને ચમેલીને પોતાનાં માતાપિતાએ—પોતાની જ ન્યાતનાં મજમુદાર અને મહેતા કુટુંબને ઘેર અને નાનકડા પગમાં પહેરેલા ઝાંઝરનો ઝણઝણાટ ફેલાઈ ગયો આખાયે ઘરમાં અને ઘર પણ રણઝણવા માંડયું – ઝાંઝરના મીઠા અવાજથી.

ચંપાડી તો કૂદતી જાય અને ઘર ઘર રમતી જાય. જો કે પગથિયાંની રમત રમતી વખતે એનું પોતાનું ઘર તો બનાવી જ દીધું હતું. તેથી આ ઘરને પણ પોતાનું ઘર કરવા માંડી—એક રૂમમાંથી બીજા રૂમમાં કૂદકો મારીને—પગથિયાની રમત રમતી વખતે મારેલા કૂદકાની જેમ. વળી એનો પતિ ચંદ્રકાન્ત તો...ખીલી ઊઠયો ચંપાનાં પગનાં ઝાંઝરના ઝમકારથી, અને રોજ સવારે એમ જ થવા માંડયું કે સવાર પડી નથી ને ચંપા ખીલી નથી. સાસુમા તો ચંપા ઉપર

વારી ગયાં હતાં. તેથી ચંપાનાં ચોટલાનાં તો શું વખાણ કરે, શું વખાણ કરે! એ વખાણ સાંભળીને પણ થાકી જવાય. પણ...સાસુમા એનાં વખાણ કરતાં થાકે નહિ અને ચંદ્રકાન્ત તો ચંપાની ચંપાકળી જેવી આંખોને જ તાકયા કરે. કુદરતે આવા સૂમસામ ઘરમાં જાણે કે પ્રકાશ પાથર્યો.

આમ તો... ચંદ્રકાન્તનું ઘર ખાધેપીધે સુખી ખરૂં. પણ... તેથીયે વિશેષ મનની સમૃદ્ધિ ઘણી. જીવનમાં સુખનો રોટલો જરૂર ખાઈ શકે એવું એ ઘર... અને તેથી પછી તો... રોટલો જ શું... આખેઆખું સુખ જ ખાઈ શકે...એવું વાતાવરણ. ઘરમાં બધે જ સુખ જ વેરાયેલું/પડયું હોય એટલે ચંપા તો ચંપાકળી જેમ મહેકવા લાગી.

અને તે જ દિવસે ચમેલીબહેન પણ પરણ્યાં હતાં. સમૃદ્ધિનો ઉંબર ચડતાં ચડતાં તો હાંફ ચડી જાય તેવું ઘર. ચમેલી તો લગ્ન થતાંની સાથે ખુશખુશાલ, ગોરમાને પાંચેય આંગળીએ નહિ પણ — દસેય આંગળીએ પૂજ્યા હશે, અને હા... ગોર્યો કરતી વખતે પાંચીકા રમે ચંપા અને શંકર ભગવાનની પૂજા કરે ચમેલી. વળી એના પતિ સન્મુખના મોઢા ઉપર પણ સમૃદ્ધિનો કળશ ઢોળાયેલો. તેથી મૂળ તો મિયાં અને પાછી ભાંગ પીધેલી. ઘરની સમૃદ્ધિ તો ખરી જ અને પાછી વકીલાતની આવક આવે.

ચંપા અને ચમેલી — બંને દીકરીઓને એક જ દિવસે પરણાવી દીધી તેથી જયાબહેન અને જયંતભાઈ તો ખુશખુશાલ થઈ ગયાં. કારણ, 'સ્રીનો અવતાર હવે સાર્થક થશે' એમ મનમાં લાગ્યું. લગ્ન રંગેચંગે થઈ ગયાં. પછી થોડા વખત પછી જયાબહેનની બહેનપણી જશવંતીબહેન ગપાટા મારવા આવી ત્યારે બહેનપણીએ કહ્યું —

'અલી... જયા! તેં આવાં ઘર કયાંથી શોધી કાઢયાં, તારી દીકરીઓ માટે?'

એના જવાબમાં ગર્વથી જયા બોલી —

'જો...જશવંતી ! હું કાંઈ એ લોકોને ઘેર માગું કરવા નહોતી ગઈ હે કે? તેઓ પોતે જ મારે ઘેર કહેણ નાખવા આવ્યા હતા,. હા...! મારી દીકરીઓ માટે તો તને શું કહું.. ન્યાતમાં પહેલો નંબર છે પૂહેલો...'

'હા...ભઈ ! તારી દીકરીઓ તો ફૂટડી મઝાની, રમતિયાળ અને કામગરી...બધું જ એમનામા છે.'

'અને...અમારું ઘર – એ તો પાંચમાં પુછાય એવું હા...અને મારા એમનું નામ તો...બધા વારેવારે લીધા કરે — વિશ્વાસુ, પ્રમાણિક, ખાનદાની વગેરે માટે – દાખલો બેસાડવા — હા...રે હા!'

આમ બોલતાં બોલતાં જયા શરમાઈ, વરની વાત આવીને એટલે. અને એની બહેનપણી જશવંતી પણ...એના મોઢા ઉપર પરેલાં શરમના શેરડા અને ગર્વીલી રેખાઓને જોતી જ રહી. પછી જશવંતી બહેનપણીને મળવાનો સંતોષ અનુભવતી ચાલી ગઈ. પણ ...જયાને દીકરીઓ માટે યાદ કરાવીને ગઈ.

સાસરે ગયેલી બંને દીકરીઓ પોતાના સાસરાનાં ઘરમાં એવી ભરાઈ ગઈ હતી કે એ ઘર આગળ તેઓ પિયેરના ઘરને સાવ જ ભૂલી ગઈ હોય તેમ લાગ્યું. દીકરીઓ ઘેર દેખાઈ જ નહિ તેથી જયાનું મન રહ્યું જ નહિ. એણે પોતાના પતિને કહ્યું—

'એઈ... સાંભળો છો કે? હું જરા ચંપાને ઘેર જતી આવું, મઝામાં તો છે ને...તે જોવા? થોડીક વારમાં જ પાછી આવી જઈશ.'

'ભલે...જઈ આવને...હું તને ક્યારેય કોઈ જગ્યાએ જવાની ના કહું છું?'

આ સાંભળી જયા રાજી થતી ઊપડી ચંપાને ઘેર. બારણું તો ખુલ્લું જ હતું અને જયા તો પરભારી પેસી જ ગઈ ઘરમાં. તો શું જોયું ખબર છે? એનો પતિ ચંદ્રકાન્ત એકીટશે જોતો જ હતો.

ચંપાની સામે અને બસ... ગાતો હતો પેલું ગીત...

'લઈ લો...ચંપા–ચમેલી ગુલાબ લઈ લો...
લઈ લો...ચંપા–ચમેલી...'

આ સાંભળી ચંપા શરમાતી શરમાતી રસોડામાં જતી હતી. ત્યાં જ એની સાસુ એને માથે હાથ ફેરવી બોલવા માંડી—,

'ચંપા તારો ચોટલો જો ને...
મ્હોરી ઊઠે મનને મેડે.'

આ પંક્તિ સાંભળ્યા પછી અંદર જવા માટે જયા જરા ગૂંચવાઈ. એના અંદર જવાથી રંગમાં ભંગ તો નહિ પડી જાય ને? અને છતાંયે — 'આટલે સુધી આવી છું તો પાછી કેમ જાઉં' સનજી —

'આવું કે...જશોદાબહેન!'

માનો ટહુકો સાંભળી ચંપા તો વધારે મહેકી ઊઠી – મનમાં ને મનમાં અને ચંદ્રકાન્ત પણ... મા અને ચંપા સામે જોઈ જરાક અમથો શરમાયો – 'પોતાની સાસુ પેલું ગીત સાંભળી ગયાં હશે કે'

અને પછી તો... મનનો મારગડો મહેકી ઊઠયો અને મનડાનો મોર પણ ગહેકી, ઊઠયો અને જયા તો ખુશખુશ થતી એના 'એ' પાસે વાત માંડવા ગઈ અને પછી પોતાના ઘરની દીવાલોમાં પડેલી તિરાડો દીકરીના આનંદની વાનથી પુરાઈ ગઈ. જયા–જયંત ને ચોક્કસ જ થયું કે મારો ચંપો તો મ્હોરી ઊઠયો છે એને આંગણિયે.

પણ...એકલો ચંપો મહોરે ને કેમ ચાલે? ચમેલી પણ...સાથે ગહેકળી જોઈએ ને? વિચાર કરતી પહોંચી ગઈ ચમેલીને સાસરે. પણ–ઘરની અંદર એકદમ પેસી જાય તે કેમ ચાલે? પૈસાપાત્ર દીકરીનાં સાસરામાં એવું થોડું પેસાય છે? એટલે એ તો બહાર આંગણે જ ઊભા રહે રહે અંદર ડોકિયું કરવા માંડી. અંદર શ્રીખંડ પીરસાતો હોય તેમ લાગ્યું અને પાતરાનાં ભજિયાંની સોડમ પણ આવવા માંડી એટલે મનમાં થયું—

'વાહ...દીકરી તો પકવાનોમાં મ્હાલવા માંડી! અમારા ઘર કરતાં તો અદકેરું સુખ છે. આખેઆખા સુખના દરિયામાં ડૂબકી મારી રહી છે. વાહ.. ભાઈ...વાહ!'

ખુશ થઈને જયા અંદર પગ મૂકવા જાય છે ત્યાં જ—

'રાંડ...પીરસતાં પણ આવડતું નથી કે?'

'ના...બા: બરાબર તો પીરસું છું. મારી માએ શિખવાડ્યું છે ને...તેમ જ...બરાબર...'

આ સાંભળી એનો પતિ સન્મુખ તાડૂક્યો—

'ચલ...અણઘડ! જો...શ્રીખંડનું ટપકું તો નીચે પડ્યું.'

હવે ઠીક લાગમાં આવી છે સમજી સાસુ પાછી શરૂ થઈ—

'અલી...જો...શું આવું તને પીરસતાં આવડ્યું કે? પહેલાં શીખ તો ખરી. છોકરી તરીકે જન્મ લીધો એટલે બધું આવી જતું નથી સમજી? જણવાનું કામ તો ઠીક છે પણ...તેં પીરસેલી થાળી સામે તો જો...આપણે ઘેર આવતા પહેલાં વિચાર તો કરવો તો પગલી!'

બોલતાં બોલતાં તમાચો ચોંટાડી પાછી સાસુ બોલી—

'જો...તને શિખવાડું—પહેલાં મૂક મીઠું...પછી અથાણું, પછી છૂંદો...પછી લીંબુનો કકડો...પછી કચુંબર...પછી શાક... પછી કઠોળ...'

એ પ્રમાણે ચંપા પીરસવા તો ગઈ પણ...પોતાની માતાના કહેવા પ્રમાણે બરાબર પીરસાયું નથી—એમ કહી એના પતિ સન્મુખે થાળી છૂટી મારી ચમેલી પર અને એનાથી એના માથામાં મોટો ઘા પડી ગયો તોયે એની પરવા કર્યા વગર એનો પતિ ધડામ ધડામ અવાજ કરતો ચિડાઈને ઊઠી ગયો—જમતાં જમતાં અને પકવાનોથી-પીરસાયેલી થાળીની કિંમત રાખ જેવી થઈ ગઈ.

અને ઘરમાં ડગ ભરતો જયાનો પગ પાછો પડ્યો. હવે... અંદર કેવી રીતે જવું? મન તો સાવ તૂટી જ ગયું હતું. વળી

ચમેલીનું ડૂસકું તો સંભળાઈ જ ગયું હતું. 'એની સાસુએ – મને કદાચ જોઈ લીધી હોય તો...' માની જયા અંદર ઘરમાં ગઈ તો સાસુમા...તો જાણે કે કાંઈ જ બન્યું ન હોય એમ એને આવકારતાં બોલ્યાં—

'આવો...આવો...જયાબહેન! ક્યાંથી આજે ભૂલાં પડ્યાં?'

'બહેન...મને થયું કે ઘણા દિવસ થયા – મારી ચમેલીનું મોઢું જોયું નહોતું તેથી થયું – લાવને – જરાક ખબર કાઢી આવું? બાકી તો...ઘરકામમાંથી સમય જ મળતો નથી.'

'સારું કર્યું તમે એ બહાને તો આવ્યાં.'

પછી મોટેથી બૂમ પાડતાં—

'ચમેલી બેટા! જો...તો — તારી મા તને જોવા અને મળવા આવી છે. એમની જમવાની થાળી પણ સાથેસાથ પીરસી જ લાવજે ...જોજે... શ્રીખંડ બરાબર મૂકજે...અને સાથે પાતરાનાં ભજિયાં પણ ઘણાં વધારે...'

સાસુના કહેવા છતાં ચમેલી બહાર આવી જ નહિ. એટલે સાસુ એને ઢસડીને લઈ આવ્યાં. ઢસડીને લાવતાં જોઈ જયાનો ખૂબ જીવ બળી ગયો અને બોલી—

'અરે...અરે — બહેન! આમ શું કરો છો ના...ના...ભલે ના આવતી. કોઈ બીજે દિવસે હું એને મળવા આવી પહોંચીશ, બસ. અત્યારે રહેવા દો...'

'ના...શું આવે બહેન! માને મળવા તો આવવું જ જોઈએ ને?'

જ્યારે સાસુ એને ઢસડીને લાવી ત્યારે માએ એની સામું જોયું તો... એની આંખ રડીને સૂજી ગઈ હોય તેમ લાગ્યું. માએ પૂછ્યું,

'કેમ બેટા, રડે છે?'

એના જવાબમાં સાસુ જ બોલી—

'એ...તો મા યાદ આવી ગઈ હશે... હજી તો એ નાની કીકલી જ છે ને... મગજથી તો...'

'અરે...બેટા! એમાં શું રડવાનું...દીકરીઓ તો...સાસરે જાય જ છે ને? અને...જો...બેટા! એવું મળવાનું મન થઈ ગયું હોય તો...આવી જવું'તું ને ઘેર... આમ તો તું રડી રડીને અધમૂઈ થઈ જશે સમજી દીકરી!'

'અરે પણ...જયાબહેન! એ તો સાવ રોતલ છે રોતલ. જયારે ને ત્યારે રડતી જ હોય છે!'

'હજી નાની છે ને...એટલે. માને છોડીને આવતાં નહિ ગમ્યું હોય...કદાચ!'

'અરે...નાની તો શું...પૂરા બાર વર્ષની થઈ. વળી તમારી ચંપા પણ નાની જ છે ને! એના કરતાં એક વર્ષ જ મોટી...તોયે એ કેવી આનંદથી સાસરામાં રહે છે? અને વળી તમારી ચમેલીને તો એના કરતાં અદકેરું સુખ પણ મળ્યું છે. અને પિયરના સુખથી પણ વધારે...બોલો બહેન...સાચું કહેજો...તમારે ઘેર આમ રોજ શ્રીખંડ ખવાય છે? અહીં અમારે ઘેર તો પકવાન રોજેરોજ થયા કરે છે.'

માને થયું – 'રોજ પકવાન તો અમારે ઘેર કયાંથી હોય? ચમેલી ચમસ્તી જ પોતાના મનમાં ઉદ્વેગ રાખે છે.' એમ વિચારતાં વિચારતાં ઘેર ચાલી પણ સાસુના ઉદ્વેગી સ્વભાવે આખુંયે વાતાવરણ ડહોળી નાખ્યું. અને જેમ દૂધને આખળો પછી જો તેને હલાવ્યા જ કરીએ તો તો...દહીં જામે જ નહિ ને...તેમ જ હા ...ચમેલીના સાસુએ એના દામ્પત્યજીવનને હલાવ્યા જ કર્યું. અને તેથી એનો પતિ સન્મુખ પણ એનાથી વિમુખ થવા માંડયો.

વાતે-વાતે વાંધો કાઢવો અને જીવનમાં મળેલા સુખને વલોવ્યા જ કરવું — એ જ જીવનનો ક્રમ ચમેલીના પતિ અને સાસુનો થઈ ગયો હતો. જમતી વખતે પણ જયારે ચમેલી પીરસતી હોય ત્યારે – 'ગધેડી'નુ સંબોધન, અને જયારે તૈયાર થઈને પતિ સાથે બહાર જતી હોય ત્યારે 'હલેતી'નું સંબોધન, જમતી હોય ત્યારે 'વાઘરી'નું

સંબોધન, ઘરનું બધું કામ કરતી હોય ત્યારે 'નાલાયક'નું સંબોધન અને રાત્રે સૂવા જતી વખતે — 'રાંડ'નું સંબોધન — એમ ઘણાં જુદાં જુદાં નામ પડી ગયાં હતાં એનાં. શરૂઆતમાં તો ચમેલીને આ શબ્દો એક એક કારમા ઘાની માફક વાગતા હતા. અને એ શબ્દો દ્વારા પડેલા ઘા ક્યારેય રુઝાશે જ નહિ એવા ઊંડા પડી ગયા હતા. ગામડા ગામમાં તો વળી છૂટાછેડાનો તો સવાલ જ નહિ. દીકરીની લાશ તો સાસરેથી જ નીકળવી જોઈએ — એવું મનાતું. તેથી શબ થવાની રાહ ચમેલી કદાચ જોતી હોય તો કોને ખબર! વખત જતાં એ ઘાવાળી ચામડી પણ જાડી થતી ગઈ અને બધુંયે એને કોઠે પડી ગયું.

આમ જયાબહેન અને જયંતભાઈની એક આંખ હસતી હતી અને એક આંખ રડતી હતી. 'આ તો સંસાર છે, ચાલ્યા કરે' એમ માની મન વાળી લેતાં. અને ચમેલીને સાંત્વન દેતાં.

એક દિવસ એવું થયું કે...ચંપાના પતિને તાવ આવ્યો અને તે એકસો પાંચ ડિગ્રી ચડી ગયો. ડૉક્ટરને તાબડતોબ બોલાવ્યા. એમણે કહ્યું — 'તાવ તો મગજે ચડી ગયો છે.' દવાઓ ચાલુ થઈ. ચંપા પણ ખૂબ ચાકરી કરતી હતી એટલે એ ઘણી સુકાતી ગઈ હતી. સાસુ દીકરા સાથે સાથે વહુની પણ કાળજી રાખવા માંડી. સાસુને મનમાં હતું, 'મારા દીકરાના જીવનનું જેટલું મહત્ત્વ છે તેટલું જ મારી વહુનું પણ મહત્ત્વ છે.' પાછી એ વિચારતી—

'જો...ભગવાન...મને કહે કે.. બંનેમાંની એકને તો હું લઈ જ લઈશ તો હું કહી શકીશ નહિ કે દીકરાને લઈ લે કે વહુને ? કારણ વહુ એ પણ મારી દીકરી જ છે ને...'

ડૉક્ટરની મહેનત અને ચંપાની કાળજી અને માતાની મમતા મળ્યા છતાં ભગવાન આગળ એ ફળી નહિ અને એના પતિ ચંદ્રકાન્તનું પ્રાણપંખેરું ઊડી ગયું. આ જાણી આખાયે ગામનું હૃદય ચિરાઈ ગયું. ગામની એકેએક વ્યક્તિ ભગવાનને ગાળો દેવા માંડી.

અને આ વાત સાંભળી ચમેલી તો મનથી ઢગલો થઈ ગઈ. પોતાની માજણી બહેન — જેની સાથે પાંચીકા રમતી વખતે પગથિયાં કૂદતાં કૂદતાં ભમરડીનો ભૂસકો તો બંને જણાએ સાથે જ માર્યો હતો, પણ — ચંપાનો આ વળી કઈ જાતનો ભૂસકો થયો ?'

વિચારતી ચમેલી પોતાની બહેન ચંપા પાસે હાંફળીહાંફળી થઈ જતી હતી ત્યારે પણ સાસુએ ખૂબ ગાળો દીધી હતી અને એનો પતિ તો એ જ વખતે એની પાછળ પિક્ચર જોવા જવા માટે પડચો. ચમેલીના તો જીવમાં જીવ જ નહોતો તેથી તેણે પિક્ચર જોવા જવાની ના પાડી તેથી તે તરત જ બીજી છોકરીને લઈને પિક્ચર જોવા ઊપડી ગયો. આમ થયું હતું છતાં...ચમેલી માંડ માંડ પોતાની બહેન ચંપા પાસે આવી પહોંચી હતી રડતી રડતી. જોકે ગામમાં વાત તો ફેલાઈ જ ગઈ હતી કે ચમેલી તો દુઃખના ડુંગરમાં રહે છે.

ચંપાના પતિના મૃત્યુ વખતે ગામલોકો બધા જ આવ્યા હતા. એમની આંતરડી ખૂબ જ કકળી ગઈ હતી, ગામની નાનકડી દીકરીને કસમયે વૈધવ્ય આવ્યાથી. પછી થોડા દિવસ પછી બધાએ કહ્યું —

'અરે...આટલી કુમળી વયે બિચારી ચંપા વિધવા થઈ. શું એણે સુખ જોયું ? એના કરતાં તો એ ના પરણી હોત તો...હવે બિચારી કેટલી દુઃખી થઈ ગઈ ?'

આ ભાવથી ભરેલ શબ્દો સાંભળતાં જ ચંપાને તરત જ પોતાના પતિની બધી જ વાતો યાદ આવવા માંડી. પતિ કેવો એનાં વખાણ કરતો હતો, એને વહાલ કરતો હતો, પોતાના હાથથી પ્રેમથી જમાડતો હતો અને સાસુમા પણ કેવાં એનાં વખાણ કરતાં હતાં ! એના ઉપર કવિતા જોડતા હતા. પતિ માંદો પડચો ત્યારે એની ચાકરી કરતી વખતે પોતે પાતળી થઈ ગઈ હોવાથી સાસુમા ઊલટાં એની જ કાળજી લેવા માંડચાં હતાં ! અને મનમાં ને મનમાં એ બબડી—

'ના...ના એ જરાયે દુઃખી થઈ ગઈ નથી.'

અને ત્યાં જ નાનકડા સાંસારિક જીવનના પ્રસંગોની આખે-આખી ટ્રેન જ ચાલવા માંડી જાણે કે મીટરગેજ ટ્રેન — અને તે મોટેથી બોલી ઊઠી—

'ના...ના...હું જરાયે દુઃખી થઈ ગઈ નથી. મારા વહાલા વડીલો! મેં તો ઊલટાનું ખૂબ સુખ જોયું છે. મારા પતિ જેવા પતિ તેમ જ મારાં સાસુમા જેવાં સાસુ તો લખચોર્યાસીના ફેરા ફરતાંય કોઈનેય મળવાં દુર્લભ છે! અને એ સુખને ટેકે જ હું મારું બાકીનું જીવન આનંદથી પૂરું કરી શકીશ. મારા પતિ સદેહે નથા તો શું થયું — એમના શબ્દો દ્વારા, વહાલ દ્વારા, મારી પાસે છે જ—'

આ સાંભળી વૈધવ્યે જેમનાં જીવનને નિસ્તેજ કરી દીધું છે એવી સ્ત્રીઓ બોલી—

'બેટા! સ્ત્રી માટે વૈધવ્ય એ ખૂબ જ દુઃખની વાત છે, પણ — સધવા હોય તો પણ...સુખ મળે એવું થોડું જ છે? આ બિચારી...ચમેલીને જોને...વર છે છતાં વિધવા જેવી જ છે. રોજ બધાની ગાળો ખાવી, અપશબ્દોના હાર પહેરવા...અને—'

ત્યાં જ ચમેલીને એ બધા અપશબ્દો કાનમાં અને મગજમાં અથડાયા...'નાલાયક...હલેતી...રાંડ...અણઘડ, પગલી'...અને એની સાથે સંકળાયેલા બધા જીવનપ્રસંગો પણ...અને એ વિચારવા માંડી.

'આ તો ઘર છે, ત્યારે આવું બોલે છે ન — ના હોત તો — કોણ બોલત? ભગવાને મને ખૂબ જ સુખ આપ્યું છે. કારણ મારા પતિ જીવે છે.'

આમ...ગાળો ખાતાં ખાતાં...પણ શરીરદેહે પ્રત્યક્ષ પતિ હોવાનું પણ એક સુખ છે. જ્યારે સુખી લગ્નજીવનના પ્રસંગોમાં ઊભરાતું સુખ...શરીરદેહે પતિ ન હોવા છતા પણ પૂરતું છે. બંને દીકરીઓનાં લગ્ન વખતની ઘડી કેવીક હશે...શી ખબર કયું નક્ષત્ર, કયો યોગ; કયું ચોઘડિયું હશે એ વખતે? શું ઘડી એટલે જ

-સંઘર્ષ—

આમ સંઘર્ષ દ્વારા સમાધાન મેળવી ચંપા અને ચમેલી બંને સુખી થયાં—પોતપોતાની રીતે. પતિ મૃત્યુ પામ્યો હોવા છતાં—ચંપાને યાદ કરવા અને સુખી થવા માટે પતિ સાથે વિતાવેલા સુખમય પ્રસંગો છે. તો...ચમેલી પાસે તો...એનો પતિ હયાત છે. ભલે તે પછી હેરાન કરતો હોય! છતાં પણ એ વિધવા તો નથી જ. જ્યારે જીવને જીવત સાચે જ વિધવા થયેલી ચંપા—મનથી તો સધવા જ છે.

જયાબહેન અને જયંતભાઈ બંને દીકરીઓની સંઘર્ષમાં સમાધાન પામવાની વૃત્તિને મનોમન વંદન કરી રહ્યાં. ❑

## સાભાર સ્વીકાર

**માજીલા મણિલાલ** : ભૂપેન ખખ્ખર : ત્રિઅંકી નાટક : પ્રકાશક ગીતા નાયક, સાહચર્ય પ્રકાશન, ૧૨, ચેતન એ, રાજાવાડી રોડ, ઘાટકોપર (પૂર્વ,) મુંબઈ–૪૦૦ ૦૭૭, મૂલ્ય ૫૦ રૂપિયા.

**સોનાલીસા** : કાવ્યસંગ્રહ : સોનલ દેસાઈ : પ્રકાશક સાંઈ પ્રકાશન કૃતિ : વિવેકાનંદ નગર, ભાઈકાકા રોડ, આણંદ, મૂલ્ય ૨૫ રૂપિયા.

**શાહમૃગ** : કાવ્યસંગ્રહ : રાજેન્દ્ર જાડેજા, પ્રકાશક પરિષ્કૃત પ્રકાશન, એમ/૭, સ્ટોફ કોલોની, વલ્લભ વિદ્યાનગર, મૂલ્ય જણાવ્યું નથી.



# એક મનોવિશ્લેષણમૂલક પ્રતીકાત્મક વાર્તા

પ્રસાદ બ્રહ્મભટ્ટ

'ડાકલી' બહાદુરભાઈ જ. વાંકની પ્રતીકાત્મક વાર્તા છે. શીર્ષક-રૂપે મુકાયેલો શબ્દ વાર્તામાં પણ બે ત્રણ વાર પ્રયોજાયો છે. વાર્તા-નાયક ભાવેશને કાર્ડિયોલોજિસ્ટ ડૉક્ટર કોઠારીએ કહેલું, "તમારા હૃદયમાં જરા વાલની તકલીફ... જરા સંભાળીને સાવચેત રહેવું." લેખકે આ શબ્દોને 'વાવાઝોડાની ફૂંક જેવા' કહી અંતનું સૂચન તો કરી દીધું છે જ. ભાવેશને પણ કાર્ડિયોગ્રામ 'ડેથ સર્ટિફિકેટ' જેવો લાગે છે.

પરંતુ વાર્તારંભે ભાવેશ વહેલી સવારે ઊંઘમાંથી ઊઠી જાય છે તો એક દુઃસ્વપ્નને કારણે. પોતાના જિગરી મિત્ર કમલેશનું સર્પ-દંશના કારણે અવસાન થઈ ગયું છે, ને પોતે તેની નનામીને કાંધ આપીને સ્મશાને જઈ રહ્યો છે એવું દુઃસ્વપ્ન ભાવેશને અસ્વસ્થ કરી મૂકે છે. તે ઝડપથી પથારીમાંથી બેઠો થઈ જાય છે. લેખક અહીં લખે છે, "ઓરડાની નિઃસ્તબ્ધતાને કોતરતો ઘડિયાળનો ટિક...ટિક ...અવાજ તેને અત્યારે ખરેખર કાળોતરા નાગની ડાકલી જેવો જ ભાસી રહ્યો. પોતાના મરણને બદલે મિત્રના મરણનું આવું દુઃસ્વપ્ન આજે કેમ આવ્યું હશે?'

અહીં ડાકલી દ્વારા લેખકને શું અભિપ્રેત છે એ સ્પષ્ટ થઈ જાય છે. લેખક જેને 'કાળોતરા નાગની ડાકલી' કહે છે તે વાસ્તવમાં કાળની ડાકલી છે. સમગ્ર વાર્તામાં ભાવેશના ચિત્તમાં આ ડાકલીનો

ધ્વનિ પડઘાયા કરે છે. લેખકે નાગ અને ડાકલીનો પ્રતીકાત્મક વિનિયોગ કરવાનો સભાન પ્રયાસ કર્યો છે.

પોતાના નાદુરસ્ત સ્વાસ્થ્યની વાત છુપાવવાનો ભાવેશ પ્રયત્ન કરે છે પણ તેની માને થોડોક અંદેશો આવી જ જાય છે. પોતાની હયાતીમાં પુત્રનાં લગ્ન થઈ જાય એવી ઇચ્છા વ્યક્ત કરતાં તે પુત્રને કહે છે, "તને તો ખબર છે મારી તબિયત હવે જરાય સારી રહેતી નથી. કોણ જાણે ક્યારે મારી આંખો..."

આ વખતે "તમારી આંખો કે મારી આંખો — આવું કંઈક મનોમન બબડતાં ભાવેશ ઊંડા વિચારોમાં ડૂબી ગયો. તેના કાનમાં કોઈક ધીમેથી ડાકલી વગાડી રહ્યું હોય તેમ તેને લાગ્યું. તેણે જોરથી બંને હાથની હથેળીઓ કાન આડે દાબી દીધી." અહીં જોઈ શકાશે કે ભાવેશ ક્ષણે ક્ષણે નિકટ આવી રહેલા મૃત્યુથી સભાન છે, પણ બીજી બાજુ તે શાહમૃગની વૃત્તિ અખત્યાર કરી રહ્યો છે. પોતાના બદલે જિગરી મિત્રના મૃત્યુનું દુઃસ્વપ્ન તેની આ વૃત્તિનું જ પ્રતિબિંબ ન હોઈ શકે?

વાવાઝોડાની ફૂંક જેવા, કાળની ડાકલી જેવા કાર્ડિયોલૉજિસ્ટના શબ્દો અને દુઃસ્વપ્ન સમગ્ર વાર્તાનું ધારક બળ છે. આ બે ધરીની આસપાસ વાર્તાનાં વર્તુળો વિસ્તર્યા કરે છે અને પરસ્પરને છેદ્યા કરે છે. જીવનની સંકુલતા, વિડંબના, વક્રતા લેખક સૂક્ષ્મ રીતે કુશળતાપૂર્વક વ્યંજિત કરી શક્યા છે.

મિત્રના દુઃસ્વપ્નની વાત ભાવેશને અસ્વસ્થ કરી મૂકે છે. આ દુઃસ્વપ્નનો ઓથાર કોઈ કાળમીંઢ શિલાની જેમ તેની સમગ્ર ચેતના પર પથરાઈ જાય છે. પહેલાં તો તેને શંકા થાય છે — કમલેશ ખરેખર મૃત્યુ તો નહિ પામ્યો હોય ને? સવારે સાત વાગ્યે તે તેના ઘરે ફોન કરે છે. કશું અઘટિત ઘટ્યું નથી એ જાણી તેને થોડી નિરાંત થાય છે, પણ કદાચ ભવિષ્યમાં આ સ્વપ્ન સાચું પડી જાય તો...એ દહેશતને લીધે તે એકદમ નર્વસ બની જાય છે.

એનું એક કારણ એ કે બાળપણમાં પિતાની છત્રછાયા ગુમાવી ચૂકેલ ભાવેશ માટે કમલેશ જીવનની છાયા બની ગયો હતો. અંતરંગ મિત્ર તરીકે કમલેશના તેના ઉપર એટલા બધા ઉપકારો હતા કે તે સાત જનમમાંય તેનું ઋણ ચૂકવી શકે તેમ ન હતો. આવા મિત્રના મરણનું સ્વપ્ન પોતાને આવી જ કેમ શકે એ તેને સમજાયું નહિ.

સપના વિશેની વધુ માહિતી પ્રાપ્ત કરવા ભાવેશ મનોવિજ્ઞાનનું પુસ્તક વાંચે છે. કેટલાંક સ્વપ્નો સાચાં પડયાં હતાં એ મતલબની વિગતો પુસ્તકમાંથી વાંચ્યા પછી અને પરાવિદ્યાના અભ્યાસી મહેતાભાઈ પાસેથી સાંભળ્યા બાદ તે નક્કી કરે છે કે સપનાની વાત કમલેશને કરી દેવી. એ માટે તે તેના ઘરે જાય છે પણ કમલેશ માતાની તબિયત અંગે ચિંતિત હોય છે. એ વખતે તે કશું કહી શકતો નથી. ફરી વાર તેને ત્યાં જઈ વાત કહેવી શરૂ કરે છે પણ અંતે લોચા વાળતાં બોલી નાખે છે, "મને એવું સપનું આવ્યું હતું કે તમારાં માતુશ્રીનું અવસાન થઈ ગયું છે...!" આ પછી થોડા દિવસમાં જ તેમનું અવસાન થાય છે.

બાની અંતિમક્રિયા વગેરે બધું પતી ગયા પછી એક દિવસ કમલેશ ભાવેશને કહે છે, "તારું એ દિવસે કહેલું સપનું ખરેખર સાચું જ પડી ગયું!"

હકીકત કંઈક જુદી જ હોવાથી ભાવેશ એકદમ ક્ષીણ સ્વરે કહે છે, "ના, ના...એ તો બનવાકાળ બધું બન્યા કરે છે."

કમલેશ કહે છે, "હવે હું સપનાની વાતને ક્યારેય પણ ભ્રમણા ન માની શકું." ને ભાવેશના ચિત્તમાં ફરી ડાકલીનો અવાજ... જોઈ શકાશે કે સપનું અને ડાકલી અહીં એકબીજા સાથે જોડાઈ જાય છે.

ભાવેશ પોતાની માંદગીની વાત બધાથી છુપાવે છે. સ્વપ્નની સાચી વાત પણ તે કમલેશને કરી શક્યો નથી. પોતાની નબળાઈની પૂરેપૂરી પ્રતીતિ થયા પછી ભાવેશને લાગે છે કે આમ ને આમ જ

જો બધું મનમાં ઘૂંટાયા કરશે તો ક્યાંક તેનું મગજ જ... ને તેને કમલેશને વિગતવાર પત્ર લખીને પોતાની તમામ દ્વિધા કહી દેવાની પ્રબળ ઇચ્છા થઈ આવે છે. પણ એટલામાં કમલેશ તેના ઘરે આવી પહોંચે છે. પોતાના આગમનનું કારણ સ્પષ્ટ કરતાં તે ભાવેશને કહે છે, "હું તને આવતી કાલે મારા ઘરે જમવાનુ નિમંત્રણ દેવા આવ્યો છું...આવતી કાલે મારો જન્મદિવસ છે."

ભાવેશના પ્રતિભાવ સંદર્ભે લેખક લખે છે, " 'જન્મદિવસ' શબ્દથી તેનો ચહેરો ફોટાની નેગેટિવ જેવો જ થઈ ગયો !" છતા હસીને તે કમલેશને અભિનંદન આપે છે. બદલામાં તેને કમલેશ ટેપરેકોડર ભેટ આપે છે. જન્મદિવસ કમલેશનો હોય તો પોતે તેને ભેટ આપવી જોઈએ એમ ભાવેશને લાગે છે. તેનો ક્ચવાટ દૂર કરતાં કમલેશ કહે છે, "યાર ! તારા જન્મદિવસમાં ને મારા જન્મદિવસમાં વળી શું ફેર છે? અને આમ છતાંય જો તું મને ભેટ આપવા જ માગતો હોય તો હું તારી ભેટ પણ ચોક્કસ સ્વીકારીશ .."

કમલેશ ઇચ્છે તે ભેટ આપવાની તત્પરતા ભાવેશ દર્શાવે છે. કમલેશ માત્ર તેનું ખડખડાટ હાસ્ય સાંભળવા ઇચ્છે છે. ભાવેશને મિત્ર નાટક કરતો હોય એમ લાગે છે. વાસ્તવમાં કમલેશ સારો નાટ્ય-લેખક અને નાટ્યકલાકાર હતો. એક વાર તેને સહેજ શરદી થતાં તેની પત્ની શ્વેતા ભાવેશને ફોન કરી ઘેર બોલાવે છે ત્યારે તે નારાજ થઈને કહે છે, "અહીં મને બોલાવવાનું નાટક તમે કર્યું કે ભાભીએ ?"

ભાવેશ કમલેશને, શ્વેતાને નાટક કરવા માટે ઠપકો આપે છે પણ વાસ્તવમાં ગંભીર માંદગીમાં સપડાયો હોવા છતાં ભાવેશ સ્વજનો, મિત્રો આગળ સ્વસ્થ હોવાનું નાટક કરે છે. અલબત્ત સ્વજનો એ સમજતા નથી એવું નથી. કમલેશ ડૉ. કોઠારીને ઓળખે છે. પોતાની બાની બીમારી સંદર્ભે તે તેમને મળે છે એવું પણ લેખકે સૂચવ્યું છે. શક્ય છે કે તે ભાવેશની બીમારી અંગે બધું

જાણતો હોય. કદાચ તેથી જ તે કહે છે, "ભાવેશ, નાટકની જેમ જીવી જાણતાં આવડે તો જ જિંદગીની મજા છે." તેની આ ઉક્તિ તે ઘણું બધું જાણે છે એ સૂચવી રહે છે.

લેખકે આ કલાત્મક ટૂંકી વાર્તામાં પ્રતીકો પાસેથી, ધ્વનિતત્ત્વ પાસેથી ખાસ્સું કામ કઢાવી સૂક્ષ્મતા સિદ્ધ કરી છે. ભાવેશનું મૃત્યુ પણ લેખક અંતે પ્રતીકાત્મક રીતે દર્શાવે છે. કમલેશ ટેપ ચાલુ કરવા જાય છે ત્યાં લાઇટ ચાલી જાય છે. પછી ભાવેશને એકદમ ચક્કર આવે છે. વાર્તાનું અંતિમ વાક્ય છે "ને કંઈક નાસીપાસ થતાં કમલેશે છત તરફ જોયું — ઝડપથી ઘૂમતો સીલિંગફેન સાવ સ્થિર થઈ ગયો હતો." ભાવેશને ચક્કર આવવાં–એ વીગત પછી તરત 'સીલિંગફેન સાવ સ્થિર થઈ ગયો હતો' એમ કહી લેખક પ્રતીકાત્મક રીતે ભાવેશનું અવસાન દર્શાવે છે.

લેખકે ભાષાનો પણ સર્જનાત્મક વિનિયોગ કર્યો છે. તેમણે પ્રયોજેલા અલંકારો, ખાસ તો તાજગીપ્રદ, સૂચક ઉપમાનો ધ્યાનાર્હ છે. 'વાવાઝોડાની ફૂંક' જેવા શબ્દો, 'ગૂંચ પડેલા દોરાના ફીંડલા' જેવું ચિત્ત, 'કાળોતરા નાગની ડાકલી જેવો' ઘડિયાળનો ટિક... ટિક...અવાજ, 'તેજાબના છાંટા' જેવું હાસ્ય, 'ફોટાની નેગેટિવ' જેવો ચહેરો — આ તો થોડાંક ઉદાહરણો માત્ર છે. લેખકે આ રીતે ભાષાનો સર્જનાત્મક વિનિયોગ કરી ચિત્તનાં સૂક્ષ્મ સંચલનોને વ્યક્ત કરવાનો નોંધપાત્ર પ્રયાસ કર્યો છે.

કાર્ડિયોલૉજિસ્ટના વાવાઝોડાની ફૂંક જેવા શબ્દોથી ભાવેશના ચિત્તમાં જે તૂફાન સર્જાય છે તે અંતે તેના અવસાનથી શાંત થાય છે પણ એ દરમ્યાન તે જે સંવેદનો અનુભવે છે તેને તેની સંકુલતા સમેત સૂક્ષ્મ રીતે વ્યંજિત કરવાનો પ્રયાસ લેખકે કર્યો છે. આ માટે તેમણે સ્વપ્નનો કાર્યક્ષમ ઉપયોગ કર્યો છે. મનોવિજ્ઞાનનો અભ્યાસ તેમને તેમાં ઉપકારક નીવડ્યો છે. ભાવેશને પોતાના મૃત્યુને બદલે મિત્રના મૃત્યુનું દુઃસ્વપ્ન આવે છે એમાં માત્ર શાહમૃગી વૃત્તિ હશે

કે મિત્ર સાથેનું તાદાત્મ્ય? વાર્તાના અંતે કમલેશ ભાવેશને "યાર! તારા જન્મદિવસમાં ને મારા જન્મદિવસમાં વળી શું ફેર છે?" એમ કહે છે એ આ સંદર્ભે સૂચક બની રહે છે. લેખકે સંબંધોની અને વૃત્તિઓની સંકુલતાને સરળીકૃત કરી નથી અને છતાં બધું અસ્પષ્ટ, ધૂંધળું રહેવા દીધું નથી એમાં એમની કુશળતા છતી થાય છે.

સૂક્ષ્મ, સંકુલ, ચૈતસિક ભાવસંચલનોને પ્રતીકાત્મક રીતે, સક્ષમતાથી વ્યક્ત કરતી આ વાર્તા માત્ર બહાદુરભાઈ વાંકની જ નહિ, ગુજરાતી વાર્તાસાહિત્યની પણ એક ઉલ્લેખનીય, કલાત્મક વાર્તા છે. □


## વાચકોને, સંસ્થાઓને—

દક્ષિણ ગુજરાતમાંથી વર્ષોથી પ્રગટ થતા એકમાત્ર સાહિત્ય-માસિક 'કંકાવટી'એ શુદ્ધ સાહિત્યમાસિકનું સ્વરૂપ ધારણ કર્યું છે. કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા અને વિવેચન સાથે યથાશક્ય સમકાલીન સાહિત્યનો પરિચય, સહકાર આપતા કવિ–લેખકો દ્વારા અપાય છે.

આપને અંગતપણે, આપની સંસ્થાને, સ્કૂલને સાહિત્યિક બની રહેવાના ધ્યેય સાથે પ્રગટ થતા આ 'કંકાવટી'ના ગ્રાહક બની સહકાર આપવાની અપેક્ષા.

વાર્ષિક લવાજમ રૂપિયા ૩૦

૨૪, રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે અડાજણ, પાણી ટાંકી,

સૂરત–૩૯૫ ००૯

# ઉપાધ્યાય યશોવિજયજીની સાહિત્યકળા – કેટલાક મુદ્દા

**જયંત કોઠારી**

ઉપાધ્યાય યશોવિજયજી મધ્યકાલીન સાહિત્યાકાશના એક અત્યંત તેજસ્વી તારક છે. જ્ઞાનપ્રૌઢિમાં તો એ અજોડ છે. નવ્યન્યાયના આ આચાર્ય ષડ્દર્શનવેત્તા હતા અને કાવ્યશાસ્ત્ર, વ્યાકરણ આદિ અનેક વિદ્યાઓમાં એમની અનવરુદ્ધ ગતિ હતી. આ વિષયોમાં એમણે સંસ્કૃત-પ્રાકૃતમાં અનેક ગ્રંથોની રચના કરી છે. એમનું ગુજરાતી (અને થોડુંક હિંદી) સાહિત્યસર્જન પણ સારા પ્રમાણમાં છે, એમાં રાસ, સંવાદ, સ્તવનસજ્ઝાયાદિ પ્રકારો આવરી લેવાયા છે અને સાંપ્રદાયિક તત્ત્વપરામર્શની સાથે સાહિત્યકળાની ઉચ્ચતા જોવા મળે છે. એમણે પોતે નોંધ્યું છે કે ગંગાકાંઠે ઐં એ બીજાક્ષરના જાપથી સરસ્વતી એમના પર તુષ્ટમાન થયાં હતાં અને એમણે એમને તર્ક અને કાવ્યનું વરદાન આપ્યું હતું. એમનું સાહિત્ય જાણે આ હકીકતની સાખ પૂરે છે. એમાં તર્ક એટલે વિચારશક્તિ – બૌદ્ધિકતત્વ અને કાવ્ય એટલે સાહિત્યકળા – રસસૌન્દર્યનો મેળ જોવા મળે છે. 'જંબૂસ્વામી રાસ'માં એમણે કહ્યું છે—

તર્ક વિષમ પણ કવિનું વયણ સાહિત્યે સુકુમાર,
અરિગજગંજન પણ દયિત નારી મૃદુ ઉપચાર.

(કવિનું વચન તર્કને કારણે વિષમ, પણ સાહિત્યગુણે કરીને સુકુમાર હોય છે, જેમ શત્રુરૂપી હાથીઓને પરાભવ પમાડનાર પ્રિયતમ નારી પ્રત્યે મૃદુ વ્યવહારવાળો હોય છે.)

તે રીતે યશોવિજયજીનું સાહિત્યસર્જન પણ તર્કવિષમ પણ કાવ્યરસમધુર છે. અહીં ગુજરાતી-હિંદી કૃતિઓને સંદર્ભે એમની સાહિત્યકળાની કેટલીક લાક્ષણિકતાઓની સંક્ષિપ્ત નોંધ લેવાનો ઉપક્રમ છે.

### વિચારવૈદગ્ધ્ય

તર્કપાટવ, વિચારબળ, વિદગ્ધતા કે ચાતુર્ય યશોવિજયજીના સાહિત્યનું એક વિશિષ્ટ લક્ષણ છે, કદાચ બીજે ભાગ્યે જ જોવા મળે એવું. 'સમુદ્રવહાણ સંવાદ'માં સામસામી દલીલોની કેવી પટાબાજી છે! સમુદ્ર મોટાઈનો મહિમા કરે છે તો સામે વહાણ મોટા કરતાં નાના પદાર્થો કેવા ઉપયોગી થાય છે તે બતાવે છે. સમુદ્ર પોતાનું કુલગૌરવ આગળ ધરે છે તો વહાણ કુલજન્મ કરતાં સારાંનરસાં કાર્યો જ વધુ મહત્ત્વનાં છે એમ પ્રતિપાદિત કરે છે. આ જ રીતે ગુણગર્વની સામે ગુણનમ્રતા, ધનસંપત્તિ હોવાની સામે એ કામમાં આવે તેમાં સાર્થકતા વગેરે મુદ્દાઓ એક પછી એક મુકાયે જાય છે. આ દલીલબાજીમાં અનેક પૌરાણિક-લૌકિક સંદર્ભો ખપમાં લેવાયા છે. દાખલા તરીકે, ચંદ્ર સાગરમાંથી જન્મ્યો છે એ પૌરાણિક કથાનો લાભ લઈ સાગરને પોતાના પુત્રનો મહિમા ગાતો બતાવ્યો છે તો સામે વહાણને ચંદ્ર તો સાગરના પાપથી નાસીને અંબરવાસી બન્યો છે એવો રોકડો જવાબ પરખાવતો દર્શાવ્યો છે. નાનાપણાનો મહિમા ગાતાં મોટો એરંડો ને નાની ચિત્રાવેલી, મોટું આકાશ અને નાનો ચંદ્ર વગેરેનાં દૃષ્ટાંતો આપ્યાં છે. 'સમુદ્રવહાણ સંવાદ'માં આવા સંદર્ભો જાણે ધોધની પેઠે ઠલવાતા દેખાય છે અને યશોવિજયનું આપણને પ્રભાવિત કરે એવું પુરાણપરંપરા ને લોકવ્યવહારનું જ્ઞાન પ્રગટ થાય છે.

'શ્રીપાલ રાસ'માં પતિ મૃગયાને ક્ષત્રિયધર્મ ગણાવે છે ત્યારે પત્ની એની સામે જે રજૂઆત કરે છે તે યશોવિજયજીની વિચાર-પટુતાનું એક સુંદર ઉદાહરણ છે. પત્ની કહે છે કે: ૧. મોંમાં તરણું રાખનાર શત્રુને પણ જીવતો મૂકવો એ ક્ષત્રિયાચાર છે, તો આ તો

તરણાંનો જ આહાર કરવાવાળાં પશુઓ છે. ૨. નાસે એની સાથે ક્ષાત્રય લડાઈ ન કરે, અશસ્ત્ર સાથે પણ ન કરે તેવો ક્ષત્રિયાચાર છે, તો આ સસલાં તો અશસ્ત્ર છે અને નાસે પણ છે. ક્ષત્રિયધર્મની સામે ક્ષત્રિયધર્મને જ મૂકીને મૃગયામાંથી વારવાનો કેવો યુક્તિપૂર્ણ ઉપાય અહીં અજમાવવામાં આવ્યો છે!

યશોવિજયજીની અલંકારરચનાઓમાં પણ એમનાં વિદગ્ધતા અને બુદ્ધિચાતુર્યનું પ્રવર્તન જોવા મળે છે. જેમકે 'જંબૂસ્વામી -રાસ'માં —

અધર સુધા, મુખ ચંદ્રમા, વાણી સાકર, બાહુ મૃણાલી રે,
તે પેઠી મુજ ચિત્તમાં, તેણે કાયા કહો કિમ બાલી રે.

આમાં વિરોધાભાસની રચનામાં બુદ્ધિચાતુર્ય રહેલું છે.

બ્રહ્મા આ સૃષ્ટિનું સર્જન કરનાર છે અને સુંદર સ્ત્રીનું સર્જન કરીને બ્રહ્માએ હાથ ધોઈ નાખ્યા એમ કવિઓ વર્ણન કરતા હોય છે. પણ બીજી બાજુથી બ્રહ્માને 'શ્રુતિજડ' પણ કહેવામાં આવ્યા છે. એનો લાભ લઈ યશોવિજય એક જુદો જ તર્ક લડાવે છે. 'શ્રીપાળ રાસ'માં તિલકસુંદરીનું વર્ણન કરતાં તે કહે છે કે —

તે તો સૃષ્ટિ છે ચતુર મદન તણી, અંગે જીત્યા સવિ ઉપમાન રે,
શ્રુતિજડ જે બ્રહ્મા તેહની રચના છે સકળ સમાન રે.

શ્રુતિજડ બ્રહ્માની રચના તો સઘળી સરખી જ છે. ત્યારે તિલકસુંદરી તો અનન્ય છે. એનું સર્જન બ્રહ્માથી કેવી રીતે થાય? એ તો ચતુર મદનનું જ સર્જન.

શ્રીપાલના દાનેશ્વરીપણાની વાત કરતાં યશોવિજય કર્ણ કરતાં એનું ચડિયાતાપણું કેવી વક્રતાથી — વ્યંજનાત્મકતાથી સૂચવે છે! — 'કર્ણ વગેરે લોકોના મનરૂપી ગુપ્તગૃહમાં હતા તેમને છોડાવ્યા.' મતલબ કે કર્ણ વગેરે હવે લોકોના મનમાં ન રહ્યા, શ્રીપાળના દાનેશ્વરીપણાએ એમને ભુલાવી દીધા.

તત્ત્વવિચારક યશોવિજયનો પ્રવેશ અલંકારરચનામાં એ રીતે

પણ થાય છે કે એ તત્ત્વવિચાર ને ધર્મવિચારના ક્ષેત્રમાંથી ઉપમાનો લાવે છે. અમૂર્તને માટે મૂર્ત પદાર્થોનાં ઉપમાનો યોજવાં એ વ્યાપક રૂઢિ છે. યશોવિજયમાં આ રીતે મૂર્ત પદાર્થો માટે અમૂર્ત વિચારપ્રદેશનાં ઉપમાનો યોજાય છે. જેમકે શ્રીપાળ અને એની આઠ પત્નીએ વિશે તેઓ કહે છે કે –

અડ દિટ્ઠિ સહિત પણ વિરતિને જિમ વંછે સમકિતવંત રે,
અડ પ્રવચનમાતા સહિત મુનિ સમતાને જિમ ગુણવંત રે,
અડ બુદ્ધિ સહિત પણ સિદ્ધિને, અડ સિદ્ધિ સહિત પણ મુક્તિ રે,
પ્રિયા આઠ સહિત પણ પ્રથમને નિત ધ્યાને તે ઇણ યુક્તિ રે.

ધર્મવિચારની કૃતિઓમાં યશોવિજયજી પ્રચુરપણે દષ્ટાંતો તથા દષ્ટાંતકથાઓ ગૂંથે છે. 'પ્રતિક્રમણ હેતુ ગર્ભિત સ્વાધ્યાય'માં નિંદા-પર્યાય માટે આપેલી કથાઓમાં માનવવર્તનના કોયડા રજૂ કરતી બુદ્ધિચાતુર્યયુક્ત કેટલીબધી કથાઓ આપવામાં આવી છે। બુદ્ધિ-ચાતુર્ય તરફનું યશોવિજયનું સવિશેષ આકર્ષણ એમાં વરતાઈ આવે છે.

સાંપ્રદાયિક શાસ્ત્રવિચારની કૃતિઓમાં જ્યાં દષ્ટાંત ને દષ્ટાંત-કથાઓનો ઓછોવત્તો ઉપયોગ થયો છે ત્યાં કાવ્યત્વનો એટલે અંશે અનુપ્રવેશ થયો છે. પરંતુ મોટા ભાગની કૃતિઓમાં એવું બની શક્યું નથી. એ યશોવિજયની તીક્ષ્ણ શાસ્ત્રસમજ ને વાદપટુ બુદ્ધિપ્રતિભાનો પરિચય અવશ્ય કરાવે છે. બીજી બાજુ એમનાં પદો વિશાળ અધ્યાત્મવિચારને રજૂ કરે છે ને એમાં એમનો હૃદયભાવ, એમની વાક્છટા, એમણે લીધેલો રૂપકાત્મકતાનો આશ્રય વગેરેને કારણે સર્વસ્પર્શી કાવ્યરૂપતા સિદ્ધ થઈ છે.

**અલંકારરચના**

કાવ્યસૌંદર્યનો એક મહત્ત્વનો સ્રોત આપણે ત્યાં પરં-પરાગત રીતે અલંકારો ગણાવાયેલા છે. અલંકાર વિના કાવ્ય નહીં એમ મનાયું છે. કવિની કસોટી પણ અલંકારરચના અને એમાં

વ્યક્ત થતી એની કલ્પનાશીલતા. યશોવિજય અલંકારરચનાનું ઘણું કૌશલ બતાવે છે; ઉત્પ્રેક્ષા, ઉપમા, રૂપક, વ્યતિરેક વગેરે વિવિધ અલંકારો યોજે છે, એટલું જ નહીં એમની અલંકારરચનાઓ આગવી મુદ્રા લઈને આવે છે—એમણે ઉપમાનો બિનપરંપરાગત ક્ષેત્રોમાંથી શોધ્યાં છે, વિચારના ક્ષેત્રને પણ એમણે એમાં ઉપયોગમાં લીધું છે, અલંકારોની સંકુલ રચનાઓ કરી છે, અલંકારાવલિઓ યોજી છે, વક્રતા અને વ્યંજનાત્મકતાથી એમાં નિગૂઢતા આણી છે ને અપૂર્વ કલ્પનાશીલતા દાખવી છે. થોડાંક એવાં ઉદાહરણો જોઈએ.

શ્રીપાળના દાનેશ્વરીપણાનો મહિમા કરતાં કવિ કહે છે કે સુરતરુ સ્વર્ગથી ઊતર્યાં, તપસ્યા કરી અને એની કરઅંગુલી બની રહ્યાં. રૂપક-અલંકારની આ એક પરોક્ષ રચના છે. એ કેટલીબધી અર્થસભર છે! શ્રીપાળની કરઅંગુલીને સુરતરુ તરીકે કલ્પવામાં એ ઇચ્છિત વસ્તુ આપે છે, માગ્યા વિના જ આપે છે અને સદ્ય આપે છે એમ સૂચવાય છે. ઉપરાંત, કરઅંગુલી સુરતરુરૂપ છે એવી સીધી રૂપકરચના કરી નથી, સુરતરુને સ્વર્ગથી ઊતરતાં ને તપસ્યા કરતાં વર્ણવ્યાં છે, તપસ્યાને પરિણામે એ કરઅંગુલી બન્યાં એમ કહ્યું છે. આમાં સુરતરુનો ઉદ્યમ અને કર-અંગુલી બનવામાં એની સાર્થકતા વ્યક્ત થાય છે. ખરેખર તો આ રીતે સુરતરુ હોવા કરતાં કર-અંગુલી બનવામાં વધારે મહિમા છે એમ સમજાય છે. તો આ વ્યતિરેક અલંકાર કહેવાય?

'શ્રીપાળ રાસ'માં ચૈત્યોની ભવ્યતા વર્ણવતાં નૂતન કલ્પના કરી છે કે 'વિધુમંડલ અમૃત આસ્વાદ રે, ધ્વજ-જીહેં લીયે અવિવાદ રે.' ચૈત્યો ધ્વજરૂપી જીભથી ચંદ્રના અમૃતનો જાણે આસ્વાદ કરે છે. ચૈત્યોની ભવ્યતા-દિવ્યતા-અમૃતમયતા અને ધજાઓની ઊંચાઈ આમાં ધ્વનિત થાય છે. આ અલંકારરચનામાં રૂપક-ઉત્પ્રેક્ષાની સંસૃષ્ટિ છે.

'જંબૂસ્વામી રાસ'માં જંબૂસ્વામી ન્હાય છે તેનું વર્ણન કરતાં

એક સરસ ઉત્પ્રેક્ષા ગૂંથી છે —

નીચોઈનું પાણી રે, નાહ્યા જંબૂ શિર જાણી રે,
લોચ ઢૂકડો માનું એ કેશ આંસુ ઝરે રે.

કેશમાંથી નીતરતા પાણીથી એવું લાગે છે કે જાણે લોચ નજીક જાણીને કેશ આંસુ સારી રહ્યા છે. આ કલ્પના ભાવિ કથા-ઘટનાનો સંકેત કરી જાણે કથાને આગળ લઈ જાય છે.

દીક્ષાસજ્જ જંબૂકુમારનું આ વર્ણન જુઓ :

ચિત્ત માહીં અણમાતું શુકલ ધ્યાનનું પૂર,
બાહિર આવી લાગ્યું, ઉજ્જવલ માનું કપૂર.

જંબૂસ્વામીના શરીર પર કપૂરનો લેપ છે તે જાણે શુકલ ધ્યાનનું પૂર એમના ચિત્તમાં ન સમાતાં બહાર આવ્યું હોય એવું લાગે છે. અહીં ભૌતિક દ્રવ્યને માટે માનસિક વૃત્તિનું ઉપમાન વપરાયું છે એ એક વિશેષતા અને જંબૂકુમારની દેહસજ્જા ઉપરાંત એમની ચિત્તાવસ્થાનું, એમની આધ્યાત્મિક સ્થિતિનું સાથેલાગું વર્ણન થયું છે એ બીજી વિશેષતા.

અને આ ઉત્પ્રેક્ષાઓની હારમાળા—

શ્રીપાલ-પ્રતાપથી તાપીયો રે લાલ, વિધિ શયન કરે અરવિંદ રે,
કરે જલધિવાસ મુકુંદ રે, હર ગંગ ધરે નિસ્પંદ રે,
ફરે નાઠા સૂરજ-ચંદ્ર રે...

બ્રહ્મા કમલમાં વાસ કરે છે તે જાણે શ્રીપાલના પ્રતાપથી તપ્ત થઈને શીતળતા મેળવવા — આ બધી ઉત્પ્રેક્ષાઓમા કવિએ પૌરાણિક ને ભૌગોલિક હકીકતોને કામમાં લીધી છે અને એ રીતે શ્રીપાલનો પ્રતાપાતિશય દર્શાવ્યો છે.

તો આ રૂપકોની હારમાળા —

તમે અંબર, અમે દિશા, તમે તરુઅર, અમે વેલિ,
સૂકાં પણ મૂકાં નહિ રે, લાગી રહું રંગરેલિ.

......

તમે યોગી, અમે વિભૂતિ, તમે અધિકારી, અમે કલમ,

......

તમે પુણ્ય, અમે વાસના, તમે ભાગ્ય, અમે લલાટરેખા,

......

તમે સંયમ, અમે ધારણા, તમે રૂપી, અમે રૂપ.

તરુવર-વેલિનું રૂપક તે એકમાત્ર પરંપરાગત રૂપક, બાકી બધાં નવાંનકોર. અધિકારી-કલમ જેવાં વ્યવહારજીવનમાંથી લીધેલાં રૂપક, તો અંબર-દિશા જેવાં વિરાટ પ્રકૃતિતત્ત્વનાં રૂપકો. યોગી-વિભૂતિ એ અધ્યાત્મજીવનચર્યાનાં રૂપકો ને બાકીનાં ઘણાં તો અમૂર્ત ગુણો ને વૃત્તિઓનાં રૂપકો. વિરાટથી માંડીને સૂક્ષ્મ તત્ત્વોને આંબી વળતી યશોવિજયની કલ્પનાલીલાનો આ કેવો વિસ્મયકારી પ્રભાવક આવિષ્કાર છે! અને એમાંથી જંબૂસ્વામીની પત્નીઓનો જંબૂસ્વામી સાથે અંશ રૂપે એકત્વનો ભાવ કેવો પ્રબળપણે વ્યક્ત થાય છે!

યશોવિજય પરંપરાગત ઉપમાનોનો ઉપયોગ નથી કરતા એવું કંઈ નથી. પણ એની નોંધ લેવાનું અહીં પ્રયોજન નથી. છતાં એક ઉપમાવલિ તો ઉતારીએ જ. આ છે આખું 'પાર્શ્વનાથજિન સ્તવન':

વામાનંદન જિનવર, મુનિવરમાં વડો રે, કે મુ૦
જિમ સુર માંહી સોહે સુરપતિ પરવડો રે, કે સુ૦
જિમ ગિરિ માંહી સુરાચલ, મૃગ માંહી કેસરી રે, કે મૃ૦
જિમ ચંદન તરુ માંહી, સુભટ માંહી મુરઅરિ રે, કે સુ૦ ૧
નદીયાં માંહી જિમ ગંગ, અનંગ સુરૂપમાં રે, કે અ૦
ફૂલ માંહી અરવિંદ, ભરતપતિ ભૂપમાં રે, કે ભ૦
ઐરાવણ ગજ માંહી, ગરૂડ ખગમાં યથા રે, કે ગ૦
તેજવંત માંહી ભાણ, વખાણ માંહી જિનકથા રે, કે વ૦ ૨
મંત્ર માંહી નવકાર, રતન માંહી સુરમણિ રે, કે ર૦
સાગર માંહી સ્વયંભૂરમણ શિરોમણિ રે, કે ર૦
શુક્લ ધ્યાન જિમ ધ્યાનમાં, અતિ નિરમળપણે રે, કે અ૦
શ્રી નયવિજય વિબુધ પય સેવક ઇમ ભણે રે, સે૦ ૩

પરંપરાગત છતાં ધોધની પેઠે આવતાં ઉપમાનો આપણને ખેંચી તો જાય છે જ. ને પરંપરાગત ઉપમાનોની વચ્ચે જૈન સંપ્રદાયમાંથી આણેલાં 'વખાણ (વ્યાખ્યાન)માં જિનકથા' 'મંત્રમાં નવકાર' 'સાગરમાં સ્વયંભૂરમણ (નામનો સાગર)' 'ધ્યાનમાં શુકલ ધ્યાન' વગેરે ઉત્કૃષ્ટતાદર્શક નવીન ઉપમાનો આપણા લક્ષ બહાર ન જ રહેવાં જોઈએ ને?

યશોવિજયજીનો અલંકારરસ ઘણો ઉત્કટ છે. વિચારાત્મક-બોધાત્મક વિષયવસ્તુ હોય ત્યાં દૃષ્ટાંતોનો આશ્રય લેવાનું સહજ હોય જ. ઉપરાંત આ કવિ ઉત્પ્રેક્ષાઓ ખૂબ લડાવે છે અને રૂપકોમાં રાચે છે. સુમતિને સખી રૂપે કલ્પે છે ને પંચમહાવ્રત-જહાજ તથા ભવ-સાગર જેવી વિસ્તૃત રૂપકગ્રન્થિઓ રચે છે. એમનાં વર્ણનો, ભાવચિત્રણો વગેરેમાં પણ અલંકારો દાખલ થયા વિના રહેતાં નથી, ઘણી વાર તો એ કેવળ આલંકારિક જ બની રહે છે.

### વસ્તુચિત્ર

પ્રત્યક્ષતા, મૂર્તતા એ મહત્ત્વનો કવિધર્મ છે. કવિનું કામ માત્ર કહેવાનું નથી, વસ્તુનો સાક્ષાત્કાર કરાવવાનું છે, વસ્તુનું ચિત્ર આપવાનું છે. વસ્તુના લાક્ષણિક અંશોના વર્ણન દ્વારા આ થઈ શકે. યશોવિજયજી આ કવિધર્મ યોગ્ય રીતે બજાવે છે. કાવ્યના ખરા શ્રોતા – ભાવકની ભાવદશાને યશોવિજય એની ચેષ્ટાઓ—એના અનુભાવો દ્વારા મૂર્ત કરે છે તે જુઓ:

શીશ ધુણાવે ચમકિયો, રોમાંચિત કરે દેહ,
વિકસિત નયન, વદન મુદા, રસ હિયે શ્રોતા તેહ.

દિયર નેમિનાથ સાથે ભાભીઓ હોળી ખેલે છે તેનું ચિત્ર તો રંગીલું અને મદીલું છે:

તાલ કંસાલ મૃદંગ સું, રંગ હો હોરી,
મધુર બજાવત ચંગ, લાલ રંગ હો હોરી,

ગયબ ગુલાલ નયન ભરે, રં૦ બીન બજાવે અનંગ. લાલ રં૦
પિચકારી છાંટે પીયા, રં૦ ભરીભરી કેસરનીર. લાલ રં૦
માનું મદનફીરતીછટા, રં૦ અલલે ઉડાવે અબીર. લાલ રં૦
યોવનમદ મદિરા છકી, રં૦ ગાવત પ્રેમ-ધમાલી. લાલ રં૦
રાચત માચત નાચતી, રં૦ કૌતુક સું કરે આલી. લાલ રં૦
સોહે મુખ તંબોલ સું, રં૦ માનું સંધ્યાયુત ચંદ. લાલ રં૦
પૂરિત કેસર ફુલેલ સુ, રં૦ ઝરત મેહ જિઉં બુંદ. લાલ રં૦
થણ ભૂજમૂલ દેખાવતી, રં૦ બાંહ લગાવત કંઠ. લાલ રં૦

હોળીના રંગ-નાદ-ઉત્સવની રેખાઓ કવિએ આબાદ ઝડપી છે અને સ્ત્રીઓની શૃંગારચેષ્ટાઓ વર્ણવવામાં પણ એમણે સંકોચ અનુભવ્યો નથી. એમાં ઝીણું દર્શન પણ કર્યું છે – સ્ત્રીઓ સ્તન અને બાહુમૂલ (બગલ) દેખાડે છે. સમગ્ર વર્ણનમાં એક વાક્છટા તો છે જ, તે ઉપરાંત, અલંકારોક્તિથી વર્ણનના અંશોને પ્રભાવપૂર્ણ ઉઠાવ આપ્યો છે — નયનમાં ગયબ(ગેબ, રહસ્ય, ગૂઢભાવ)નો ગુલાલ ભરે છે, અનંગવીણા બજાવે છે વગેરે. તંબોલભર્યા મુખ માટે સંધ્યા-યુક્ત ચંદ્ર તરીકે ઉત્પ્રેક્ષા કરી છે તેના પર તો વારી જવાય એવું છે.

સાગરના કોપનું, એમાં જાગેલા તોફાનનું રૌદ્ર-ભયાનક રસને મૂર્તિમંત કરતું ચિત્રણ ગાઢી વીગતોથી થયેલું છે તથા ચિત્રને ઘેરા રંગ અર્પતા અલંકારોનો પણ ઉપયોગ થયો છે. વહાણના પ્રવાસી-ઓની ભયભીત મનોદશાને વ્યક્ત કરતા એમના પ્રતિભાવો એ ચિત્રણને એક બીજું પરિમાણ આપે છે. થોડીક કડીઓ નમૂના રૂપે જોઈએ.

એહવે પન્નગ રે હવે કોપેઇ ચડયો, સાયર પામ્યો રે ક્ષોભ,
પવનઝકોલે રે જલભર ઊછલી, લાગે અંબર મોભ. ૧
ભમરી દેતા રે પવન ફિરીફિરી રે, વાલે અંગ તરંગ,
અંબરવેદી રે ભેદી આવતા, ભાજે તે ગિરિશૃંગ. ૨

જલનઇ જોરઇ રે અંબર ઊછલઇ, મચ્છપુચ્છ કરી વંક,
વાહણલોકનઇ રે જો દેખો હુઈ, ધૂમકેતુ શત શંક. ૩

રોષઅગનિનો રે ધૂમ જલધિ તણો, પસર્યો ઘોર અંધાર,
ભયભર ત્રાસે રે મશક પરિં તદા, વાહણના લોક હજાર. ૫

છૂટે આડા રે બંધન થંભનાં, ફૂટઇ બહુ ધ્વજદંડ,
સૂક વાહણું પણિ છોતા પરિ હુઇ, કુઆથંભ શતખંડ. ૮

(સમુદ્રવહાણ સંવાદ, ઢાળ ૧૩)

અને હવે જુઓ તોફાન શમી ગયા પછીની વહાણની નિર્વિઘ્ન, શાંત ગતિનું વર્ણન. પાર્શ્વનાથની કૃપાથી વિઘ્ન ટળ્યું છે તેથી ધર્મભાવથી રંગાયેલી ને પ્રસન્નતાસૂચક ઉત્પ્રેક્ષાઓથી કવિએ એને કેવળ વસ્તુચિત્ર ન રહેવા દેતાં ભાવચિત્ર બનાવી દીધું છે:

કુઆથંભ ફિરિ સજ કીઓ હો, માનું નાચકો વંસ,
નાચે ફિરતી નર્તકી હો, શ્વેત અંસુર ધરી અંસ. ૪

સોહે મંડિત ચિહું દીસે હો, પટમંડપ ચોસાલ,
માનું જયલચ્છી તણો હો, હોત વિવાહ વિશાલ. ૫

બેઠો સોહે પાંજરી હો, કુઆથંભ-અગ્રભાગ,
માનું કે પોપટ ખેલતો હો, અંબર-તરૂઅર લાગિ. ૬

નવનિધાન લચ્છી લહી હો, નવ ગ્રહ હુઆ પ્રસન્ન,
નવ સઢ તાણ્યા તે ભણી હો, મોહે તિહાં જનમન્ન. ૭

મેઘાડંબર છત્ર વિરાજે, પટમંડપ અતિ ચંગ,
બીજે બિહું પખ સોહતા હો, ચામર જલધિતરંગ. ૯

એક વેલિ સાયર તણી હો, દૂજી જનરંગ-રેલી,
ત્રીજી પવનની પ્રેરણા હો. વાહણ ચલે નિજ ગેલિ. ૧૦

(સમુદ્રવહાણ સંવાદ, ઢાળ ૧૬)

‘સમુદ્રવહાણ સંવાદ’માં ૧૦મી ઢાળમાં કડખાની દેશીમાં ઝડઝમકભરી વાક્છટામાં, પ્રસંગની ભીષણતાને તથા રુદ્રતાને પ્રગટ

કરતા અલંકારોથી નૌકાયુદ્ધનું જુસ્સાદાર વર્ણન થયું છે તેમાં શસ્ત્રાસ્ત્રોની રમઝટ સાથે યોદ્ધાઓના રણોત્સાહને પણ કવિએ વણી લીધો હોવાથી એ વર્ણનને સભરતા સાંપડી છે. થોડીક કડીઓ જુઓ :

કાલ-વિકરાલ કરવાલ ઉલાળતા,
ફૂંકે મૂકે પ્રબલ વ્યાલ સિરખી,
જૂઠ અતિ દુઠ જન સુખ સરમોહતા,
યમમહિષ સાંભરે જેહ નિરખી. ૨

હાથિ. હથિયાર શિર ટોપ આરોપિયા,
અંગિ સન્નાહ ભુજ વીર વલયાં,
ઝલકતે નૂર દલપુર બિહું તબ મલ્યાં,
વીરરસ જલધિઊધાંણુ વલિયાં. ૫

ભંડ બ્રહ્મંડ શતખંડ જે કરી શકે,
ઊછલે તેહવા નાલિ-ગોલા,
વરસતા અગ્ન રણમગ્ન રોસે ભર્યા,
માનું એ યમ તણા નયન-ડોલા. ૯

વર્ણનોમાંયે યશોવિજયજીનું પાંડિત્ય અછતું રહેતું નથી — વીગતો એમની જાણકારી બતાવે છે, અલંકારો એમનું વિશ્વજ્ઞાન ને એમની કલ્પનાશીલતા બતાવે છે, શબ્દરાશિ ને અભિવ્યક્તિ એમની વાગ્વિદગ્ધતા. 'શ્રીપાલ રાસ'ના યુદ્ધવર્ણનના નીચેના અંશમાં એમનાં પાંડિત્ય ને વાગ્વિદગ્ધતા કેવાં પ્રગટ થયાં છે!

નીર જિમ તીર વરસે સદા યોધઘન,
સંચરે બગ પરેં ધવલ નેજા,
ગાજ દલસાજ ઋતુ આઇ પાઉસ તણી
વીજ જિમ કુંત ચમકે સતેજા.
કોઈ છેદે શરેં અરિ તણાં શિર સુભટ
આવતાં કોઈ અરિબાણ ઝીલે,

કેઇ અસિછિન્ન કરિકુંભ-મુક્તાફલે
બ્રહ્મરથવિહગમુખ ગ્રાસ વાલે.

યુદ્ધને વર્ષાઋતુનું રૂપક આપ્યું છે તે તો સમજાય એવું છે — યોદ્ધા રૂપી વાદળ, તીર રૂપી તીર, બગલા જેવી ધજાઓ, વીજળીની જેમ ચમકતા ભાલાઓ વગેરે. પણ છેલ્લે મુકાયેલી કલ્પનામાં અભિવ્યક્તિનો કેવો ચરોડ છે ને કેવા સઘનતાથી રજૂ થયો છે! કેટલાક વીરો પોતાની તલવારથી હાથીઓનાં કુંભસ્થળને વિદારે છે અને એનાં મોતીઓનો ચારો 'બ્રહ્મરથવિહગમુખ'ને ધરે છે. બ્રહ્માના વાહનરૂપ પંખી એટલે હંસને મુખે. બ્રહ્મા હંસવાહન છે એ પૌરાણિક માન્યતા અને હંસ મોતીનો ચારો ચરનારા છે એ કવિ-સમય આપણી સ્મૃતિમાં ન આવે તો યશોવિજયની કલ્પના આપણી પહોંચ બહાર જ રહે. કવિએ પાંડિત્ય લડાવ્યું છે ને?

વસ્તુનું સીધું, ઇન્દ્રિય પ્રત્યક્ષ વર્ણન કરવાને બદલે વસ્તુના પ્રભાવનું, એના મહિમાનું વર્ણન કરવું એ કવિમાન્ય રીતિ છે. એથી વસ્તુનો વર્ણનાતીત ગુણાતિશય આપણા હૃદયને નિબિડપણે પ્રતીત થાય છે. યશોવિજયજીને આવું મહિમાગાન કરવાનું ઘણું ગમે છે. જેમકે, 'શ્રીપાળ રાસ'માં ત્રૈલોક્યસુંદરીના સૌન્દર્યનું વર્ણન કરતાં તેઓ કહે છે —

રોમાગ્ર નિરખે તેહને, બ્રહ્માદ્વય અનુભવ હોય રે,
સ્મર-અદ્વય પૂરણ દર્શને, તેહને તોલ્ય નહિ કોય રે.

એના રોમાગ્રને નીરખવાથી બ્રહ્મ સાથેના અદ્વૈત જેવો અનુભવ થાય છે, તો એનું પૂરું દર્શન થતાં તો સ્મર (કામભાવ) સાથેના અદ્વૈતનો અનુભવ. સૌન્દર્યાનુભવની આ બે કોટિઓ કેવી વિલક્ષણ છે ને બ્રહ્મ-અદ્વૈતની ઉપર સ્મર-અદ્વૈતને મૂકવામાં શૃંગાર-ભાવનો કેવો અદ્‌ભુત મહિમા રહેલો છે! સાધુકવિ યશોવિજયજીનો આ ઉદ્‌ગાર છે તેથી એ વધુ નોંધપાત્ર બને છે. [ચાલુ] □

# ઇકબાલી મુક્તકો



અંજુમ વાલોડી

# કંકાવટી

માર્ચ ૧૯૯૩

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૨ : અંક ૩૯૭-૩૯૮ : મૂલ્ય : ૪ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.


## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂા. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર. આર. રૂપાવાળા, કંકાવટી, ૨૪ રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સૂરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

*


તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ સૂ. 'અનિલ'**

માલિક : આર. આર. રૂપાવાળા

કંકાવટી, ૨૪, રીવર બેન્ક સોસાયટી,

ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી

સૂરત –૩૯૫ ૦૦૯. ફોન નં. ૮૫૬૪૧

*

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી સૂરત–૩૯૫ ૦૦૯

[illegible]ન : ભગવતી મુદ્રણાલય, અજય એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ–૪

# ફૂલ

"આ સાલ્લો નકામો કામચોર,
બ....સ, ક્યારનો ફૂલને જ જોઈ રહ્યો છે;
ફૂલમાં એવડું બધું તે શું જોવા જેવું?"
ટોળામાં ગુસપુસ – ગણગણાટ – કોલાહલ;
"માણસ ખતરનાક લાગે છે."
ટોળું ઊપડ્યું, ફૂલને લઈ મૂક્યું પ્રયોગશાળાની મેજ પર.
સિતમો સહ્યા એ પુષ્પે, નિર્ણય થયો :
"બીજાં ઘણાં બધા ફૂલો જેવું જ આ ફૂલ છે."
હજીયે પેલો ફૂલ સામે તાકતો ઊભો છે,
એને સમજાતું નથી – બાઘાની જેમ,
"પુષ્પને પામવું એમાયે કંઇ ગુનો?"

ભાવાનુવાદક :

—Lisa Kucharski **માવજી કે. સાવલા**

[લીઝા એક અમેરિકન યુવતી છે — અપ્રસિદ્ધ કવયિત્રી છે — હવે ક્યાંક ખૂણેખાંચરે એના કાવ્યો છપાય છે ખરાં — હમણાં તાજેતરમાં એક નાનકડો કાવ્યસંગ્રહ પણ છપાયો છે. લીઝા સુંદર ચિત્રો દોરે છે, કાવ્યો લખે છે, નાટકો અને નૃત્યોમાં ભાગ લે છે. એની માતા નર્સ છે; પિતાની નોકરી હમણાં જ છૂટી ગઈ છે; એનો ભાઈ હજી ભણે છે; ઘરમાં દાદી-દાદી પણ સાથે જ રહે છે — જાણે કે આપણે ત્યાંનું એક સંયુક્ત કુટુંબ. લીઝા મ્યુઝિયમમાં — આર્ટ ગૅલરીમાં કામ કરે છે. ફોટોગ્રાફી કળાનો પણ કોર્સ એણે તાજેતરમાં કર્યો છે.] □

## વિન્ડરમિઅર / યોગેશ પટેલ

કામોત્તેજિત પર્વતમાળા....
મધ્યે
ઘૂઘવતી, ફીણ ફીણ
મોજાંની ફેણ....
સ્ખલન....
છિન્ન છિન્ન મૌન વિસર્જિત....
ઊર્મિલા.

અને પણ હવે
અંધારનાં ઝોળીમાં ઝબ્બે થતા
સૂર્યની ઝાંયની
ઓઢણી લઈ
આકાશને રઝળતું મેલી
જળની ભૂરાશ તરફ
પાછું
પાછું
પાછું જ ફરતું
વિહંગવૃંદ 

## ચૂલો / બહાદુરભાઈ જ. વાંક

સુવાવડી માતાને શેક કરવા માટે બાર વર્ષની દીકરી મીનાએ જેમ તેમ ચૂલો પેટાવ્યો. ચૂલામાંથી નીકળતો ધુમાડો આખી ઓરડીમાં ફરી વળ્યો. ને જીવન ત્રાસી ગયો. વળી હમણાં હમણાં જીવન ઘરેથી દવાખાને, દવાખાનેથી ઓફિસે, વળી પાછું ઓફિસેથી ઘર ને દવાખાનું – એમ ચક્કરો મારી મારીને બરાબરનો તંગ થઈ ગયો હતો. આમ છતાંય તેને આશ્વાસન તો એટલા પૂરતું હતું – ચાર દીકરીઓ ઉપર આજ પહેલી જ વાર તેને ત્યાં પુત્રનો જન્મ થયો હતો. દવાખાનામાં પહેલી જ વાર પુત્રનું મો જોતાં જ તેનો આ થાક – પરિતાપ થોડો હળવો પણ પડી ગયો હતો.

પત્ની ઝમકુને અઠવાડિયું પ્રસૂતિગૃહમાં રાખી, પત્ની-પુત્રને તે આજ રિક્ષામાં ઘરે લાવ્યો હતો... પણ પોતાના ઘરમાં પ્રવેશતાં જ તેના પુત્રજન્મના આનંદમાં થોડીક ઓટ પણ આવી ગઈ. તેનું ઘર એટલે આઠ બાય છ ફૂટની માત્ર એક અંધારી ઓરડી જ. તેમાં જ રસોડું, તેમાં જ બાથરૂમ ને તેમાં જ ઘરનું બધું રાચ-રચીલુ ! ને તેમાં પાછો પત્નીનો સુવાવડનો ખાટલો. પત્નીનો ખાટલો આવતાં જ ઓરડીનો અર્ધો-પોણો ભાગ રોકાઈ જતો હતો. વરસોથી સસ્તા ભાડામાં રાખેલી આ ઓરડીમાં તેણે તેના દામ્પત્ય જીવનના અનેક રંગો જોયા હતા. પોતાની મોટી બે દીકરીઓનાં લગ્ન પણ તેણે અહીંથી જ કર્યાં હતાં. બસ આ કારણે જ પ્રયત્ન કરવા છતાંય તે આજ સુધી આ ઓરડીમાંથી બહાર જ નીકળી શક્યો નહોતો

કે નહોતો બનાવી શક્યો પોતાનું ઘરનું ઘર. બસ, પટાવાળાની નોકરી, ને ઓરડીનું આ અંધારું – તેના જીવનની એકમાત્ર નિયતિ બની ગયાં હતાં.

ઝમકુએ ભૂતકાળમાં તેને કોઈ પણ રીતે ઘરનું ઘર બનાવી લેવા માટે અનેક વાર કાલાવાલા કર્યા હતા, પણ ઓરડીનું અંધારું ડાબલા બનીને તેની આંખોમાં એવું જડાઈ ગયું હતું કે તેને કશું જ સૂઝતું નહોતું. પણ હમણાં તેણે કોઈ પણ રીતે હાઉસ બિલ્ડિંગ એડવાન્સની લોન માટે ફાઈલ તૈયાર કરાવીને ઑફિસમાં રજૂ કરી દીધી હતી. પુત્રજન્મના જાણે શુકન થયા હોય તેમ તેણે આજે ઝમકુને આ વાત કહી સંભળાવી: "ઑફિસમાં મેં મકાનની લોન માટે અરજી કરી દીધી છે. ને સાહેબની વગથી ટૂંક સમયમાં જ સારી લોન પણ મંજૂર થઈ જશે."

ઝમકુએ કંઈક અહોભાવથી તેની સામે જોયું. એટલે તે પોતાના મકાનના પ્લાનની ઝેરોક્સ-નકલ ઝમકુને બતાવતાં બોલ્યો: "જો આ બે રૂમ, આ રસોડું, આ વરંડો... ને આ નાનું એવું ફળિયું..."

ને વરસોથી આંખોમાં સજાવીને રાખેલું ઘરના ઘરનું સપનું હવે મેઘધનુષ બનીને ઝમકુની આંખો સામે ડોકાઈ રહ્યું હતું... થોડી વાર તે પોતાની પ્રસૂતિની વેદનાને પણ ભૂલી ગઈ. બસ થોડીક જ વાર, ને પાછો ઓરડીનો ઉકળાટ તેના રોમેરોમમાં...

ત્યાં ગામમાંથી તેના કેટલાક કુટુંબીઓ ઝબલાં લઈને તેને ત્યાં આવ્યા. જીવને બધાને આવકારી, બધાનાં મીઠાં મોં કરાવ્યા. ત્યાં કોઈએ જીવનને પૂછ્યું: "તમે લોકો હવે આ ભોંયરા જેવી ઓરડીમાં ક્યાં સુધી પડયાં રહેશો?"

જીવન બધાને પ્લાનની નકલ બતાવતાં બોલ્યો: "જુઓ, આ મકાનનો પ્લાન... ખાતામાંથી મેં લોન માગી છે... થોડા સમયમાં જ સારી લોન..."

પ્લાન ઉપર નજર ફેરવતાં એક બહેન ખુશી વ્યક્ત કરતાં બોલ્યાં: "તમારો છોકરો નસીબદાર છે. એનો જન્મ ને તમારે ટૂંક સમયમાં જ ઘરનું ઘર..."

"હા, હવે તો ઈશ્વર સામું જુએ તે...અમે આ ઓરડીમાં જ કેટલાં બધાં વરસો કાઢી નાખ્યાં..." ને જીવને પ્લાનની નકલને બેવડ વાળીને એક બાજુ મૂકી દીધી.

જીવને છોકરાની રાશિ જોવડાવી રાખી હતી. કુંભ રાશિ ઉપર નામ આવતું હતું. એટલે પેલાં બહેને જ 'સૌભાગ્યચંદ' નામ રાખવાનું સૂચન કર્યું. જીવનને પણ આ નામ ખૂબ પસંદ પડી ગયું.

બધાના ચાલ્યા ગયા પછી જીવને ઝમકુને પૂછ્યું: "તને આ નામ ગમ્યું કે નહિ?"

"ના, મને એવું લાંબું નામ બોલતાં ન આવડે... મારે તો તેનું નામ ભીખલો જ રાખવું છે..."

"શું મારી જેમ એનેય તારે ભિખારી બનાવી દેવો છે? હા, તને સૌભાગ્યચંદ નામ બોલતાં ન આવડે તો આપણે તેને શુભલો જ કહીશું..." ઝમકુને સમજાવતાં જીવન બોલ્યો.

હવે ઝમકુ તેની વાતમાં સૂર પુરાવતાં બોલી: "હા, આવું નામ બોલતાં બરાબર ફાવે..."

ને જીવન બીડી સળગાવતાં બોલ્યો: "પણ આપણે આપણા મકાનનું નામ તો 'સૌભાગ્ય' જ રાખવું છે..."

"અરે, પે'લાં લોન તો મંજૂર થઈ જવા દો...પછી બીજી વાત કરજો..." ઝમકુને શરીરમાં તૂટ થઈ આવતાં પડખું ફેરવી તે કણસવા લાગી.

જીવનને એકદમ ઉધરસ ચડી આવતાં ગળફો થૂંકવા તે બહાર જતો હતો, ત્યાં જ ખાટલાનો પાયો જોરથી તેના પગ સાથે અથડાયો... તેને પગમાં બરાબરની કળ ચડી ગઈ. બહાર થૂંકીને તે પાછો ઓરડીમાં આવ્યો. એકદમ ઉચાટ અનુભવતાં તેણે ઝમકુ

તરફ નજર દોડાવી — ખાટલા ઉપર જીર્ણ ગોદડામાં ટૂંટિયું વાળીને કણસતી સૂતેલી ઝમકુ...ખાટલા નીચેથી આવતા તાપ-ધુમાડામાં શેકાતું તેનું શરીર... શરીરેથી નીતરતા પરસેવાના રેલા... ને તેની છાતીએ ચોંટી પરસેવાને ચૂસતા બાળકનું આક્રંદ...

ઓરડીની દીવાલો જાણે પાયામાંથી ધરાશાયી થઈ રહી હોય તેવો જીવનને કંઈક ભાસ થયો.

ને ઝમકુ...

એકસામટી હજારો કીડીઓ તેની છાતીએ ચટકા ભરી રહી હોય તેમ તે પથારીમાં ઊંચીનીચી થતી બરાબરની ગૂંગળાઈ ઊઠી: "અરે, મને ગરમીમાં બરાબરનો મૂંઝારો થાય છે...જરાક પવન તો..."

એટલે પૂંઠું શોધીને જીવન તેને પવન નાખવા લાગ્યો...પણ પડખામાં ચીસો નાખતા બાળકથી ઝમકુ એકદમ તંગ થઈ ગઈ: "આને થોડીવાર ઘોડિયામાં નાખો...ઘોડિયું મેડા ઉપરથી..."ને એકાએક થઈ આવેલી વેદનામાં તેનો અવાજ એકદમ તરડાઈ ગયો...

ને તરત જ જીવને ડબા ઉપર પગ ટેકવીને મેડા ઉપરથી ઘોડિયાના છૂટા પાયા નીચે ઉતાર્યા. પાયાને એકબીજા ઠૂંસાથે જોડીને ઝડપથી તેણે ઘોડિયું તૈયાર કર્યું. ઘોડિયે મોસાળેથી આવેલું રેશમી ખોયું બાંધી, રડતા બાળકને છાનું રાખવા તેમાં નાખ્યું. ને હીંચકો નાખવા તેણે આગળ હાથ કર્યો. પણ આમાં હીંચકો નાખી શકાય તેમ ક્યાં હતું? પાછળ રસોડાનો સામાન અને આગળ ઝમકુનો ખાટલો. ઘોડિયું આવતાં જ ઓરડીનું ખુલ્લું બારણું બંધ થઈ શકે નહિ; અને બંધ કરેલું બારણું ખૂલી શકે નહિ!

ને બારણાને ઘેરો ઘાલીને ઊભી રહેલી બંને છોકરીઓને જોઈને તે તાડૂકી ઊઠ્યો: "કંઈક આવી તો મરો...જરા હવા તો આવવા દો..."

તેણે ફરીને ઘોડિયાને ઝુલાવવા પ્રયત્ન કર્યો. પણ બાળક તો છાનું રહેવાને બદલે જોર જોરથી ચીસો જ... એટલે કંટાળીને તેણે

ઘોડિયામાંથી બાળકને ઊંચકીને પાછું ઝમકુના પડખામાં જ નાખ્યું. ને એકદમ ઉદ્વેગ અનુભવતાં તેણે ખભા ઉપર ઘોડિયું ઊંચકીને ઓરડી બહાર ધકેલ્યું ને તેના હાથની કોણી જોરથી બારણા સાથે અથડાઈ... તેને એકદમ ચક્કર આવી ગયાં હોય તેમ લાગ્યું... એકદમ હતબુદ્ધિ બનીને રોષથી તેણે ઘોડિયા તરફ જોયું – ખુલ્લી હવામાં ઘોડિયાનું ખોયું શ્વાસ લેતું ઝૂલી રહ્યું હતું...

એકદમ બેચેની અનુભવતાં તે પાછો ઓરડીમાં આવ્યો...મોટી છોકરી શીરો કરવા માટે ચૂલો પેટાવી રહી હતી... ચૂલામાંથી નીકળતા ધુમાડાથી તે પાછો ત્રાસી ગયો. ઝમકુને ભૂખથી પેટમાં લાય બળતી હતી. તેના ઊંહકારા સાથે પાછું છોકરાનું જોર જોરથી આક્રંદ. જીવન બરાબરનો કંટાળી ગયો: "પહેલાં જલદી શીરો બનાવી દે, પછી મારા માટે ચા..." ને બહાર આવી તેણે બીડી સળગાવી... બીડી પૂરી થઈ ગઈ, તોય શીરો તૈયાર ન થતાં તેણે છોકરીને પાછી તતડાવી નાખી: "એક શીરો કરવામાં આટલી બધી વાર...પછી તું ચા ક્યારે મૂકશે?"

છોકરી ડરતાં ડરતાં બોલી: "પણ તાપ બરાબર થાતો નથી, એમાં હું શું કરું?"

જીવન ફરી ગરજી ઊઠ્યો: "તો ચૂલામાં બે-ચાર પસ્તીનાં કાગળિયાં નાખ..."

બાપને એકદમ રોષે ભરાયેલા જોઈને છોકરી એકદમ ધાંધી થઈ ગઈ. ઓરડીમાંથી શોધીને પસ્તીનાં બેચાર કાગળિયાં નાખી તે શીરો હલાવવા લાગી. ત્યાં અચાનક જીવનની નજર ચૂલા ઉપર પડી – છોકરીએ પસ્તીના કાગળો સાથે પેલો મકાનનો પ્લાન પણ ઉતાવળમાં ચૂલામાં જ પધરાવી દીધો હતો. ચૂનામાં જાણે તેની ચામડી જ સળગી રહી હોય તેમ તે છોકરી ઉપર ધૂંઆપૂંઆ થતાં ફાટી આંખે ચૂલા સામે માત્ર જોઈ જ રહ્યો — ઓરડીના અંધારાને ઉલેચતો ચૂલો ભડભડ સળગી રહ્યો હતો. □

## સમકાલીનો / રતિલાલ 'અનિલ'

શ્રી કૃષ્ણલાલ મો. ઝવેરી કહે છે કે, શુદ્ધ સ્વરૂપની ગુજરાતી ગઝલ મુસ્લિમ ગઝલકારોએ લખી એ તબક્કો શરૂ થયો કલાપીયુગ પૂરો થયો તે પછી કે લગભગ તેના અંતકાળે. કલાપીયુગની ગઝલો લખવા માંડી તે પહેલાં પણ ગુજરાતની જૂની રંગભુમિમાં ગવાતાં ગાયનોમાં બાહ્ય સ્વરૂપે શુદ્ધ એવી ગઝલો ખૂબ પ્રચલિત હતી. ઉર્દૂ ગુજરાતી પારસી નાટક મંડળી ઉર્દૂ નાટકો ભજવતી તેમાં મુન્શીઓ ગાયન લખતા તે મુખ્યત્વે ગઝલ કે ગઝલ કુટુંબનાં જ હોય. બેતબાજી એ ગઝલના શેરોનું નાટકી સ્વરૂપ જ હતું. ગઝલમાં રહેલાં લોકપ્રિયતાનાં તત્ત્વો જેમ કલાપીયુગમાં પ્રગટ થયાં તેમ રંગભૂમિની ગઝલોમાં યે પ્રગટ થયાં.

**—ન જાણ્યું જાનકી નાથે સવારે શું થવાનું છે ?**

**—જેવી કરે છે કરણી તેવી તુરત ફળે છે,**
**બદલો ભલાબૂરાનો અહીંનો અહીં મળે છે.**

કે,

**—મિલનની રાતે રિસાઈ બેઠાં**
**જવાબમાં એ કહે છે: ઊંહું !**

એવાં ઉદાહરણો છે. 'ઊંહું'' જેવી રદીફ પણ ધ્યાન ખેંચે છે.

પરંપરિત ગઝલની સામૂહિક શરૂઆત રાંદેરના મુસ્લિમ ગુજરાતી સાહિત્યમંડળથી થયેલી ગણવી ઘટે. અમારા યુગના નીવડેલા ગઝલકારોની આખી પેઢીના કેટલાક મૂળ પુરુષોએ એમાં ભાગ લેવાની શરૂઆત કરેલી.

અમારી પેઢીના પીઢ ગઝલકારો શયદા, નસીમ, સગીર, કોકિલ મુંબઈમાં હતા. તેઓ વ્યક્તિગત રૂપે શુદ્ધ સ્વરૂપની ગઝલો નિયમિત લખતા હતા. નસીમ અને સગીરના ગઝલસંગ્રહો પ્રગટ થયા છે અને પાકિસ્તાન ગયેલા ફકીરનું તાજેતરમાં અવસાન કરાચીમાં થયું. તેમનો ગઝલસંગ્રહ પ્રગટ થયો છે. અમીન આઝાદ અને ફકીરના અવસાન પછી એ શરૂઆતની પેઢીના માત્ર આસિમ રાંદેરી જ હયાત છે.

શયદા, નસીમ, સગીર, કોકિલ, આસિમ રાંદેરી, અમીન આઝાદ, બેકાર, સીરતી, શેખચલ્લી – આ બધાં મુસ્લિમ ગુજરાતી સાહિત્યમંડળના મુશાયરામાં ભાગ લેતા હતા. અમીન આઝાદ, આસિમ રાંદેરી, સીરતી, શેખચલ્લી યુવાનપેઢી હતી જ્યારે શયદા, સગીર, નસીમ, ફકીર, કોકિલ – પીઢ શાયરો હતા. તેમાં શયદા છેવટ સુધી અમારી પેઢી સાથે રહ્યા.

પરંપરિત ગઝલનો તબક્કો એ ગુજરાતી મુશાયરાનો તબક્કો પણ છે. મુશાયરા પ્રવૃત્તિને કારણે શાયરોનો એક મોટો સમૂહ રચાયો, એ કારણે જેમનામાં ગઝલ લખવાની સુપ્ત શક્તિ હતી તે બહાર આવી. એમાં મોસમી ફાલ જેવા શાયરો આવ્યા તો મુશાયરાને કારણે શાયર તરીકે બહાર આવેલા શાયરો સતત ગઝલ લખતા રહ્યા. તેમની એક સળંગ કારકિર્દી બની. શરૂઆતમાં શયદાની પેઢીના ઘણા શાયરોને એકસાથે મંચ પર આણનાર મુસ્લિમ ગુજરાતી સાહિત્યમંડળના પ્રયત્નો મારી દૃષ્ટિએ ઐતિહાસિક મહત્ત્વ ધરાવે છે. એમાં જોડાયેલા જુવાન શાયરો તે પછી તેમની વિકસતી અવસ્થામાં જોવામાં આવે છે તે 'મહાગુજરાત ગઝલમંડળ'ના દોરમાં તેમની પૂર્ણ શક્તિ સાથે બહાર આવે છે.

મારે કહેવું જોઈએ કે ફકીરની ત્યારે છપાયેલી ગઝલે મારું એક વાચક તરીકે ધ્યાન ખેંચ્યું હતું. ત્યારે હું ગઝલનો 'ગ' પણ જાણતો નહોતો. 'શયદા'ની લોકપ્રિયતા, તેમનો ગઝલરાગ અને તેમના 'બે-ઘડીમોજ' અઠવાડિકને કારણે ગઝલનું વાતાવરણ જામતું રહેતું.

શયદાનો ગઝલની બાબતમાં સીધો ફાળો તો જાણીતો છે જ, પણ પરોક્ષ ફાળો પણ ઘણો છે. શયદા અને મુશાયરા ન હોત તો સૈફ પાલનપુરી ગઝલકાર ન હોત. એવું તો ઘણા વિશે કહી શકાય. અમારી પેઢીના મોટાભાગના શાયરોની ખ્યાતિ અને ઘડતર 'મહાગુજરાત ગઝલમંડળ'ના કાળમાં જ શક્ય બન્યાં. મુંબઈમાં શયદા ન હોત તો મુંબઈમાં જે સંખ્યાબંધ ગઝલકારો થયા તે થયા ન હોત. ત્યાં ગઝલમંડળો પણ ન રચાયાં હોત અને મુંબઈમાં પણ મુશાયરાની પરંપરા સરજાઈ ન હોત. આમ શયદાનું મહત્ત્વ ગઝલકાર તરીકે છે તેટલું જ ગઝલી રાબિશયન તરીકે પણ છે. અંગત રીતે ગઝલ લખતા રહેલા આપણા અવિસ્મરણીય ગઝલકાર 'મરીઝ' મુંબઈમાં યોજાયેલા મુશાયરાઓને કારણે જ જાહેરમાં પ્રગટ થયા તો જ એમનું મહત્ત્વ સમજાયું. નહિતર તેઓ નાની રસિક મંડળી સુધી મર્યાદિત રહ્યા હોત અને એમની આ ગઝલો એમની ડાયરીમાં જ રહી હોત ! જે લોકો ટકી ગયા તેમની રચનાઓ પર તેમની નિજી મુદ્રા જોઈ શકાય છે. પરંપરિત ગઝલનો સુદૃઢ પાયો મુસ્લિમ ગુજરાતી સાહિત્યમંડળના પીઢ શાયરો અને તે પછી 'મહાગુજરાત ગઝલમંડળ'ના યુવાન શાયરોએ નાખ્યો. મુશાયરા યોજાતા ન હોત તો અમીન આઝાદ, ગની દહીંવાળા, ઘાયલ અને શૂન્ય તેઓ જે રીતે પ્રગટ થયા તે પૂર્ણસ્વરૂપે પ્રગટ થતા ન હોત. 'મુસ્લિમ ગુજરાતી સાહિત્ય-મંડળ'ના મુશાયરામાં યુવાન મસ્ત હબીબ આરોહી પણ ભાગ લેતા હતા.

'મહાગુજરાત ગઝલમંડળ' રચાયું ત્યારે શયદા, બેકાર, સગીર, નસીમ તો ગઝલ લખતા આવ્યા જ હતા. અમીન આઝાદ, સીરતી, શેખચલ્લી, ઘાયલ અને શૂન્ય પાલનપુરીયે ગઝલ લખતા જ હતા. પણ તે એમનો શરૂઆતનો કાળ હતો. યોજાતા મુશાયરા અને તે કારણે એમનામાં જે શક્યતા પ્રગટ થઈ અને અપેક્ષા જન્માવી તેને કારણે જવાબદારીપૂર્વક એમને માટે ગઝલસાધના અનિવાર્ય બની ગઈ. 'મહાગુજરાત ગઝલમંડળ' ન હોત તો ગનીભાઈ દહીંવાલા કે

મારા જેવા ગઝલકાર જ ન હોત. **આંદોલનથી સાહિત્ય સરજાતું નથી, પણ જેમનામાં શકયતા હોય છે તે આંદોલનને કારણે જ બહાર આવે છે અને શકયતાને સુદઢ એવો નોંધપાત્ર આકાર મળે છે.** નીવડેલા ગઝલકારો પણ ત્યારે સામયિકો, પત્રોમાં સ્થાન પામતા નહોતા. મુશાયરાઓને કારણે જ તેમનામાં રહેલી શકયતા બહાર આવી અને તેણે જન્માવેલો વિશ્વાસ જાળવી રાખવાની તેમની જવાબદારી બની ગઈ. પોતાને માટે એક ધોરણ સાચવવાની જવાબદારી આવી. 'મહાગુજરાત ગઝલમંડળ'ની રચના પણ શયદાની પેઢીના મુંબઈના શાયરો, સુરત–રાંદેરના શાયરો અને ઘાયલ જેવા વહુશી રાંદેરીને ત્યાં શાદી પ્રસંગે ભેગા થાય છે, મુશાયરો થાય છે ત્યારે અસ્તિત્વમાં આવે છે. વ્યક્તિગત પ્રયત્નો એક સામૂહિક ચેતના બને છે. ઝાર રાંદેરી, વહશી રાંદેરી કાવકા ગઝલકારો હતા પણ 'ઝાર' રાંદેરીએ ગઝલી ઉરૂઝનું પ્રમાણભૂત પુસ્તક 'શાઇરી' આપ્યું તો વહશી રાંદેરીએ તેમના 'કારવાં' માસિક દ્વારા પીઢ અને ઊછરતા ગઝલકારોને ગઝલો છાપી પ્રસિદ્ધિ આપી. 'બે-ઘડી મોજ'; 'ઈસ્માઇલી' અને 'કારવાં' સિવાય પીઢ ગઝલકારોની રચનાઓ બીજું કોઈ સામયિક પ્રગટ કરતું નહોતું.

અમદાવાદ પાસેના વટવા ગામના સાબિર મુ.સા. મંડળના સમયથી ગઝલ લખતા હતા તે પણ મુશાયરાઓને કારણે સતત લખતા થયા. કારણ કે મુશાયરાનો દોર ચાલુ હતો અને એક રીતે લખતા રહેવાની પરિસ્થિતિ હતી.

મુંબઈ, સુરત અને પાલનપુર જાણે જુદા જુદા વિશિષ્ટ ગઝલ ઘરાણાં બની ગયાં. એ જાણવું જોઈએ કે શયદા સાથે ત્યાંનું જુવાન જૂથ અસંમત હતું. મરીઝ, આસિમ રાંદેરી, કફ્ર માતરી અને બદ્રી કાચવાલાનું જૂથ અલગ પડી ગયું હતું અને કેટલાંયે વર્ષ મુંબઈના મુશાયરાના મંચ પર શયદા ગેરહાજર હતા, પણ 'મહાગુજરાત ગઝલમંડળ'ના ગુજરાતભરમાં યોજાતા મુશાયરાના મંચ પર શાયદા કાયમ

સંગ્રહો પ્રગટ થઈ ચૂક્યા છે તેના આધારે એ કાળની ગઝલો પર ઊડતી નજર નાંખી પરિચય આપવાની જરૂર છે. તેવો પ્રયત્ન અધિકારી વ્યક્તિએ કરવો જોઈએ. મારે એક સ્પષ્ટતા કરવાની કે અમારા સમયના નસીમ, શેખચલ્લી જેવા કેટલાયે ગઝલકારોમાં વિવેચકના ગુણોયે હતા અને મુશાયરાનો દોર ચાલતો હતો ત્યારેયે આંતરિક વિવેચનનો સમાંતર પ્રવાહ ચાલતો હતો. સાબિર વટવાયે અભ્યાસી હતા. તો શૂન્ય પણ પરંપરિત ધોરણના ગઝલ વિવેચનની ક્ષમતા ધરાવતા હતા. શયદા તો ખરા જ પણ અમારા દોરના મરીઝ અને અમૃત ઘાયલને પ્રતિનિધિ ગઝલકાર ગણવા જોઈએ.

(નર્મદ સાહિત્ય સભાએ આપેલા વિષય પર લખાયું)

## સાભાર સ્વીકાર

**અસ્મેતુ** : કાવ્યસંગ્રહ : હરબન્સ પટેલ, પ્રકાશક : અજિત ઠાકોર, એમ/૭, યુનિ. સ્ટાફ કોલોની, વલ્લભવિદ્યાનગર, મૂલ્ય જણાવ્યું નથી.

**અણુસાર** : ગઝલસંગ્રહ : ગુલામ અબ્બાસ 'નાશાદ', પ્રકાશક રશીદા જી. એડનવાલા, લાડવાડા, વહોરા મસ્જિદ પાસે, વડોદરા–૩૯૦ ૦૧૭, મૂલ્ય ૨૫ રૂપિયા.

## આ પણ એક ભારત... / હિમાંશી શેલત

ચહેરાને છેક નજીકથી જોવો હોય તોપણ અરીસા સાથે ચહેરાને ચપ્પટ ચોંટાડીને એને જોવાનો પ્રયત્ન કરવા જેવો નથી, એ માટે તો જરા વેગળા જ જવું પડે. દેશ અને સમાજને પણ નજીકથી અને ઝીણવટથી જોવાની ઇચ્છા હોય તો સતત આપણી જ આંખે એ જોવાનો આગ્રહ ન રાખતાં, બીજી તેજ અને વેધક દૃષ્ટિની સહાય લેવાનો ઉપક્રમ જાગ્રત દેશભક્તો અને રાષ્ટ્રપ્રેમીઓએ રાખવા જેવો છે. જે પ્રજાની રાષ્ટ્રભક્તિનો ઘણો મોટો જથ્થો ગરમાગરમ સૂત્રોમાં કે અન્યોને ભાંડવામાં રેલાતો રહેતો હોય એવું લાગે, ત્યારે જો કોઈની તટસ્થ અને સાફ નજરે દેશ – સમાજનું અવલોકન વખતોવખત થતું રહે, તો માનસિક ગ્રંથિઓનાં જાળાં ઝાપટીને સાફ કરવામાં આપણને સારી મદદ મળી રહે.

સહેલાઈથી સમજી ન શકાય એવા આપણા ભાતીગળ દેશ વિષે લખાયેલું એક મઝાનું પુસ્તક છે 'નો ફૂલ સ્ટૉપ્સ ઇન ઇન્ડિયા', જે દેશના પ્રેમમાં ગળાડૂબ હોય એવા લોકો, અને દેશના આકરા ટીકાકારો, બંનેને વાંચવું ગમે તેવું છે. પુસ્તકના લેખક છે, બી.બી.સી.ના ભારત ખાતેના સંવાદદાતા, અને વિખ્યાત પત્રકાર માર્ક ટુલી. માર્ક ટુલી ભારતને ખૂબ ચાહતા હોય એમ લાગે છે, (ભલે ને પછી એ બી.બી.સી. જોડે સંકળાયેલા હોય!) અને એ ચાહના ઢાંકી ઢંકાતી નથી. તોયે નોંધવા જેવું એ છે કે એનાથી એમની તટસ્થ દૃષ્ટિને ઝાંખપ વળતી નથી, અને એમનામાં રહેલા વિવેચકની સ્વસ્થતાને કોઈ ધક્કો લાગતો નથી.

૧૯૯૧માં પેન્ગ્વિન બુક્સ, ઇન્ડિયા, દ્વારા પ્રકાશિત આ પુસ્તક એના દરેક પ્રકરણમાં વિશ્વવિખ્યાત કુંભમેળાને, રામાયણ સિરિયલના શૂટિંગને, પંજાબના ઑપરેશન બ્લૅક થંડરને, અમદાવાદનાં કોમી રમખાણોને, દેવરાલાની સતીને, કેટલીક સાંપ્રત ઘટનાઓને અને વ્યક્તિચિત્રોને આવરી લે છે. વિષયપસંદગીમાં માર્ક ટુલીની વિચક્ષણતા સ્પષ્ટ થાય છે, કારણ પસંદ કરેલી તમામ ઘટનાઓ વિચારણાનું, અવલોકનનું અને વિશ્લેષણનું નિમિત્ત પૂરું પાડે છે. પુસ્તકની પ્રસ્તાવનામાં જ એ સ્વીકારી લે છે કે ભારત એના ગૌરવશાળી સુવર્ણયુગમાં પાછું ધકેલાઈ જાય એવું લેખકને અભિપ્રેત છે, એવો આરોપ પ્રસ્તુત પુસ્તક વાંચીને કોઈ કરે તો નવાઈ નહિ. માર્ક ટુલી પરંપરાની અને ભારતની આગવી ઓળખની વાત ફરી ફરીને જે રીતે કરે છે તે વાંચીને કદાચ આવો વહેમ જાય. વાસ્તવમાં માર્ક ટુલીને ભારતના લોકોની — એટલે કે ભારતના બૌદ્ધિકો અને ઉપલા થરના લોકોની — પોતાના દેશ અને સમાજ પરત્વેની ઠંડી ઉદાસીનતા અને ઉપેક્ષા કઠે છે. લેખક ભારપૂર્વક એવું દર્શાવવા મથે છે કે પોતાનું જે ઉત્તમ છે તે સાચવીને પણ ભૌતિક સમૃદ્ધિની સ્પર્ધામાં પડેલા આજના વિશ્વમાં ભારત પોતાનું સ્થાન મેળવી શકે તેમ છે. આ દેશમાં કેટકેટલી શક્યતાઓ પડેલી છે, એને લખી વાળવાનું તો શી રીતે બને? અહીં પૂર્ણ-વિરામ મૂકવાની ચેષ્ટા જ કરવાની ન હોય. આ તો સંભાવનાઓનો દેશ છે.

આખા પુસ્તકમાં ખાસ ઉલ્લેખનીય પ્રકરણ છે કુંભમેળાનું. આ ભવ્ય ધાર્મિક પ્રસંગ સુગાળવા બૌદ્ધિકો માટે નથી. સ્થળની ધાંધલ ધમાલ એમનાથી નહિ વેઠાય, એને પરિણામે આ વિરાટ માનવ સમુદાયની પ્રચંડ શ્રદ્ધાનું બળ પણ એ લોકો પારખી નહિ શકે. માર્ક ટુલી તો બેધડક ટોળાંમાં ધસે છે, ભળે છે, સાધુ-સંત-મહંત-તાંત્રિક કે સામાન્ય યાત્રાળુ – બધાની પ્રવૃત્તિઓ રસપૂર્વક

જોયા કરે છે, એમની સાથે ચર્ચામાં ઊતરે છે, વિશ્વ હિન્દુ પરિષદની છાવણી લગી પહોંચે છે, એની સભાઓમાં હાજર રહે છે, એના પ્રમુખ શિવનાથ કાન્જુ સાથે રામમંદિરનો નાજુક પ્રશ્ન છેડી શકે છે, અને ઠેઠ ૧૯૮૯માં પણ અયોધ્યાને રામમંદિર વિવાદને કારણે ભયાનક કોમી રમખાણોની આગાહી કરી શકે છે. એ સંભામાં એકત્ર થયેલા લોકોની ધાર્મિક લાગણીની આક્રમક અભિવ્યક્તિનું જે રૂપ જુએ છે, તેનાથી જ ભવિષ્યમાં શું સંભવી શકે તેનો ખ્યાલ એમને આવી જાય છે. એક બાહોશ પત્રકાર કેટલું આગળ જોઈ શકે તેનો આ પુરાવો છે. નાગા બાવાઓ અને મહામંડલેશ્વરોનું વિરલ સરઘસ આ વિદેશીની આંખે જોવા જેવું છે. પવિત્ર સ્નાન માટે દેશનાં દૂર દૂરનાં ગામડાંઓમાંથી કેટલાયે માણસો અહીં ઠલવાયા છે. લાંબી અગવડભરી મુસાફરી વેઠીને અહીં પણ પાર વિનાની હાડમારી એ સહુ ભોગવે છે, છતાં એમની શ્રદ્ધા જ એમને ટકાવી રાખે છે; કોઈને કશી જ ફરિયાદ નથી, માત્ર નીતર્યો ભક્તિભાવ છે, જેનો કેફ એમને બીજું બધું ભુલાવી દે છે. હકડેઠઠ મેદનીની શ્રદ્ધાનો આ પ્રભાવ અનુભવતા માર્ક ટુલી કંઈક વિમાસણમાં પ્રશ્ન પૂછે છે કે આ માણસોને કોઈ કેવી રીતે સમજાવી શકે કે એ લોકોએ બિન-સાંપ્રદાયિક રહેવાનું છે, અને આ શ્રદ્ધા તો કેવળ વહેમ કે ગાંડપણનું જ બીજું નામ છે! અને કોઈએ એમ કરવું પણ શા માટે જોઈએ?

લેખક આ ભક્તિના જુવાળને અદબથી પેખે છે, અને ખોંખારીને જાહેર કરે છે કે દુનિયાનો કોઈ દેશ કુંભમેળા જેવું અદ્‌ભુત દૃશ્ય આપી શકે નહિ, એ કેવળ ભારતમાં જ શક્ય છે. આવી અસાધારણ ઘટનાની ગૌરવપૂર્વક નોંધ લેવાને બદલે અંગ્રેજી અખબારો તો જાણે નાનમ લાગતી હોય, એમ સોગિયાં ને ભારેખમ રહીને બેચાર શબ્દો માંડ લખે, જેમાં ટીકાનો સૂર જ સંભળાય. આવી બાબતનો માર્ક ટુલીને ભારે અફસોસ છે. બિનસાંપ્રદાયિકતા આવી છેક છેવાડાની હોય તેયે ખોટું જ, એનાથી શ્રદ્ધાળુ લોકો ઘવાય છે. આત્યંતિક રૂપે

પહોંચેલી બિનસાંપ્રદાયિકતા ધાર્મિક ઝોક ધરાવતા અસંખ્ય માણસોને ઉગ્ર અને આક્રમકપણે સાંપ્રદાયિક બનવા પ્રેરે છે, અને એની ભયાવહ પરિસ્થિતિ સામે આંખ બંધ રાખવી ઠીક નથી, એવું લેખક આ સંદર્ભે કહે છે. પ્રકરણને અંતે આવતું એક વિધાન યાદ રહી જાય છે, અને એના ગંભીર સૂચિતાર્થો કંઈક વ્યગ્રતા પ્રેરે છે.

> "પશ્ચિમી રંગે રંગાયેલા ઈરાનના શાહ સામે પ્રતિ-આક્રમણ રૂપે જ ખોમેનીનો ઉદ્દભવ થયો હતો."

રામાયણ ટી.વી. સિરિયલ આટલી લોકપ્રિય કેવી રીતે થઈ શકે એનાં કારણોની રસ પડે તેવી કથા કહેતા કહેતા સાર્ક ટુલી વાચકને ઉંબરગામના સ્ટુડિયોમાં લઈ જાય છે, ત્યાં નાનાંમોટાં અભિનેતા-અભિનેત્રીઓને મળે છે, દિગ્દર્શક રામાનંદ સાગર સાથે વાર્તાલાપ આદરે છે, અને કલાદૃષ્ટિએ ઘણી મર્યાદાઓવાળી આવી ટી.વી. શ્રેણી આટલી પ્રચંડ લોકચાહના કેવી રીતે પ્રાપ્ત કરી શકી, અને એ દ્વારા પ્રજાને પ્રસન્ન કરવામાં રાજકીય ગણતરીઓએ કોઈ ભાગ ભજવ્યો હતો કે કેમ તેની માહિતી આપતા જાય છે. દર્શક તરીકે પાછા એ સુસજ્જ જણાય છે, કારણ કે એમનેય આપણામાંના મોટા ભાગનાની પેઠે ગમી જાય છે તો ઠસ્સાદાર રાવણનો અભિનય જ, કેલેન્ડરના ફોટા જેવાં રામ-સીતાનો નહિ.

અમદાવાદનાં કોમી રમખાણોની ભીતરમાં જવાનું હોય કે સુવર્ણમંદિર સંકુલમાં ઑપરેશન બ્લૅક થંડરની ઉત્તેજનાભરી ક્ષણોને આલેખવાની હોય, કલકત્તામાં કૉમ્યુનિઝમની ગતિવિધિ દર્શાવવાની હોય, કે બિહારના દિગ્વિજયસિંહની રાજકીય કારકિર્દીના ચડાવ-ઉતાર વર્ણવવાના હોય, માર્ક ટુલી વિશ્લેષણની એક આગવી પદ્ધતિ અપનાવે છે. વિષય કે ઘટનાની સંપૂર્ણ જાણકારી સાથે એ જુદા જુદા વર્ગના લોકો પાસે પહોંચે છે, અને એમના પ્રતિભાવ મેળવવાનું પસંદ કરે છે. ઘટનાને પોતાની અને બીજાની આંખે વિવિધ પરિપ્રેક્ષ્યમાં એ સતત અવલોકતા રહે છે. વ્યક્તિઓને મળતી વેળા

આસપાસનાં વાતાવરણની બારીક, રજેરજ વિગત એમની આંખ આપોઆપ નોંધતી રહે છે, જેને લીધે પુસ્તકનાં ઘણાં દૃશ્યો સુરેખ ફોટોગ્રાફ જેવા આપણી નજર સામે ઝૂલતાં હોય છે.

દેવરાલાની સતીની જ ઘટના લઈએ. એ બનાવને આવરી લેતા અખબારી અહેવાલોનો લેખક અભ્યાસ કરે છે. સતીપ્રથા, રૂઢિચુસ્ત કુટુંબોમાં વૈધવ્ય પાળતી સ્ત્રીનો સામાજિક દરજ્જો, અન્ય પરિબળો વગેરેની સંપૂર્ણ માહિતી લેખકને છે. પછી દેવરાલા ખાતે એ અનેક લોકોને મળે છે, અને એમની વાતો, પ્રતિભાવો અને અભિપ્રાયો ધીરજથી સંભળે છે. પોતાને જે કહેવું છે તે જાણે એ લોકો દ્વારા જ પ્રગટ કરે છે, સ્વયં કોઈ પણ સ્થળે આવેશ કે અભિનિવેશમાં બોલતા નથી. એમની સમતુલા અને તાટસ્થ્ય આ પ્રસંગમાં ઊપસી આવે છે. પશ્ચિમની લાક્ષણિક ગુરુતા ગ્રંથિથી પીડાતા કેટલાક અળવીતરાઓને લેખક પોતાની ધારદાર કલમના ઉઝરડા માટે ખાસ પસંદ કરતા હોય એમ જણાય છે. ભારતીય કલાને વિશ્વના બજારમાં મૂકવા અધીરા થયેલા શુદ્ધ ધંધાદારી વલણવાળા કલાપ્રેમીઓ અને કલાકારોને લેખક પૂરેપૂરા ખુલ્લા પાડે છે. આપણું કહેવાતું સાંસ્કૃતિક આદાનપ્રદાન આડકતરી રીતે તો સાંસ્કૃતિક સામ્રાજ્યવાદને સ્થાપિત કરવાનું જ નિમિત્ત બની રહે છે, એમ લેખક પુરવાર કરી શકે છે. અહીં ઉદાહરણ લીધું છે મહાબલીપુરમનું. એક અંગ્રેજ શિલ્પી સ્ટીફન કોકસની કલાના નમૂના જોવા અને એ વિષે વધુ જાણકારી મેળવવા લેખક મહાબલીપુરમની શિલ્પસ્થાપત્ય સંસ્થાના આચાર્ય ગણપતિ સત્પતિને મળે છે, કારણ સ્ટીફન કોકસે પોતાનો જે પરિચય આપ્યો છે તે પરથી એમ સમજાય છે કે એમણે ભારતીય શિલ્પકલાને આત્મસાત્ કરી છે, અને એમના ગુરુ આ ગણપતિ સત્પતિ છે. શ્રી સત્પતિ ભારતીય વાસ્તુકલા અને પરંપરાના જ્ઞાતા છે, અને આ કલાપરંપરા જીવંત રાખવા એમણે અથાગ પ્રયત્નો કર્યા છે. લેખક એમને સીધો જ પ્રશ્ન કરે છે કે

પહોંચેલી બિનસાંપ્રદાયિકતા ધાર્મિક ઝોક ધરાવતા અસંખ્ય માણસોને ઉગ્ર અને આક્રમકપણે સાંપ્રદાયિક બનવા પ્રેરે છે, અને એવી ભયાવહ પરિસ્થિતિ સામે આંખ બંધ રાખવી ઠીક નથી, એવું લેખક આ સંદર્ભે કહે છે. પ્રકરણને અંતે આવતું એક વિધાન યાદ રહી જાય છે, અને એના ગંભીર સૂચિતાર્થો કંઈક વ્યગ્ર ના પ્રેરે છે.

"પશ્ચિમી રંગે રંગાયેલા ઈરાનના શાહ સામે પ્રતિ-આક્રમણ રૂપે જ ખોમેનીનો ઉદ્ભવ થયો હતો."

રામાયણ ટી.વી. સિરિયલ આટલી લોકપ્રિય કેવી રીતે થઈ શકે એનાં કારણોની રસ પડે તેવી કથા કહેતા કહેતા માર્ક ટુલી વાચકને ઉંબરગામના સ્ટુડિયોમાં લઈ જાય છે, ત્યાં નાનાંમોટાં અભિનેતા-અભિનેત્રીઓને મળે છે, દિગ્દર્શક રામાનંદ સાગર સાથે વાર્તાલાપ આદરે છે, અને કલાદૃષ્ટિએ ઘણી મર્યાદાઓવાળી આવી ટી.વી. શ્રેણી આટલી પ્રચંડ લોકચાહના કેવી રીતે પ્રાપ્ત કરી શકી, અને એ દ્વારા પ્રજાને પ્રસન્ન કરવામાં રાજકીય ગણતરીઓએ કોઈ ભાગ ભજવ્યો હતો કે કેમ તેની માહિતી આપતા જાય છે. દર્શક તરીકે પાછા એ સુસજ્જ જણાય છે, કારણ કે એમનેય આપણામાંના મોટા ભાગનાની પેઠે ગમી જાય છે તો ઠસ્સાદાર રાવણનો અભિનય જ, કેલેન્ડરના ફોટા જેવાં રામ-સીતાનો નહિ.

અમદાવાદનાં કોમી રમખાણોની ભીતરમાં જવાનું હોય કે સુવર્ણમંદિર સંકુલમાં ઓપરેશન બ્લેક થંડરની ઉત્તેજનાભરી ક્ષણોને આલેખવાની હોય, કલકત્તામાં કૉમ્યુનિઝમની ગતિવિધિ દર્શાવવાની હોય, કે બિહારના દિગ્વિજયસિંહની રાજકીય કારકિર્દીના ચડાવ-ઉતાર વર્ણવવાના હોય, માર્ક ટુલી વિશ્લેષણની એક આગવી પદ્ધતિ અપનાવે છે. વિષય કે ઘટનાની સંપૂર્ણ જાણકારી સાથે એ જુદા જુદા વર્ગના લોકો પાસે પહોંચે છે, અને એમના પ્રતિભાવ મેળવવાનું પસંદ કરે છે. ઘટનાને પોતાની અને બીજાની આંખે વિવિધ પરિપ્રેક્ષ્યમાં એ સતત અવલોકતા રહે છે. વ્યક્તિઓને મળતી વેળા

આસપાસના વાતાવરણની બારીક, રજેરજ વિગત એમની આંખ આપોઆપ નોંધતી રહે છે, જેને લીધે પુસ્તકનાં ઘણાં દશ્યો સુરેખ ફોટોગ્રાફ જેવા આપણી નજર સામે ઝૂલતાં હોય છે.

દેવરાલાની સતીની જ ઘટના લઈએ. એ બનાવને આવરી લેતા અખબારી અહેવાલોનો લેખક અભ્યાસ કરે છે. સતીપ્રથા, રૂઢિચુસ્ત કુટુંબોમાં વૈધવ્ય પાળતી સ્ત્રીનો સામાજિક દરજ્જો, અન્ય પરિબળો વગેરેની સંપૂર્ણ માહિતી લેખકને છે. પછી દેવરાલા ખાતે એ અનેક લોકોને મળે છે, અને એમની વાતો, પ્રતિભાવો અને અભિપ્રાયો ધીરજથી સાંભળે છે. પોતાને જે કહેવું છે તે જાણે એ લોકો દ્વારા જ પ્રગટ કરે છે, સ્વયં કોઈ પણ સ્થળે આવેશ કે અભિનિવેશમાં બોલતા નથી. એમની સમતુલા અને તાટસ્થ્ય આ પ્રસંગમાં ઊપસી આવે છે. પશ્ચિમની લાક્ષણિક ગુરુતા ગ્રંથિથી પીડાતા કેટલાક અળવીતરાઓને લેખક પોતાની ધારદાર કલમના ઉઝરડા માટે ખાસ પસંદ કરતા હોય એમ જણાય છે. ભારતીય કલાને વિશ્વના બજારમાં મૂકવા અધીરા થયેલા શુદ્ધ ધંધાદારી વલણવાળા કલાપ્રેમીઓ અને કલાકારોને લેખક પૂરેપૂરાં ખુલ્લા પાડે છે. આપણું કહેવાતું સાંસ્કૃતિક આદાનપ્રદાન આડકતરી રીતે તો સાંસ્કૃતિક સામ્રાજ્યવાદને સ્થાપિત કરવાનું જ નિમિત્ત બની રહે છે, એમ લેખક પુરવાર કરી શકે છે અહીં ઉદાહરણ લીધું છે મહાબલીપુરમનું. એક અંગ્રેજ શિલ્પી સ્ટીફન કોકસની કલાના નમૂના જોવા અને એ વિષે વધુ જાણકારી મેળવવા લેખક મહાબલીપુરમની શિલ્પસ્થાપત્ય સંસ્થાના આચાર્ય ગણપતિ સત્પતિને મળે છે, કારણ સ્ટીફન કોકસે પોતાનો જે પરિચય આપ્યો છે તે પરથી એમ સમજાય છે કે એમણે ભારતીય શિલ્પકલાને આત્મસાત્ કરી છે, અને એમના ગુરુ આ ગણપતિ સત્પતિ છે. શ્રી સત્પતિ ભારતીય વાસ્તુકલા અને પરંપરાના જ્ઞાતા છે, અને આ કલાપરંપરા જીવંત રાખવા અથાગ પ્રયત્નો કર્યા છે. લેખક એમને સીધો જ પ્રશ્ન કે

સ્ટીફન કોકસ અહીં શું શીખ્યા, અને શ્રી સત્પતિના ઉત્તર મુજબ: સ્ટીફન ખરેખર કશું શીખ્યા જ નથી! એટલે પૂર્વ-પશ્ચિમની કલાનો સમન્વય અને સર્જનશક્તિના ઉન્મેષની રૂપાળી વાતો સાવેસાવ ખોટી! પોતાના લાભ માટે પરદેશીઓ અહીંની સસ્તી મજૂરી અને ભવ્ય વિચારોનો ઉપયોગ કરી શકે, જો એમની પાસે એવી મૌલિક દૃષ્ટિ અને આયોજન હોય તો! ભારતદર્શન માટે આવતા વિદેશી પ્રવાસીઓ પર પણ લેખકને થોડી દાઝ ચડે છે ક્યારેક. પોતાના દેશમાં હોટલમાં અહીંથી બમણા પૈસા આપી ખાવું પડે છે તે ભૂલી જઈ 'ચા સારી નથી બનાવતા', કે 'સલાડ ઑઇલ જેવી સાદી ચીજ બનાવતાં આ લોકોને કેમ નથી આવડતું' એવી વાહિયાત ફરિયાદો કરતાં સુખવાસી છીછરા ટૂરિસ્ટો આ દેશની સંસ્કૃતિને કોઈ રીતે સમજી શકે, કે એનો રસ માણી શકે એમ લેખકને લાગતું નથી. વિદેશીઓ દ્વારા સૂક્ષ્મ પ્રકારનું શોષણ આ રીતે પણ થાય છે.

માર્ક ટુલીને ઘટનામાં છે, તેવો જ ઊંડો રસ વ્યક્તિઓમાં છે, માનવીય સંબંધો સ્થાપવામાં એ ક્યાંયે પાછા નથી પડતા. એમની આંખો મનપસંદ અને રસ પડે એવા માણસો ગમે ત્યાંથી ખોળી કાઢે છે. દિલ્હીના હસ્તકળા મેળામાં મધ્યપ્રદેશના જંગરસિંહ શ્યામ જેવા આદિવાસી કલાકાર જોડે એ દોસ્તી બાંધે છે, અને પોતાને ઘેર કામ કરતા રામચંદરની દીકરી રાનીના લગ્નમાં હાજરી આપવા લેખક છેક એને ગામ હરિજનવાસ લગી પહોચે છે. લેખકનો મૂળ રસ જ કદાચ આમ માણસમાં હોવાથી કેટલાક પત્રકારો જેવા એ 'સિનિકલ' — વક્રદ્રષ્ટા નથી બનતા. સતત કોઈ ટીકાકારનો જીવ અંદર ખદબદ્યા કરતો હોય, અને આખી પૃથ્વીના પટ પર બધું રદબાતલ કરવા માટે જ ઉપરવાળાએ મોકલી આપ્યા હોય એવા કડવા વખ 'છાપાવાળા' કે 'ખબરપત્રી'ને ઠેકાણે એમનામાં તો ઉષ્માભર્યા મિત્રનું દર્શન થાય એવું વિશેષ છે. ભારતનું વરવું કે ઝાંખું ચિત્ર રજૂ કરવામાં એમને લેશ રસ નથી. આ હકીકતની

સચ્ચાઈ એટલી તીવ્રતાથી અનુભવાય છે, કે વાચકને વારંવાર થઈ આવે કે આ માર્ક ટુલીને બી.બી.સી. જોડે કોઈ નિસ્બત નહિ હોય કદાચ !

માર્મિક કટાક્ષ લેખકને પ્રિય છે, અને અનુકૂળ પણ. આ દેશની ગરીબીની ચિંતા કરતા એમના વિદેશી મહેમાનો વિષે એ ચોખ્ખું સંભળાવે છે કે એ સહુ ગમે તે સમયે અહીંના ટેક્સી ડ્રાઇવરો એમને હોટલે પહોંચાડે એવી અપેક્ષા રાખે છે, પણ એવે ટાણેય જરૂર કરતાં બેચાર રૂપિયા પણ કોઈને વધારે તો નથી અપાઈ ગયાને એની પૂરી ચોકસાઈ કરી લે છે, કદાચ આ દેશની ગરીબીની ફિકર કરવાનો આ યે એક રસ્તો હોય, કોને ખબર !

માર્ક ટુલી આ દેશને એ રીતે ઓળખે છે કે એ પૂરા અધિકાર-પૂર્વક બોલી શકે છે, જરૂર પડે તો મરડાટમાં પણ બોલી કાઢે છે. ભારત પર અંગ્રેજી ભાષાનું જે ભૂત સવાર થયું છે તેનાથી એ ખાસ્સા અકળાય છે. અંગ્રેજી ભાષાનું આ આક્રમણ એમને આ પ્રજાની સાંસ્કૃતિક ઓળખ ઝૂંટવી લેવાનો એક પ્રપંચ લાગે છે. આ ઘેલછાથી જ ભારતીય ભાષાઓનો વિકાસ અવરોધાયો હોવાનું એ પ્રામાણિક મંતવ્ય ધરાવે છે. યાદ રહે, આ માન્યતા એક અંગ્રેજની છે ('રામા' અને 'યોગા' ઉચ્ચારવાળા આંગ્લભાષાના પ્રેમીઓ માટે ખાસ) તો યે વક્રતા તો એ છે કે બ્રિટિશરો અહીંના ઇન્ડિયન ઇંગ્લિશની મજાક કરે છે. માર્ક આક્રોશમાં જરા ઊંચે અવાજે કહે છે કે આ પ્રજાના અંગ્રેજી ભાષાને શીખવાના ઉત્સાહને બિરદાવવાને બદલે ઉચ્ચારોની

કરે પોતાનો, પણ આ દેશના ઉચ્ચવર્ગીય લોકો પણ એમ જ માની બેઠા છે કે ઉત્તમ તો સઘળું બહારથી જ આવશે, અહીંથી તો કશું જ મળવાનું નથી. નિખાલસતાપૂર્વક માર્ક ટુલી સ્વીકારે છે કે પશ્ચિમની વિચારસરણી અને જીવનશૈલીથી જ જગતના ઓછા સમૃદ્ધ અને અલ્પવિકસિત દેશોમાં ગરીબી અને અસ્થિરતા પ્રસરે છે. ગરીબ દેશોએ પોતાની પ્રાયોરિટી – અગ્રતા – જાતે જ નક્કી કરવાની હોય, તેમાં આર્થિક વિકાસ અને ભૌતિક સમૃદ્ધિને જ પ્રાધાન્ય આપતા પશ્ચિમી દેશો પોતાનાં ધોરણો કોઈ પર લાદવાનો સીધો કે આડો પ્રયાસ કરે તો તે અક્ષમ્ય જ.

માર્ક ટુલી જન્મ્યા છે અહીં જ, કલકત્તામાં, અને જીવનના ઘણાં વર્ષો ગાળ્યાં છે ભારતમા, તેથી ભારતીય સમાજ, સંસ્કૃતિ, રાજકારણ ઇત્યાદિ સમજવાં એમને માટે બહુ મુશ્કેલ ન હોય તે સ્વાભાવિક છે, છતાં આપણા દેવી દેવતાઓની વાત કરવાનું એમને બરાબર ફાવતું નથી, અને વર્ણનમાં વારંવાર હનુમાનને 'મંકી ગૉડ' કહેવામા આવે, કે દુર્ગાને 'ગૉડેસ ઑવ ડિસ્ટ્રકશન' કહેવામા આવે ત્યારે આપણને જરા તકલીફ પડે. છતા ધાર્મિક કથાઓ પાછળ રહેલી સૂક્ષ્મતાને સમજવાનો એ પ્રયત્ન કરે છે એટલું સ્વીકારવુ રહ્યું.

માર્ક ટુલીમાં રહેલા નિર્મમ પત્રકારને એક કોરે મૂકી એમનામા રહેલો એક સંવેદનશીલ લેખક ક્યારેક અલપઝલપ દેખાઈ જાય છે. પટણામાં એક રાતે ઠાઠમાઠવાળા મંદિરની બાજુમા જ આમ તેમ ઘોંટી ગયેલા ગરીબ બાળકો એમને હચમચાવી મૂકે છે. અંદર આરતી ચાલે છે, જબરદસ્ત કોલાહલ છે, બીજી તરફ મસ્જિદમાથી બંદગીનો એવો જ અવાજ છે. "બંનેની શ્રદ્ધાને કદાચ આવી કર્કશતાથી જ રાહત ને સંતોષ મળતો હશે," એમ બોલી દેવાય છે એમનાથી. પણ આવી અકળામણ ઝાઝી ટકતી નથી. બીજું એક સુભગ દૃશ્ય છે ગંગાના પટનું. સૂર્યાસ્તનો સમય. સાંજનુ સોનું ગંગા પટે રેલાયું છે. શાંત પવિત્ર વાતાવરણમાં કોઈ શ્રદ્ધાળુ નદીના પ્રવાહમા સંધ્યા–

વંદન કરતો ઊભો છે. સર્વ ઉત્તાપ શમી જાય એવા આ દૃશ્યની સીધી અસર હેઠળ માર્ક ટુલી લખે છે:

"આ એવી ક્ષણોમાંની એક છે જ્યારે હું વિચારું છું કે ,ના, આ દેશ છોડીને હું ક્યારેય નહિ જઈ શકું..."

ભારતને ચાહવા માટે આ વિદેશી પાસે જેટલી ભાવુકતા છે, એટલી જો પ્રત્યેક ભારતીય પાસે પણ હોય તો .. તો? □

## દાર્શનિક અને મોચી / ખલિલ જિબ્રાન

એક દાર્શનિક ફાટેલા જોડા લઈને મોચીની દુકાને ગયો અને મોચીને કહ્યું, 'જરા આને સાંધી આપ.'

મોચીએ કહ્યું, 'અત્યારે તો હું બીજાના જોડા ઠીક કરું છું, તમારી જોડાની વારી આવે તે પહેલાં મારે બીજા જોડા પણ ઠીક કરવાના છે. તમારા જોડા મૂકી જાઓ, કામ ચલાવવા માટે લો તમારા પગને બંધ બેસતા બીજા જોડા છે તે લઈ જાઓ.'

દાર્શનિકે લાલપીળા થઈને કહ્યું, 'હું મારા જ જોડા પહેરું છું, બીજાના નહિ.'

ત્યારે મોચીએ કહ્યું, 'વારુ ત્યારે તો તમે પૂરેપૂરા દાર્શનિક છો – બીજાના જોડામાં પગ નહિ નાખનારા. આ રસ્તા પર બીજા મોચીની દુકાન છે, તે મારા કરતાં દાર્શનિકોના સ્વભાવથી વધારે પરિચિત છે. કૃપા કરી એની પાસે તમારા જોડા સંધાવી લો.'

□

## પૂતનાનાં બે વૈકલ્પિક સ્વરૂપો / મેઘનાથ હ. ભટ્ટ

રવિયે ના પહોંચે ત્યાં પહોંચનાર કવિ ક્યારેક કોઈક પૌરાણિક પાત્ર વિશે વિચારે, સર્જનકાર્ય કરે અને એ સર્જકમાં જો અનન્ય પ્રતિભા હોય તો તે વૈકલ્પિક સ્તરે કામ કરી અદ્‌ભુત પરિણામ આણી શકે કવિશિરોમણિ પ્રેમાનંદે પોતાની આગવી રીતે પૌરાણિક કથાઓનું નવસર્જન કર્યું અને ગુજરાતના ઘરે ઘરે આપણાં મહાકાવ્યો અને પુરાણોનાં પાત્રો બોલકાં બન્યાં. ત્યાર પછી વર્ષો સુધી અનેક સર્જકોએ મહાકાવ્યોની આ ખાણમાંથી પોતપોતાનાં અર્થઘટન કરી સર્જનસ્રોતને જીવંત રાખ્યો છે. અહીં પ્રેમાનંદની અનન્ય કલસપ્રસાદી અને ત્યાર પછી પૌરાણિક પાત્રને આપણા એક આધુનિક કવિ નવી સૂઝબૂઝથી નવસંસ્કારથી પરિષ્કૃત કરે છે તેની વાત કરવી છે.

માનવીય કે માનસશાસ્ત્રીય દૃષ્ટિએ અત્યંત વિકૃત જો કોઈ પાત્ર હોય તો પૂતના. સ્ત્રી-સ્વભાવની બધી જ કુલીનતા અને કોમળતાને ભૂંસી નાખી આસુરી સ્વભાવની બધી જ કુરૂપતા એ ઉભરાવે છે. કૃષ્ણજન્મ એ કંસ માટે નિશ્ચિત મૃત્યુ. કોઈ પણ રીતે કૃષ્ણનો નાશ કરવો અનિવાર્ય. મહાકવિ પ્રેમાનંદ કંસ–પૂતના સંબંધની લકીર આબાદ અને આબેહૂબ ઝીલે છે

"ઉપાય કરી શત્રુ, હણો તો, રાજ આપણું સર્વ ક્ષેમ રહે,
છે પ્રપંચ સઘળા દેવના, દૈવનું દૈવત ટાળીએ."

આ દૈવનું દૈવત ટાળવાનું ભગીરથ કાર્ય — એને માટે ગોકુલના

બધા જ બાળકો હણી નાખવાનું કાવતરું રચવું પડે. આ માટે પૂતના જ યોગ્ય પાત્ર ઠરે. કારણ? પૂતનાની તાકાત શી?

"રિપુ ઓઘની (સમુદાયની) ઓઘ ટાળે, વિશ્વને વાંઝિયાં કરે."

આ કીર્તિની વાત સાંભળી પૂતના તો પ્રસન્ન — છેવટે તો આસુરી તત્ત્વની મૂર્તિને? પ્રેમાનંદની કલમે એનો પરિચય મેળવીએ:

"હાથ જોડી ગર્વ મોડી, કંસને પાગે નમી જઈ.
બહુ જાડા પાગ પડા, ચકળવકળ ડોળા ફરે;
જીભ કાઢે બૂમ પાડે, મનુષ્ય માત્ર છળી મરે.
દીર્ઘ અધર ઉષ્ટ્ર તણો, શ્યામ જિહ્વા ચાટતી;
સકુમાર મનુષ્યનું શું ગજું દેખી અસુર સભા ફાટતી."

એથી જ તો એ કંસને સાંત્વના આપે છે:

"ભ્રાત મારા વિઘ્ન તારાં, બધા લેઈને હું મરું,
તારે પુણ્યે એક દિવસમાં, જગતને વાંઝીયાં કરું."

આવી બહેન મેળવી ભાઈ ગદ્ગદ થાય એ સ્વાભાવિક. પણ જેનો સર્વનાશ કરવાના પ્રપંચો રચાય છે એ બાળક કેવો છે?

"કો દેવસ્વરૂપી પુત્ર, મળમૂત્ર નથી રે;
પરમેશ્વરને પયપાન, કરાવે યશોમતિ રે."

ને આ કૃષ્ણનો પ્રભાવ અને પ્રતાપ કેવો છે?

"દૂધે ત્રુઠિયા મેહ, પૂર પ્રવાહ વહ્યા રે;
રોગ શોક ઉચ્ચાટ, ગોકુળના ગયા રે.
અંધને આવ્યાં નેત્ર, બધિર સાંભળે રે;
અપંગને આવ્યા પાગ, પ્રભુને જોવા મળે રે."

ધર્મરાજાએ જમને વાર્યા કે ગોકુળમાં હવે તમારે જવાનું નથી. મોરલીનો નાદ, વિવિધ વાજિંત્ર, ગોવાળોનાં ગાન, ગંધર્વોનાં નૃત્ય — કૃષ્ણલીલાનો મહોત્સવ અનેરો રહે છે. જસોદાએ તો જાણે ત્રૈલોક્યના ત્રિગુણ(સત્ત્વ, રજ અને તમ)ને દોરીએ બાંધ્યું. અબંધ અને અવિગતને જસોદાએ ખાંડણિયે બાંધ્યું. પૂતના માટે આ બધું

અસહ્ય હતું. કંસના પુણ્યે એણે સાતસો બાળકોને હણ્યા હતા!
સમગ્ર પ્રજાને અપુત્રવાન કરવાની આસુરી તત્ત્વની શક્તિ તો
અપરંપાર જ હોય ને? આમ તો ગોકુળની આસપાસ બધાં ગામોને
એણે અપુત્રવાન કરી નાખ્યાં હતાં. પણ ગોકુળની તો વાત જ જુદી
હતી. અહીં તો —

"નંદને ઘેર કુંવર આવિયો, દૂધે ત્રુઠયા મેહ;
શકે શત્રુ આપણો હશે, પડે મન સંદેહ."

પણ, પૂતનાને પોતાની શક્તિની પ્રતીતિ હતી. નંદજીને કંસના દરબારમાં બોલાવાય છે જેથી પૂતના પોતાનું 'પૂતના'કાર્ય સહેલાઈથી પાર પાડી શકે. નંદ કંસસભામાં આવે છે. કંસની દયા તો જુઓ — આસુરી તત્ત્વે પણ પોતાની લીલા ખેલવા કેવાં કેવાં કપટ આદરવાં પડે છે!

"ન ઘટે તમને નંદજી, મુને રીશ અંતર આવી;
અમે સાંભળ્યું જે પુત્ર આવ્યો, વધામણી નવ કહાવી.
વારુ કીધું વિધાતાએ, ઘણું અમો પામ્યા પ્રેમ;
મનસા વાચા નંદજી તારો, પુત્ર રહેજો ક્ષેમ."

જેના ક્ષેમકુશળના આશીર્વાદ અપાય છે એનો વિધ્વંસ કરવા તો પૂતના પ્રતિબદ્ધ થઈ છે. ભાઈને રીઝવવા અર્ભકનો અંત લાવવાની અભિલાષાથી પૂતના ગોકુળ આવે છે. કૃષ્ણહત્યાનું પણ લઈને આવેલી આ અસુરદૂતીને શ્રદ્ધા છે કે "હરિ રાખશે મારી લાજ." માયાવી સ્વરૂપ પૂતનાનું સૌંદર્ય પણ જોવા જેવું છે:

"શણગાર સાજે રૂપ રાજે, ગાજે ઘુઘરું પાય;
ઠમક અણવટ ઝમક ઝાંઝર, છમક પહાની થાય...
નખ જ્યોતિ શું ખદ્યોતની, વાજે વિછુવાનો છંદ
પગલાં ભરે કુમકુમ ઝરે, કરે કોટિક ફંદ પ્રપંચ.
કામિની ગજગામિની, ભામિની કરતી હાવભાવ;
રૂપ નિધિમાં, વિધિ બૂડે, નહીં નીસરવા નાવ.

કટિ પાતળી, કટિમેખળા છે, ઝીણી ઘુઘરમાળ;
ચીર ચરણાં ચમક વરણાં, ચોળી લખીયા મરાળ.
કંકળ ખળકે ચૂડી ચળકે, થાય ગોફણીનું ગાન;
કદળી પત્ર વાંસો વિરાજે છે, પેટ પોયણ પાન.
ભર્યા પરિમળ નાભિ નિર્મળ, રોમાવળી પંકજતંત;
મુક્તામાળ હીંચે દુગદુગી, ઉઠે છબી શોભાવંત.
શું કુચ કળશ બે કનકના, છે સુધાએ સંપૂર્ણ;
કેસર ઓળી ઝીણી ચોળી, દીસે ગોરું વર્ણ."

પ્રેમાનંદી કવિતા પૂતનાના માયાવી રૂપનું વર્ણન કરતાં સોળે કળાએ મહોરે છે. સ્ત્રીસૌંદર્યની આટલી ઝીણી વિગતોની આટલી રોમાંચક કવિતા ભાગ્યે જ જોવા મળે. જેનું જોબન રંગતરંગ છે, જેના કંઠમાં કોકિલનો નાદ છે, જેનો વેસર (નાકની નથ) વાળી છે, પરવાળા જેવા ગાલ છે, જેના ગૌર ગાલે મધુકર ઝૂમે છે એવી આ સર્વોચ્ચ સ્ત્રીને જોઈ વ્રજસુંદરીઓ માંહેમાંહે વાત કરે છે: "શકે લક્ષ્મી આવ્યાં શોધતાં, નંદ ગૃહે વૈકુંઠનાથ." પણ, વૈકુંઠનાથ તો અવિનાશી છે. 'માસી' આવ્યાં જાણી નિદ્રાવશનું રૂપ કીધું — જેમ આકાશમાં ઘેરાયો આદિત્ય.

જસોદાના કુળદીપકને ગોકુળગામનો દીપક અને ગોવાળોનો રાય કહી પૂતના નવાજે છે. કારણ ચંદ્ર જેવું એનું મુખ જોઈ નેત્રમાં અનેરી તૃપ્તિ થાય છે. એથી જ—

"એ અમૃત મારા સ્તનમાહે, તે કરાવું છું પયપાન;
થાય અમર બાળકાનું, વપૂ વજ્ર સમાન."

હળવે હાથે, પ્રાણાધાર માસી બની, જેમ રજ્જુ(દોરડી)-ભ્રાંતિથી સાપ ઊંચકે એમ પૂતના તરસ્યા ભાણેજને ઊંચકે છે. પણ 'છે કઠિણ માસી પૂતના તેમ ભાણેજો છે ધાટ.' અને, એથી 'મુખ વિકાસી મૂકીયાં, વિખ ભર્યા કુચ(સ્તનનાં)દીટ. હૃદે ઉપર કર

ધર્યો એક, વાંસા ઉપર બીજો હાથ અને માસીને બાથમાં લઈ ગોકુળનાથં જન્મોજન્મની ભૂખ ભાંગે છે — 'એક ઘૂંટડે દૂધ પીધું બીજે ઘૂંટડે શોષ્યું રુધીર.' હવે માસી ઈશ્વરસ્વરૂપ ભાણજાને ઓળખી ગયાં. વિનંતી કરે છે, પ્રાર્થના કરે છે:

"મૂકો ભાણેજા ભુદરા રે, મેં ઓળખ્યો સુંદરશ્યામ:
જાવા દે મુને જીવતી, નહીં આવું ગોકુળગામ—"

સમગ્ર પ્રજાને જેણે વાંઝણી કીધી'તી સાતસો બાળકોની નિર્ઘૃણ હત્યા કરી હતી તે. જસોદાને પાયે પડે છે — કંસની પોતે દૂતી છે એમ એકરાર કરે છે. પણ વૈકુંઠનાથની કૃપાથી જે વૈકુંઠ પામે એના ભાગ્યની તો વાત જ શી? ઈશ્વરકૃપાથી પૂતના દેવકન્યા થઈ કારણ એને તો 'સાક્ષાત બ્રહ્મ હૃદે પર રમિયા' આ ભાગ્ય કાંઈ જેવું તેવું છે!

આપણાં મહાકાવ્યો કવિ મનીષી માટે હમેશાં નવવિચાર, નવવિધાન અને નવસર્જનનો પ્રેરણાસ્રોત બનતાં રહ્યાં છે. પ્રેમાનંદ પછી સેંદીઓ વહી ગયા પછી આપણા આધુનિક કવિ અનિલ જોશી પૂતનાને નવા સ્વરૂપે જુએ છે. મે ૧૯૯૨ના 'નવનીત-સમર્પણ'માં અનિલ (ઘણા સમયના મૌન પછી નવી જ તરેહના, પોતાને પણ અનુક્રમી જતાં ગીતો લઈને આવે છે ત્યારે) એક ગીત લઈને આવે છે: 'પૂતનાનું ગીત'. અહીં સ્ત્રીત્વ એ ક્યારેય મૂરઝાવ કે રૂંધાય એવી શક્તિ નથી એની યશગાથા રચાય છે. આસુરી તત્ત્વનું આવરણ એક અભિશાપ છે એનું ક્રંદન છે. કવિ કહે છે:

"શ્યામ, તમે લાકડાની ધાવણીને ધાવો
મારા દૂધભર્યા કુંભ ઉપર મરતકની (મૃત્યુની) ઢાંક હતી
અમરતનો નથી કોઈ દાવો."

આ પૂતના સ્ત્રીના મૂળભૂત અવતારનું પ્રતીક છે. એથી કહે છે કે મારામાં કોઈ કૂડકપટ નહોતું પણ કોઈક અકળ સગપણના (કંસના આસુરી સંબંધ) સંબંધે એ બંધાયેલી હતી, બાકી, આમ

તો એ સંપૂર્ણ સ્ત્રી. યૌવનની અઢળક કવિતા એના દેહમાંથી નીતરે છે. કાવ્યની અદ્‌ભુત પંક્તિ હવે મળે છે:

"કમખો ફાટે તો એને બખિયા મરાય પણ
થાનલો ફાટે તો કોણ સાંધે?"

પૂતના પ્રાર્થના જેવી આર્દ્ર વાણીથી કબૂલ કરે છે, 'મારામાં એક મા બેઠી હતી મને હાલરડું યાદ હજી રહેતું.' કારણ એના પાંદડાની સાવ ઝીણી જાળી જેવી નસનસમાં ભરપૂર દૂધ વહેતું હતું. સંજોગોએ એ (કંસની બહેન થવું એ જ કમભાગ્યને?) એવી હતભાગી હતી કે સ્ત્રી છે, માસી છે, છતાં "મારા ખોળામાં તો હૂંફનો છાંટો નથી મારી સાદડીમાં શ્યામ, તમે આવો." 'સાદડી'નો લૌકિક અર્થ કરીએ (મૃત્યુ પછીની શોકસભા) તો કાવ્યની વ્યંજનાની લાખેણી ધાર વરતાયા વગર રહે નહિ. પૂતના પોતાના 'પૂતના'. સ્વરૂપથી અણજાણ નથી અને એથી જ એ કવિ પાસે કહેવડાવે છે:

"શ્યામ, તમે લાકડાની ધાવણીએ ધાવો."

પૂતનાનાં આ બે 'સ્વરૂપો'નો વિચાર કરતાં — એ સ્વરૂપોને વાગોળતાં એમ થાય: 'પોતાની પાછળ એક સન્નાટો મૂકીને મધરાતે કોણ ચાલી જાય છે?' □


## શ્રી સુરેશ જોષીના લલિતનિબંધોનો સંગ્રહ

સાહચર્ય પ્રકાશન શ્રી સુરેશ જોષીના નિબંધોના સંગ્રહ પ્રગટ કરશે. એનું સંપાદન ડૉ. શિરીષ પંચાલ કરશે. જાન્યુઆરી ૧૯૯૩માં પ્રગટ થયેલા આ પુસ્તકમાં ડેમી સાઇઝનાં ૨૫૦ પાનાં છે. મૂલ્ય રૂ. ૮૦. ચેકથી નાણાં મોકલનારે મૂળ રકમમાં રૂ. ૧૦ ઉમેરવા. સરનામું: ગીતા નાયક, ૧૨, ચેતન–એ, રાજાવાડી રોડ, ઘાટકોપર (પૂર્વ), મુંબઈ–૪૦૦ ૦૭૭.

## હિમોજ્જવલા રાત્રિઓ / મણિલાલ હ. પટેલ

* રાતવાસો રોકાઈ ગયેલો ભાદ્રપદનો તડકો આજે આસોની પ્રતિપદાએ સૂર્યોદય પહેલાં સોનમ્હોરની ડાળે ફૂલોરૂપે ઊઘડયો છે. અમાસના અંધારે અજવાળેલી એની કાયા વધારે ઊજળી લાગે છે. આ અજવાળું જાણે સોનમ્હોર પર ઊગેલાં – ઊઘડેલાં સોનપુષ્પોનું છે. એના ઠસ્સા આગળ હવે તડકો પણ ઝાંખો લાગવાનો. ઓ સોનમ્હોર ભાઈ! આટલું અભિમાન સારું નહિ હાં કે! ઉનાળે ગુલમોરની ગરિમા જોઈ છે? શી સ્વસ્થતા કેળવીને ઊભા હોય છે એ! ને ગરમાળા, પુષ્પનિમીલિત નેત્રે વિનમ્ર! આ સૂડાઓનું વૃંદ ગયા જનમમાં સોની હશે? – સોનમ્હોરનાં પુષ્પો પર સવારથી જ ત્રાટક્યું છે. સુપક્ષીદીપૂર્વક સોનપુષ્પોને સૂંઘતા – ચાખતા એ વિદગ્ધ અદાથી વાલમાંથી રતી ચોરવાની વેતરણ કરી રહ્યા છે.

* ભાદ્રપદનાં ટાઢાંબોળ જળમાં ઝબોળાઈ ઝબોળાઈને ચકચકિત થયેલો સૂરજ કૂણી નજરે કૂંપળોને જોઈ રહ્યો છે. પણ એની કૂણાશ પર ભોળવાઈ જવા જેવું નથી. કુદરતની કળા એવી હોય છે કે કુમાશને કરકરી બનતાં વાર લાગતી નથી. શરદનો તાપ તો અકારણ કઠોર બાપ જેવો હોય છે. વાતે વાતે ખિજાતા બાપનો આકરો સ્વભાવ અને બપોરિયો તાપ સરખા લાગે. સવારે પગદંડો જમાવવા મથતી શીતળતાને સૂરજ ટકવા દેતો નથી. પણ શીતળતા સાંજે પાછી આવી લાગે છે, વણીવેળાને યાદ આવતા પ્રિયજનની જેમ. ધીમેકથી ઓતરાદા વાયરાની લહેરખી આવે છે ને તડકાના ડિલે ટાઢક

ચંપાય છે. પછી એ નરમ પડે છે. રાતે પુષ્પપગલે આવીને જળમાં ગરક થઈ જતી શીતળતા પછી જતી નથી. છેવટે ટાઢ અને તડકો સમાધાન કરી લે છે. સ્વભાવ છોડીને સૂરજ પણ હેમાળાનો પ્રભાવ સ્વીકારે છે. જીત પામેલી ઠંડી છેવટે અહંકારમાં આવીને ઘણું બધું ઉજ્જડ કરવા ને ઉઝરડી નાખવા જેટલી ક્રૂર બને છે – ત્યારે પાછો સૂરજ પોતાનો સ્વભાવ બતાવીને અસલ પ્રભાવની પુનઃસ્થાપના કરે છે. આવી ગતિવિધિ નોંધતું મારું મન રાતદિવસની સંતાકૂકડીને એના સંદર્ભવૈવિધ્ય સમેત પરખવા મથે છે.

* શરદ આવે છે ને પતંગિયાં લાવે છે. રચનાકારે કેવો તો પક્ષપાત કર્યો છે! ફૂલોને રંગો આપ્યા, એથી અદકા પતંગિયાંને આપ્યા. પતંગિયાં જાણે ફૂલો માટે સર્જ્યાં નાં હોય! જુગલબંધી તો એમની જ. રંગમેળાપ એમના. નાજુક પાંખો પર શી નકશી છે! કેવી અદ્દભુત મીનાકારી છે. કુદરત કારીગર છે. એની કળાનો આલેખ પાંખે પાંખે લખાયેલો છે. કાળી પાંખો પર મરૂન ભાત... જાંબલીમાં પીળા, ને વાદળી ને સોનેરી ઝાંયથી બાંધ્યો છે. અનેક રંગોની પૂરણી એકમાં. રંગોળી પૂરનારા મૂળે પતંગિયાં જોઈને કસબ શીખ્યા હશે. ઊડતાં પતંગિયાંને જોયા કરું છું. મારા વ્યતીતમાંથી ઘડી કાઢીને મારી સમ્મુખ મોકલાયાં હશે આ પતંગિયાં! ન જાને! એને જોઉં છું ને વહી ગયેલી રંગતની છાલક વાગે છે. થોડા જખમ ઊભળે છે. મારી નિઃસહાય પીડાને જાણે પાંખો ફૂટી છેઃ દર્દ મારા દ્વારે પાછું આવ્યું છે. ઓરડે ઓરડે એક પતંગિયું ફરે છે, અદશ્ય! રંગરંગની નકશીવાળું, નિર્દોષ, નિર્મળ! હું થોડાં પતંગિયાંની પાંખોને સ્પર્શું છું. એના રંગો હાથને લાગે છે... ક્ષણવાર. સાંજે ફૂલો ગરી જાય છે, પતંગિયાં ક્યાંક ચાલ્યાં જાય છે. પછી દેખાતાં નથી. માટીમાં એમની પાંખોને ઊડતી – અથડાતી જોઉં છું ને ચચરાટ થાય છે. જે સરસ છે એ ક્ષણભંગુર કેમ છે? મારો અનુત્તર પ્રશ્ન મારા પર ભાર થઈને તોળાઈ રહે છે. હું માટીને જોઈ રહું છું. કેટલી

નિ:સ્પૃહ છે એ! આમ એની જ તો લીલા છે બધી. ફૂલોને રંગો આપનારી એ, પતંગિયાંમાં રંગો પૂરનારી પણ એ. બધા રંગો પાછા ગોપવીને જડવત્ જંપી ગયેલી માટીને મુઠ્ઠીમાં ભરું છું ને માથે ચડાવું છું! માટી મા, તને પામું તો બધું પામું! તને પામનારે પછી કશાને પામવાનું ક્યાં રહે છે, વારુ!

નવા દિવસો છે. ખેતરો ગાડે ચડ્યાં છે, ખળે સોનું ખડકાયું છે. ચકલીં કિરણસળીઓ લઈ જઈને માળો ગૂંથી લેવામાં પડી છે. વગડાની વાટ ઊઘડી છે. પાણીએ ડહોળાશ છોડી મનને નિર્મળ કર્યું છે — ચહેરો દેખાય એવું. પોયણાંના દિવસો છે, ચન્દ્રવતી રાત્રિઓ! ચંપો-ચમેલી જૂઈને પારિજાતનાં ફૂલોમાંથી ચન્દ્રિકાનું પોત વણાયું છે. રાતરાણી ને નાગચંપાએ મ્હેક મોકલાવી એને સઘન-સભર કરી દીધી છે. 'દૂધે ભરી તળાવડી ને મોતીડે બાંધી પાળ રે ઝીલણ ઝીલવા ગ્યાં'તાં...'ની મતલબ સમજાય છે. 'આ સરવર જલ તે કાનજી ને પોયણી તે રાધા રે... આ નભ ઝૂક્યું તે કાનજી ને ચાંદની તે રાધા રે...' પ્રિયકાન્તની પંક્તિઓની જન્મદાતા રાત્રિઓ તે આ જ રાત્રિઓ! હિમોજ્જ્વલા રાત્રિઓ! 'આજ ગગનથી ચંદન ઢોળાય રે, સખી મને આસોના ભણકારા થાય!' — બીજી સખીને કહેતી કિશોરીને કાન માંડીને સાંભળવાનું ગમે છે. આ વર્ષે નવ-રાત્રિના પ્રથમ દિવસે સાંભળેલી પહેલી સુરાવલિ તે આ રહી:

ઢોલીડા, ઢોલ ધીમો ધીમો વગાડ મા
રઢિયાળી રાતડીનો જોજે રંગ જાય ના...
મૂંજે ના ધરતી તો રસઝટ કહેવાય ના
ઢોલીડા, ઢોલ ધીમો ધીમો વગાડ મા...

ક્યાંક ઝાંઝર ચમકે છે, ચૂડીઓ ખનકે છે, કંઠ છલકે છે, આંખ મલકે છે, મનડું હરખે છે, દિલડું કોકને બરકે છે, ઓઢણી લહેરાય છે— એકલું પડેલું કોક વહેરાય છે... સારી રાત ચાંદની વેરાય છે. અઢળક ઢોળાય છે અઢળક! સવારે પારિજાત તળે, ટગરી તળે રહી

ગયેલી ચાંદનીને જોયા કરું છું.

'મારી મહીસાગરને આરે ઢોલ વાગે સે...'

—આ પંક્તિ સાંભળું છું ને જીવ પૂર્વોત્તર પંચમહાલના મલકમાં મારે વતનગામ પહોંચી જાય છે. મહીની નાળમાં નીતર્યાં નીર વહેતાં દેખાય છે. શાળામાં નિબંધ લખવા અમે મિત્રોએ એક વાર 'ચાંદની રાતે નૌકાવિહાર' કરેલો... મહીનાં નીરમાં હોડી કાબૂમાં ન રહેતાં છેક ચાર પાંચ માઈલ નીકળી ગયેલી...એ સ્મરણ તાજું થાય છે. 'મારી મહીસાગર' એટલે મારી ચેતનામાં વ્હેતી નદી. મારી ભીતરની ચેતનાનદી જ વળી. આ ચેતના એ જ આદ્યશક્તિ. એ શક્તિની ઉપાસનાના આ દિવસો છે.

પણ રહો, શક્તિઉપાસના તો બહાનું છે. અહીં તો માનવ-લીલાઓએ માઝા મૂકી છે. વૃત્તિઓ એમનું દાપું માગે છે...વય વસને પરખ્યા વગર દાપું ચૂકવે છે. 'લૂંટવ્યું એટલી લ્હાણ'ને સમજનારા ક્યાં છે? અહીં તો 'લૂંટવ્યું એટલી હાણ' છે. પણ હાણમાં હરખા-નારો સમાજ હોય તો તમે શું કરો? જીવ બાળો ને જોગી કહેવા-ઓ એ નક્શામાં. આ વખત ભોગીઓનો છે. ભજનારાઓ આ ઋતુમાં ભોંયરામાં ચાલ્યા જતા હશે... માતાજી પણ સ્થળ છોડી જતાં હશે. ખરું સૌંદર્ય અને સત્ત્વ તો આ દિવસોમાં વનવગડે, નદીદરિયે, પહાડશિખરે હોવાનું. ઘડરિયા ગઢ પર બેસીને અજવાળી રાત્રિઓ જોઈ છે. વીરેશ્વર સારણેશ્વરનાં વનોમાં, પહાડોમાં આસોમાં વરસતી ચાંદનીએ ભીંજાયેલા તે હજી સુકાયા નથી! ગઢ પરથી હિમોજ્જવલા રાત્રિએ જોયેલું, ઝરણાંની જેમ વાંકુંચૂકું વહી જતું સોનેરી દીવા-ઓનું શહેર ઈડર જોયું હતું. એ કુંવારા મન પર અંકાયેલું પ્રથમ પ્રણયદૃશ્ય હતું... એ જડતર જરા પણ ઝંખવાયું નથી.

વતનઘરના આંગણે પૂનમનો ચાંદો કેટકેટલી વાર જોયો છે. ભૂખ્યા હતા તો એ મકાઈના રૂડારૂપાળા રોટલા જેવો લાગેલો...ને વયમાં આવતાં કણબીની કન્યાના ગોળમટોળ ચહેરા જેવો. કૂવાને થાળે બેસી લીમડાની ડાળીઓમાં ગળાઈ ચળાઈને આવતી ચાંદનીની

ભૂંગળીઓ સાથે રમ્યા છીએ... ક્યારેક પ્રવાસમાં બહાર પથરાયેલી થીજેલા કોપરેલ જેવી ચાંદની રાતોમાંથી અશબ્દ પસાર થવાનું બન્યું છે... પણ દરેક વખતે આઠમા ધોરણમાં મોઢે કરેલી 'શરદવર્ણન' (જયન્ત પાઠક)ની પેલી પંક્તિઓ અચૂક સાંભરી છે:

સ્થળ સૌ જમુના તીર બન્યાં ને નરનારીઓ
વ્યગ્ર ગોપગોપી શાં ચન્દ્ર પૂનમનો ચડ્યો.
નીલાકાશમાં સોહે બિંબ શું મનભાવન
ઢળેલું કૃષ્ણને સ્કંધે રાધાનું જાણે આનન!

કોલેજમાં ભણતાં કોઈ સાહેબે આ રાત્રિઓને વર્ણવતાં 'હિમોજ્જવલા રાત્રિઓ' કહેલું. એમાં ચૈત્રના મોગરાનો રંગ અને અજાણી કન્યાનું મોહક-સંમોહક શ્વેત શ્વેત સ્મિત મેં મારા તરફથી ભેળવ્યાં છે. એ મોગરા, એ સ્મિત અને આ જ્યોત્સ્ના રાત્રિઓ... ચમકતી ચંદ્રિરા... બસ હવે મનની દાબડી ખોલવી નથી. એમાં ઢાકાની મલમલ જેવું કંઈ કેટલુંય સાચવીને ગડીબદ્ધ ગોઠવી રાખ્યું છે... પણ પીડાનો પ્રસાદ ફરી ક્યારેક... ઇતિ અલમ્. □

---


## વાચકોને, સંસ્થાઓને—

દક્ષિણ ગુજરાતમાંથી વર્ષોથી પ્રગટ થતા એકમાત્ર સાહિત્ય-માસિક 'કંકાવટી'એ શુદ્ધ સાહિત્યમાસિકનું સ્વરૂપ ધારણ કર્યું છે. કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા અને વિવેચન સાથે યથાશક્ય સમકાલીન સાહિત્યનો પરિચય, સહકાર આપતા કવિ–લેખકો દ્વારા અપાય છે.

આપને અંગતપણે, આપની સંસ્થાને, સ્કૂલને સાહિત્યિક બની રહેવાના ધ્યેય સાથે પ્રગટ થતા આ 'કંકાવટી'ના ગ્રાહક બની સહકાર આપવાની અપેક્ષા.

વાર્ષિક લવાજમ રૂપિયા ૩૦

૨૪, રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણી ટાંકી,

**સૂરત–૩૯૫ ૦૦૯**


---

# ઉપાધ્યાય યશોવિજયજીની સાહિત્યકળા – કેટલાક મુદ્દા

જયન્ત કોઠારી

(ગતાંકથી પૂરું)

## ભાવચિત્રો: પ્રીતિભાવ

પ્રભાવક વસ્તુચિત્રો જ નહિ, મર્મસ્પર્શી ભાવચિત્રો પણ યશોવિજયજીની કલમેથી આપણને સાંપડે છે. 'જંબૂસ્વામી રાસ'માં ભાવદત્ત મુનિ પોતાના ભાઈ ભવદેવ સમક્ષ પોતાની બાલ્યાવસ્થાને સંભારે છે તેમાં વતનપ્રેમ અને અતીતાનુરાગ કેવાં સાથેલાગાં વ્યક્ત થયાં છે! કેવાં હૃદયંગમ રીતે વ્યક્ત થયાં છે! ને વતનનું એક મધુરું ચિત્ર એમાંથી ઊપસે છે તે તો લટકાનું —

ગામસીમ એ રૂખડાં, મોહનગારાં હુંત,
વાનર પરે ચઢતા જિહાં, આપણ બેઉ રમંત.

તેહ સરોવર, તેહ જલ, તેહ તીર મનોહાર,
કંઠે આરોપ્યા જિહાં, તાલ નલીનના હાર.

સોહે એહ જ વાલુકા, ઉજ્જવલ જેસી કપૂર,
બાલલીલાએ આપણે, કર્યા જિહાં ઘર ભૂરિ.

પંડિત કવિ યશોવિજયજી કેવા હળવા અને લોકહૃદયગમ્ય બની શકે છે તેનું આ એક સરસ ઉદાહરણ છે.

જંબૂસ્વામી પ્રત્યે એની પત્નીઓ 'તમે અંબર અમે દિશા' એમ કરીને જે ઉદ્ગારો કરે છે તે આપણે આગળ નોંધી ગયા. એ પણ વસ્તુતઃ ઉત્કટ પ્રેમભાવનું ચિત્ર છે — ભક્તિરંજિત પ્રેમભાવનું, કેમ કે એમાં પ્રિયતમના અંશરૂપ બની રહેવાની અભિલાષા વ્યક્ત

થઈ છે. એ ઉદ્‌ગારો પણ ઉપાધ્યાયજીની સરળ સર્વસ્પર્શી અભિવ્યક્તિનું ઉદાહરણ છે.

યશોવિજયજીમાં લૌકિક પ્રીતિભાવનાં ચિત્રો ખાસ ન મળે એ સમજાય એવું છે. પણ નેમ-રાજુલને નિમિત્તે એમણે વિરહપ્રીતિ ને એના સંચારિભાવો તીક્ષ્ણતાથી અને પ્રબલતાથી આલેખ્યાં છે. રાજુલના ઉદ્‌ગારો રૂપે આ ભાવચિત્રો આપણને પ્રાપ્ત થાય છે. એની વ્યાકુળતા જુઓ —

સનકી લગની ભર અગની સી લાગે, અલી!
કલ ન પરત કછુ, કહા કહું બતીયાં.

એની તીવ્ર તરસ જુઓ, ઊછળતા ઉમંગો જુઓ —

ગુન ગહો, જશ બહો, ધરિ રહો, સુખ લહો,
દુઃખ ગમો, સુઝ સમો રંગ રમો રતિયાં.

દુઃખ પર દુઃખ ખડકાઈ રહ્યાની, દુઃખ ઘૂંટાઈ રહ્યાની એની લાગણી જુઓ—

એક યૌવન, બીજું મદન સંતાપઇ રે,
ત્રીજું વિરહ કલેજું કાપઇ રે,
ચોથું તે પિઉપિઉ પિક પોકારઇ રે,
દુઃખિયાનું દુઃખ કોઇ ન વારઇ રે.

આશા નિરાશામાં પલટાવાની વેદના તો કેવી ભારે હોય? પૂર્વ દિશા રાતી દેખાય છે, પણ પછી સૂર્ય ઊગતો તો દેખાતો જ નથી! પૂર્વ દિશા રાતી લાગી તે તો, હાય, રોતી (ને તેથી રાતી) આંખને લીધે! —

નીંદ ન આવઇ ઝબકી જાગું રે
પૂરવ દિસિ જઈ જોવા લાગું રે
રોતાં દીસે રાતડી નયણે રે,
કિમહી ન દીસે પણિ તે ગયણે રે.

એ નરી નિઃસહાયતા અનુભવે છે—

પિઉ અવલઇ કુણ સવલો થાઇ રે?

સર્વ ઉપાયો પણ, અરેરે, નિરર્થક જઈ રહ્યા છે —

નેહગહેલી દુરબલ થાઉં રે,
માનું જિમતિમ પિઉ-મનિ માઉં રે,
પણિ નવિ જાણ્યું એ ન ઉપાયો રે,
પ્રીતિ પરાણિ કિમઇ ન થાયો રે.

વિરહિણી નારીને માટે જગતના પદાર્થો કેવા વિષમ-વિપરીત થઈ જાય છે ને એનું મન કેવીકેવી કલ્પનાઓ કરે છે! મનમાં ભારોભાર કટુતા વ્યાપી વળી છે —

કોકિલ બોલઇ ટાઢું મીઠું રે,
મુઝ મનિ તો તે લાગઇ અંગીઠું રે,
વિરહ જગાવી વિરહિણી બાલી રે,
તે પાપઇ તે થઇ છઇ કાલી રે.

પોતાનો ત્યાગ કરનાર પ્રિયતમને એનું દગ્ધ સ્ત્રીહૃદય માર્મિક કટાક્ષપ્રહારો કરે છે —

ચંદ્ર કલંકી જેહથી રે હાં, રામ ને સીતા વિયોગ,
તેહ કુરંગને વયણડે રે હાં, પતીઆવે કુણ લોક?
ઉતારી હું ચિત્તથી રે હાં, મુગતિ ધુતારી હેત,
સિદ્ધ અનંતે ભોગવી રે હાં, તેહ સ્યું કવણ સંકેત?
પ્રીત કરંતાં સોહલી રે હાં, નિરવહતાં જંજાલ,
જેહવો વ્યાલ ખેલાવવો રે હાં, જેહવી અગનની ઝાળ.

ધૃષ્ટ બની એ પ્રિયતમને આમંત્રણ આપે છે —

આઓ ને મંદિર વિલસો ભોગ, બૂઢાપનમેં લીજે યોગ.

છેવટે તો રાજુલનો અખંડ એકનિષ્ઠ પ્રીતિભાવ લૌકિકત્વ છોડી અલૌકિકત્વ પ્રાપ્ત કરે છે. અને એ પ્રાર્થે છે —

જો વિવાહ-અવસર દિઓ રે હાં, હાથ ઉપર નહિ હાથ,
દીક્ષાઅવસર દીજીયે રે હાં, શિર ઉપર જગનાથ.

ને અધ્યાત્મસહચારનો દિવ્ય રસાનંદ એ પ્રાપ્ત કરે છે —

કંતે દીનું કેવલજ્ઞાન, કીધી પ્યારી આપ સમાન
મુગતિમહેલમેં ખેલે દોઈ...

રાજુલના ભાવવિવર્તો અને અ-સામાન્ય ભાવપલટાને તાદૃશતાથી ને ચમત્કૃતિભરી રીતે આલેખી આપવામાં યશોવિજયજીનું મનોરમ કવિકૌશલ રહેલું છે.

**પ્રેમભક્તિભાવ**

યશોવિજયજીમાં આપણને વધારે મળે છે તે તો જિનેશ્વરદેવ પ્રત્યેના એમના પોતાના હૃદયના પ્રેમભક્તિના ભાવોનું આલેખન. હા, માત્ર ભક્તિના નહિ, પ્રેમભક્તિના ભાવો. એમની સ્તવનરચનાઓમાં બહુધા જિનપ્રભુને સીધું સંબોધન છે અને એમાં પ્રભુદર્શનનો ઉમળકો, ગુણાનુરાગ અને અનન્યનિષ્ઠા જ નહિ, પણ અવિહંગ પ્રકટ પ્રીતિનો ભાવ, પ્રિયમિલનના વિલંબની અસહ્યતા, એકાંતગોષ્ઠિની ઝંખના, આર્જવ, અનુનય, અસમાન વચ્ચેની પ્રીતિની વિષમતા-વિલક્ષણતા, પોતાનું પ્રેમસાહસ વગેરે ભાવો પણ સમાવેશ પામ્યા છે. જુઓ :

* હુઓ છિપે નહિ અધર અરુણ જિમ, ખાતાં પાન સુરંગ,
પીવત ભરભર પ્રભુગુણ પ્યાલા, તિમ મુજ પ્રેમ અસંગ.

ઢાંકી ઇક્ષુ પરાળ શું જી, ન રહે લહિ વિસ્તાર,
વાચક જશ કહે પ્રભુ તણો જી, તિમ મુજ પ્રેમપ્રકાર.

* આવો આવો રે ચતુર સુખભોગી, કીજે વાત એકાંત અભોગી,
ગુણગોઠે પ્રગટે પ્રેમ.

ઓછું અધિક પણ કહે રે, આસંગાયત જેહ,
આપે ફળ જે અણકહ્યાં રે, ગિરૂઓ સાહિબ તેહ.

દીન કહ્યા વિણ દાનથી રે, દાતાની વધે મામ,
જળ દીયેં ચાતક ખીજવી રે, મેઘ હુઓ તેણે શ્યામ.

મોડું વહેલું આપવું રે, તો શી ઢીલ કરાય,
વાચક જશ કહે જગધણી રે, તુમ તૂઠે સુખ થાય.

* લઘુ પણ હું તુમ મનિ નવિ માનું રે,
જગગુરુ તુમને દિલમાં લાવું રે,
કુણને દીજે એ શાબાશી રે,
કહો શ્રી સુવિધિ જિણંદ વિમાસી રે.
મુજ મન-અણુ માંહિ ભક્તિ છે ઝાઝી રે...
* તુમે બહુ મૈત્રી રે સાહિબા, માહરે તો મન એક,
તુમ વિણુ બીજો રે નહિ ગમે, એ મુજ મોટી રે ટેક.
* અંતરયામી સવિ લહો, અમ મનની જે છે વાત હો,
મા આગળ મોસાળનાં, શ્યા વરણુવવા અવદાત હો.
જાણો તો તાણો કિસ્યું, સેવાફળ દીજે દેવ હો,
વાચક જશ કહે ઢીલની, એ ન ગમે મુજ મન ટેવ હો.
* અમે પણ તુમ શું કામણ કરશું...
* મેં રાગી પ્રભુ થેં છો નિરાગી, અણજુગતે હોએ હાંસી,
એક પખે જે નેહ નિરવહવો, તેમાં કીસી શાબાશી.
નિરાગી સેવે કાંઈ હોવે, ઇમ મનમેં નવિ આણું,
ફળે અચેતન પણ જિમ સુરમણિ, તિમ તુમ ભક્તિ પ્રમાણું.
* પ્રેમ બંધાણો તે તો જાણો, નિરવહશ્યો તો હોશે પ્રમાણો,
વાચક જશ વિનવે જિનરાજ, બાંહ્ય ગ્રહ્યાની તુજને લાજ.
* અણદીઠે અલજો ઘણો, દીઠે તૃપતિ ન હોઈ રે.
* સાસ પહિલાં સાંભરે રે, મુખ દીઠે સુખ હોય,
વિસાર્યા નવિ વિસરે રે, તેહ શ્યું હઠ કિમ હોય રે.
* મુખ દેખી ટીલું કરે રે, તે નવિ હોવે પ્રમાણુ,
મુજરો માને સવિ તણો રે, સાહિબ તેહ સુજાણ.
* મસિ વિણ જે લિખ્યા તુજ ગુણે, અક્ષર પ્રેમના ચિત્ત રે,
ધોઈએ તિમતિમ ઉઘડે, ભગતિજલે તેહ નિત્ય રે.
* નીરખીનઇ, નીરખીનઇ, મઇં લોઅણુ અમિઅ પખાલિઆં.

* મુક્તિથી અધિક તુજ ભક્તિ મુજ મન વસી.

**આત્મરતિભાવ**

યશોવિજયની કેટલીક રચનાઓમાં — એક જુદી જ ભાવદશાનું આવિષ્કરણ છે. એ છે અધ્યાત્મયોગીની મસ્ત મનોદશા, આત્મ-રમણાનો આનંદ. સમતા – સમ્યક્ત્વ અને સુબુદ્ધિ – અનુભવજ્ઞાન એનાં મુખ્ય લક્ષણો છે. નિર્ગ્રન્થપણું, પ્રેમમયતા, ધીરતા, નિર્દંભતા, મોહમાયાનિરાસ, પરમ તૃપ્તિ આ બધાંથી ભરીભરી એ ચિત્ત-સ્થિતિ છે. આ ચિત્તસ્થિતિનું સીધું ને વીગતે વર્ણન તો 'શ્રીપાળ-રાસ'ની છેલ્લી ઢાળમાં થયેલું છે—

તૂઠો તૂઠો રે મુઝ સાહિબ જગનો તૂઠો,
એ શ્રીપાળનો રાસ કરંતા, જ્ઞાનઅમૃતરસ વૂઠો રે. ૧

ઉદકપયો અમૃતકલ્પ જ્ઞાન તિહાં, ત્રીજો અમૃત મીઠો,
તે વિણુ સકળ તૃષા કિમ ભાંજે, અનુભવ પ્રેમગરીઠો રે. ૩

ઊગ્યો સમકિત-રવિ ઝગઝગતો, ભરમતિમિર સવિ નાઠો,
તગતગતા દુર્નય જે તારા, તેહનો બળ પણ છાઠો રે. ૧૧

મેરુધીરતા સવિ હર લીની, રહ્યો તે કેવળ ભાઠો,
હરી સુરઘટ સુરતરુકી શોભા, તે તો માટી–કાઠો રે. ૧૨

હરવ્યો અનુભવ જોર હતો જે, મોહમલ્લ જગલૂંઠો,
પરિપરિ તેહના મર્મ દેખાવી, ભારે કીધો ભૂંઠો રે. ૧૩

થોડે પણ દંભે દુખ પામ્યા, પીઠ અને મહાપીઠો,
અનુભવવંત તે દંભ ન રાખે, દંભ ધરે તે ધીઠો રે. ૧૫

'આનંદઘન અષ્ટપદી'માં આનંદઘનના અને એમના સ્પર્શે યશોવિજયમાં પ્રગટેલા આત્મરતિના ભાવનો પ્રબળ ઉદ્ગાર છે:

* મારગ ચલતચલત ગાત આનંદઘન પ્યારે,
રહત આનંદ ભરપૂર,
તાકો સરૂપ ભૂપ, ત્રિહું લોકથે ન્યારો,
વરસત મુખ પર નૂર.

* સુમતિ સખિ ઓર નવલ આનંદઘન
મિલ રહે ગંગતરંગ.
* કોઉ આનંદઘન છિદ્રહી પેખત, જસરાય સંગ ચડી આયા,
આનંદઘન આનંદરસ ઝીલત, દેખત હી જસ ગુણ ગાયા.
* એરી આજ આનંદ ભયો, મેરે તેરો મુખ નિરખનિરખ,
રોમરોમ શીતલ ભયો અંગોઅંગ.
શુદ્ધ સમજણ સમતા-રસ ઝીલત,
આનંદઘન ભયો અનંતરંગ.
* આનંદઘનકે સંગ સુજસ હી મિલે જબ,
તબ આનંદ સમ ભયો સુજસ,
પારસ સંગ લોહા જો ફરસત,
કંચન હોત હી તાકે કસ,
ખીરનીર જો મિલ રહે આનંદ જસ,
સુમતિ સખિકે સંગ ભયો હે એકરસ;
ભવ ખપાઈ જસુજસ વિલાસ ભયે,
સિદ્ધસ્વરૂપ લિયે ધસમસ.

સમતા અને સુમતિને સખી તરીકે કલ્પી યશોવિજય આત્મ-રમણાને શૃંગારક્રીડાનું રૂપ આપે છે એ ખાસ ધ્યાન ખેંચે એવું છે. આત્માનુભવ એ રસપૂર્ણ ભાવદશા છે એમ આથી સૂચવાય છે. નીચેના પદમાં જ્ઞાનીની સંયોગપ્રીતિને અને એની મસ્ત આનંદ-દશાને શંકરપાર્વતીગંગાના દૃષ્ટાંતથી હૃદયંગમ રીતે વર્ણવી છે:

અજબ બની હે જોરી, અર્ધાંગ ધરી હે ગોરી,
શંકર શંક હિ છોરી, ગંગ સિર ધરી હે
પ્રેમકે પીવત પ્યાલે, હોત મહા મતવાલે,
ન ચલત તિહૂ પાલે, અસવારી ખરી હે.
જ્ઞાનીકો એસો ઉત્સાહ, સમતાકે ગલે બાંહ,
શિર પર જગનાહ-આણ, સુર-સરી રહે.

લોકકે પ્રવાહ નાહિ, સુજસ વિલાસ માંહિ,
ચિદાનંદઘન છાંહિ, રતિ અનુસરી હે.

પોતાની આ કલ્પનાને અનુસરી યશોવિજય ચેતન સુમતિને છોડી મમતા સાથે પ્રીતિ જોડે છે ત્યારે સુમતિની વિરહદશાની વ્યાકુળતા આલેખે છે—

કબ ઘર ચેતન આવેંગે? મેરે કબ ઘર ચેતન આવેંગે?

સખિરિ, લેવું બલૈયા બારબાર, મેરે કબ ઘર ચેતન આવેંગે?
રેનદીના માનુ ધ્યાન તું સાઢા, કબહુકે દરસ દિખાવેંગે?

વિરહ દીવાની ફિરૂં ઢૂંઢતી, પીઉપીઉ કરકે પોકારેંગે,
પિઉ જાય મલે મમતાસે, કાલ અનંત ગમાવેંગે.

તો વળી ચેતનાનો એના પ્રિયતમથી – આનંદાનુભવથી વિરહ પણ આલેખાયો છે. એમાં સુમતિસખીને પ્રિયતમને મનાવવાની વિનંતી કરવામાં આવી છે—

કંત બિનુ કહો કૌન ગતિ ન્યારી,
સુમતિસખી, જઈ વેગેં મનાવો, કહે ચેતના પ્યારી.

ધન કન કંચન મહેલ માલિએં, પિઉ બિન સબહિ ઉજારી,
નિદ્રાયોગ લહું સુખ નાંહિ, પિયુવિયોગ તનુ જારી.

તોરેં પ્રીત પરાઈ દુરજન, અછતેં દોષ પુકારી,
ઘરભંજનકે કહન ન કીજે, કીજે કાજ વિચારી.

વિભ્રમ મોહ મહામદ બિજુરી, માયા રેન અંધારી,
ગર્જિત અરતિ લવેં રતિ દાદુર, કામકી ભઈ અસવારી.

પિઉ મિલવેકું મુઝ મન તલકે, મેં પિઉ-ખિજમતગારી,
ભુરકી દેઈ ગયો પિઉ મુઝકું, ન લહે પીર પિયારી.

અલબત્ત, પ્રિયતમ પછી આવે છે ને 'ચિદાનંદઘન સુજસ વિનોદે, રમે રંગ અનુસારી.'

જોઈ શકાય છે કે આધ્યાત્મિક ભાવદશાઓને પણ સ્પર્શક્ષમ રૂપ આપવાનું યશોવિજયજીએ ઇચ્છ્યું છે અને એમાં એમને પૂરતી કામયાબી મળી છે.

## અન્ય કાવ્યાંગો પરનું પ્રભુત્વ

સાહિત્યકળાનાં અન્ય સર્વ અંગો પરનું યશોવિજયનું પ્રભુત્વ પ્રશસ્ય છે. દુહા-ચોપાઈ આદિ છંદો અને અનેક દેશીઓ એ અધિકારપૂર્વક વાપરે છે. દેશીઓનું વૈવિધ્ય સાહિત્યપરંપરા સાથેનો એમનો ગાઢ નાતો બતાવે છે. યુદ્ધવર્ણનને કડખાની દેશીમાં આલેખતા યશોવિજય પાસે છંદના ઔચિત્યની પણ સૂઝ છે એમ દેખાઈ આવે છે.

પદ્યબંધની કેટલીક આકર્ષક છટાઓ પણ યશોવિજયે નિર્મી છે. જેમ કે વિવિધ પ્રકારની ધ્રુવાઓ એમણે યોજી છે ને લાંબે સુધી ખેંચાતા પ્રાસ એમણે સાધ્યા છે. પ્રાસસાંકળી, પંક્તિ-અંતર્ગત પ્રાસો, શબ્દોને બેવડાવવાની રીતિ વગેરેથી એમણે પદ્યછટા જ નહિ વાક્છટા પણ ઊભી કરી છે. થોડાંક ઉદાહરણો જોઈએ :

* દીઠી હો પ્રભુ દીઠી જગગુરુ તુજ,
મૂરતિ હો પ્રભુ મૂરતિ મોહનવેલડીજી.

* શ્રી અનંતજિન શું કરો, સાહેલડિયાં,
ચોલમજીઠનો રંગ રે, ગુણવેલડિયાં
સાચો રંગ તે ધર્મનો, સાહેલડિયાં,
બીજો રંગ પતંગ રે, ગુણવેલડિયાં.

* મોરા સ્વામી ચંદ્રપ્રભ જિનરાય, વિનતડી અવધારિયે જી રે જી,
મોરા સ્વામી તુમ્હે છો દીનદયાલ, ભવજલથી મુજ તારીયે જી રે જી.

* ધરમનાથ તુજ સરિખો, સાહિબ શિર થકે રે કે
સાહિબ શિર થકે રે.
ચોર જોર જે ફેરવે, મુજ સ્યું ઇક મતે રે કે
મુજ સ્યું ઇક મતે રે.

* આડસિંઇ અંગઇં એ કહિયા રે, લાલનાં,
વલિ અનેક મુનિચંદ રે, વઇરાગી લાલનાં,
સુમુખ દુમુખ કરવા ભલા રે, લાલનાં,
વસુદેવ-ધારણી-નંદ રે, વઇરાગી લાલનાં.

* શરણાગત ત્રાતા રે, તૂં દોલતિ દાતા રે,
હવઇં દીજઇં મુઝ સાતા સમકિત-શુદ્ધિની રે.

* પ્રભુ ધરી પીઠિ વેતાલ બાલ, સાત તાલલોં વાધે,
કાલરૂપ વિકરાલ ભયંકર, લાગત અંબર આધે.

* સમરીએ સરસતી વરસતી વચનસુધા ઘણી રે,
વીર જિનેસર કેસર અરચિત જગધણી રે.
રાજનયર વર ભૂષણ દૂષણ ટાળતો રે,
થુણસ્યું ગુણકરણે જગ અજુઆલતો રે.

* ઉન્નતપુરમંડન જિન તુ જયો, ઠકુરાઈ તુજ જોર,
તુજ મુખ તુજ મુખ દીઠઇં હો મુજ હિયડું ઠરઇ,
જિમ ઘન દીઠઇં મોર,
હું તુજ ઉપરિ અહનિશિ ભાવિઓ, તુમ કેમ રહો ઉદાસ,
આસંગઇં આસંગઇં અધિકેરાં હો વયણ ન ભાસિઇં,
જેહની કીજઇં આસ.

* બાલા રૂપશાલા ગલે માલા સોહે મોતિનકી,
કરે નૃત્ય માલા ગોરી ટોરી મિલિ ભોરી સી.

* સુચનકી નયનકી બયનકી છબી નીકી,
મયનકી ગોરી તકી લગી મોહિ અવિયાં.

યશોવિજયજીનો શબ્દરાશિ વિરલ સંસ્કૃત શબ્દોથી માંડીને તળપદી બોલીના શબ્દો સુધીનો વ્યાપ બતાવે છે. એમણે વ્રજહિંદીમાં રચનાઓ કરી છે એ ઉપરાંત એમની ગુજરાતી કૃતિઓમાં હિંદીની છાંટ મળે છે. 'ખિજમત' જેવા ફારસી શબ્દો પણ પ્રયોજાયા છે. પ્રાસ, યમક, શ્લેષ અને અન્ય અલંકારોને નિમિત્તે પણ યશોવિજયજીની

શબ્દસમૃદ્ધિ પ્રગટ થાય છે. વિવિધ સ્તરના શબ્દો, સઘન ઉક્તિઓ તથા કૂટ અલંકારરચનાઓને કારણે યશોવિજયની ભાષાભિવ્યક્તિ પંડિતાઈની મુદ્રા વારંવાર ધારણ કરે છે, કેટલીક વાર એ દુર્બોધ પણ બને છે. પરંતુ એમાં ઔચિત્ય અને અર્થસમર્પકતા હમેશાં જોઈ શકાય છે.

તત્ત્વવિચાર તરફનું વલણ, વસ્તુરૂપનું માર્મિક ગ્રહણ, અલંકાર આદિ કવિકૌશલો પરનું પ્રભુત્વ વગેરેથી પોતાની આગવી કવિપ્રતિમા સર્જનાર યશોવિજય મધ્યકાલીન ગુજરાતી સાહિત્યદરબારમાં ઊંચા આસનના અધિકારી છે. □

## 'કંકાવટી' માસિક : નિયમ મુજબ ફૉર્મ નં. ૮

૧ પ્રકાશનસ્થાન : ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા,
સૂરત–૩૯૫ ૦૦૨

૨ મુદ્રકનું નામ : રતિલાલ મૂ. 'અનિલ'
નાગરિકતા : ભારતીય
સરનામું : ૨૪, રીવર બૅંક સોસાયટી, રીવેરા ટાવર પાસે,
અડાજણ પાણીની ટાંકી, સૂરત–૩૯૫ ૦૦૯

૩ પ્રકાશકનું નામ : નાગરિકતા : સરનામું : નં. ૨ મુજબ.

૪ સંપાદકનું નામ : રતિલાલ 'અનિલ'
નાગરિકતા : ભારતીય
સરનામું : ૨૪, રીવર બૅંક સોસાયટી, રીવેરા ટાવર પાસે,
અડાજણ પાણીની ટાંકી, સૂરત–૩૯૫ ૦૦૯

૫ માલિકનું નામ : રજનીકાન્ત રતિલાલ રૂપાવાળા
સરનામું : ૨૪, રીવર બૅંક સોસાયટી, રીવેરા ટાવર પાસે, અડાજણ
પાણીની ટાંકી, સૂરત–૩૯૫ ૦૦૯

હું રતિલાલ મૂ. 'અનિલ', આથી જાહેર કરું છું કે ઉપરની વીગત મારી જાણ અને સમજ પ્રમાણે સાચી છે.

સહી : રતિલાલ મૂ. 'અનિલ' (પ્રકાશક)

## પાગલ / ખલિલ જિબ્રાન

એ પાગલખાનામાં બાગમાં એક યુવકને મળવાનું થયું. એનો ચહેરો પીળો, સુંદર અને વિસ્મયભાવથી ભર્યો ભર્યો હતો.

હું એની પાસે બેંચ પર બેઠો. મેં એને પૂછ્યું, 'અરે, તમે અહીં ક્યાંથી આવ્યા?' એણે સાશ્ચર્ય મારી સામે જોયું અને પછી કહ્યું: 'તમારો પ્રશ્ન તો અજબ થવા જેવો છે છતાં જવાબ આપું છું. મારા પિતા અને કાકા મને પોતાના જેવા બનાવવા માગતા હતા. મારી મા પણ મને મારા પિતા જેવો જોવા માગે છે. મારી બહેન મારી સામે પોતાના નાવિક પતિનો આદર્શ રજૂ કરે છે, અને મારો ભાઈ પોતાના જેવો સારો ખેલાડી બનાવવા ઇચ્છે છે' — એણે વાત ચાલુ રાખતાં કહ્યું — 'મારા શિક્ષક એટલે કે પથપ્રદર્શક, સાથી અને તર્કશાસ્ત્રના અધ્યાપક — બધા એક વાત પર કટિબદ્ધ છે કે, તેઓ મારામાં એક દર્પણની જેમ પોતાનું પ્રતિબિમ્બ જુએ. એટલે મારે અહીં આવવું પડ્યું. અહીં હું વધારે સ્વસ્થતા અનુભવું છું. કમમાં કમ અહીં મારું વ્યક્તિત્વ તો છે.'

ત્યાં એકાએક મારી સામે ફરીને બોલ્યો, 'પણ એ તો કહો કે તમે અહીં કેવી રીતે આવ્યા? શું તમને પણ તમારા શિક્ષણ અને સદ્‌બુદ્ધિએ અહીં આવવાને પ્રેર્યા છે?'

પણ, મેં ઉત્તર આપ્યો, 'ના, હું તો એક દર્શક રૂપે અહીં આવ્યો છું.'

અને એણે કહ્યું, 'સારું, સમજ્યો! તમે આ ચાર દીવાલોની બહારના મોટા પાગલખાનાના રહેવાસી છો!' □

## સામાન્ય આદમી / ગોપાળકૃષ્ણ કૌલ

મારી આસપાસ જે લોકો રહે છે એમને આદમી નહિ, 'સામાન્ય આદમી' કહેવામાં આવે છે. તેઓ 'પરમ' વિશિષ્ટ નથી, એટલે તેઓ 'અશિષ્ટ' નથી. તેઓ દુઃખોમાં હૈયાફાટ રડે છે, અને ખુશીમાં – ખુલ્લા દિલે હસે છે, તેઓ એટલા સરળ છે કે પથ્થરોની કેદમાંથી છૂટેલા ઝરણા જેવા તરલ છે તે ગમે ત્યાં અચાનક ખીલે છે જંગલી ફૂલની જેમ, સમયના તડકામાં તેઓ અસમયે કરમાય છે. ગંદી ગલીઓમાં રમે છે એમનું બાળપણ, જિંદગીની લારીમાં જોતરાઈ જવા માટે બોલાવ્યા વિના આવી જાય છે એમનું યૌવન. તેઓ પોતાનું જ નહિ, બીજાંઓનું જીવન વેંઢારે છે. એમની મજબૂરી એમની મહેનત છે, અને એમની મહેનત જ એમનું દર્દ. એમનું દર્દ એમના ચહેરા પર એવો નકશો રચે છે, જેમાં આખા દેશનો ચહેરો દેખાય છે. તેઓ ઘરડાં થઈને વટવૃક્ષની જેમ બીજાઓને છાંયડો આપે છે, ધર્મ, જાતિ, રંગ-બેરંગની આડશમાં ન જાણે કેટલાયે ગુના આપણે એમના માથે મઢીએ છીએ. તેઓ બીજાઓની શોહરતમાં ચુપચાપ શોહરત વિના મરે છે. તેઓ બહુ પવિત્ર છે — પ્રદૂષણથી ભરેલા ગંગાજળ જેવા. એમનાં મૂળ અવશ્ય કીચડમાં વસેલાં છે, પરંતુ તેઓ સૂર્યની સામે મોઢું રાખીને ખીલે છે કમળની જેમ. એ સામાન્ય આદમી એનો બેબાક ચહેરો જ એની પિછાન છે, અને એ ચહેરો જ અસલી હિન્દુસ્તાન છે. ક્યારેક એમનો મહેમાન બની જુઓ, ભલે થોડી વાર માટે જ કદી એમના જેવા ઇન્સાન બનીને જુઓ. □

## મારી જ વાર્તા / સુભાષ મુખોપાધ્યાય

જમીનની અંદરનું તમામ રહસ્ય આજેય અજાણ્યું છે, બીજાંય છે. પથ્થરનાં હથિયાર, હાડકાંનાં ઘરેણાં, માટીનાં વાસણ, ન જાણે બીજી કેટલીયે ચીજો, કેટલાક અક્ષર અંધકારમાંથી પ્રકાશમાં આવવાની પ્રતીક્ષા કરતા હશે!

સોયમાં દોરો પરોવવાનું તો મારાથી બનતું નથી, એવામાં મને આટલે દૂરની ચીજો શી રીતે દેખાશે?

તારે માટે મારી ઝોળીમાં પડી હતી કેટલીક વાર્તાઓ. તે કાઢી તો મેં જોયું: કોઈનો અંત, કોઈનો પ્રારંભ, કોઈનો પાસેનો ભાગ, કોઈનો વચ્ચેનો ભાગ ફાટીને, એક સાથે બીજો ભાગ મળીને એક મઝાનું રૂપ બની ગયું છે.

મારી જ વાર્તા, પરંતુ એને સમયનો હાથ લાગવાથી એ હવે મારી રહી નથી. □

### આભાર સ્વીકાર

**સુરેશ જોષી સંચય:** સંપાદન શિરીષ પંચાલ; જયંત પારેખ, સંવાદ પ્રકાશન યુયુત્સુ પંચાલ, ૨૩૩ રાજલક્ષ્મી, ટેલિફોન એક્સચેન્જ સામે, પાદરા રોડ, વડોદરા–૩૯૦ ૦૧૫, ડિલક્સ આવૃત્તિ, મૂલ્ય ૧૨૫ રૂપિયા.

**નીરખ ને:** લેખસંગ્રહ: મંજુ ઝવેરી, પ્ર. પોતે, ૪૦૩ 'ચેતના', સાત બંગલા, બસ ડેપો પાસે, વરસોવા, અંધેરી, મુંબઈ–૪૦૦ ૦૫૨, મૂલ્ય ૮૫ રૂપિયા.

પ્રજાસત્તાક દિનના પર્વ પ્રસંગે આપણા સૌનો દૃઢ સંકલ્પ :

# એક પ્રજા—એક રાષ્ટ્ર

મુખ્યમંત્રી શ્રી ચીમનભાઈ પટેલના નેતૃત્વ હેઠળ ગુજરાતની પ્રજાએ તેનાં આગવાં ખમીર, પુરુષાર્થ, એકતા અને સહકાર વડે સાધેલી પ્રગતિની આ છે સંક્ષિપ્ત ઝાંખી

ચાલો, આપણે સૌ સાથે મળી શાંતિ અને એકતા કાયમ કરીએ...

રાજ્યની પ્રગતિને ઝડપી બનાવીએ

● **ઔદ્યોગિક વિકાસ :** ૧૯૯૨ના પ્રથમ ૭ મહિનામાં અખિલ ભારતના કુલ ઔદ્યોગિક પરવાના અને ઈરાદાપત્રોમાં ગુજરાતનો આશરે ૨૦ ટકા જેટલો હિસ્સો, લઘુઉદ્યોગ ક્ષેત્ર હેઠળ, ચાલુ વર્ષ દરમિયાન નવેમ્બર, ૧૯૯૨ સુધીમાં નોંધાયેલા ૬૬૫૧ ઉદ્યોગો અને તે દ્વારા ૩૩,૫૭૪ રોજગારનું કરાયેલું નિર્માણ.

● **ઉર્જા :** વીજળી ઉત્પાદન માટેની સ્થાપિત ક્ષમતા ૩૦ નવેમ્બર ૧૯૯૨ના રોજ ૫૫૭૭ મે. વોટ સુધી પહોંચી છે.

● **નર્મદા યોજના :** મુખ્ય મંત્રીશ્રીના અધ્યક્ષપણાં હેઠળ એક અલગ સરદાર સરોવર પુનર્વસવાટ સંસ્થાની સ્થાપના. યોજનાથી અસર પામેલાં ગુજરાતના ૪૫૦૦ કુટુંબોમાંથી ૩૯૭૨ કુટુંબોને ફાળવવામાં આવેલી ખેતીની જમીન. ઉપરાંત અસર પામેલાં કુટુંબોને ઘરના પ્લીન્થ સુધીના બાંધકામ માટે કુટુંબ દીઠ રૂપિયા દસ હજાર સુધીની ઉદાર સહાય આપવાનું ઠરાવાયેલું ધોરણ.

● **દૂરદર્શન પ્રાદેશિક સેવાનો આરંભ :** દેશમાં રાજ્યવ્યાપી નેટવર્ક મેળવવામાં ગુજરાત ૮ મું રાજ્ય અમદાવાદ દૂરદર્શન કેન્દ્ર દ્વારા રાજ્યભરનાં ૩૨ કેન્દ્રોને સાંકળી લેતી પ્રાદેશિક સેવાનો આરંભ. રૂપિયા ૪ કરોડના ખર્ચે અમદાવાદ દૂરદર્શન સંકુલમાં સ્થપાયેલું ઉપગ્રહ ભૂમિ મથક.

● **સાક્ષરતા મિશન ઓથોરીટીની પુનઃરચના :** ગુજરાત સરકારે રાજ્યમાં સન ૧૯૯૫ સુધીમાં ૧૫થી ૩૫ વય જૂથના ૫૦ લાખ નિરક્ષરોને સાક્ષર બનાવવાના લક્ષ્યાંકને સિદ્ધ કરવા તથા પ્રૌઢ શિક્ષણની કામગીરીને ઝડપી બનાવવાના હેતુથી મુખ્ય મંત્રીશ્રીના અધ્યક્ષસ્થાને ૨૩ સભ્યોની ગુજરાત રાજ્ય સાક્ષરતા મિશન ઓથોરીટીની કરેલી પુનઃરચના.

# કંકાવટી

મે
૧૯૯૩

સાહિત્યસર્જન
અને વિચારોનું
સર્વલક્ષી માસિક

વર્ષ ૪૨ : અંક ૪૦૧ : મૂલ્ય : ૪ રૂપિયા
દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂ. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર. આર. રૂપાવાળા, કંકાવટી, ૨૪ રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સૂરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

*

તંત્રી–મુદ્રક–પ્રકાશક
રતિલાલ મૂ. 'અનિલ'
માલિક : આર. આર. રૂપાવાળા
કંકાવટી, ૨૪, રીવર બેન્ક સોસાયટી,
ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી
સૂરત –૩૯૫ ૦૦૯. ફોન નં. ૮૫૬૪૧

*

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી
૩૯૫૦૦૯
સ્થાન : ભગવતી મુદ્રણાલય, અજય એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ–૪

## નિરાંતે / કિસન સોસા

હવે સાંજ કાયમ ઢળે છે નિરાંતે,
સિતારાય સૌ નીકળે છે નિરાંતે.
ન દાહે તડપતો ચીખે સૂર્ય વ્યોમે,
દિવસભર એ ભડભડ બળે છે નિરાંતે.
ગઈ ભીડ વીખરી, થયું ઘર અટૂલું,
સૂના દર્પણે એ મળે છે નિરાંતે.
ધીમે ધીમે ખરતી ક્ષણોનો ખરજ–રવ,
સમય કાન દઈ સાંભળે છે નિરાંતે.
હવે ઉમ્રભરના રઝળપાટનો થાક,
પડયો પિંડીઓમાં કળે છે નિરાંતે.

## થઈ ગયું / રતિલાલ 'અનિલ'

અતિશય બધુંયે સહજ થઈ ગયું છે,
એ બ્રહ્માંડ જાણે કે રજ થઈ ગયું છે.
ઉનાળુ મધ્યાહ્ન માથે તપે છે,
બધું કોઈ મૂગી તરજ થઈ ગયું છે.
હું તડકાના કેન્વાસે ચીતરું છું કોયલ,
ઘણું કામ એવું, ફરજ થઈ ગયું છે.
છે દેવાના ડુંગર શાં તોંતેર વર્ષો,
કે અસ્તિત્વ મોટું કરજ થઈ ગયું છે.
'અનિલ', વિસ્તર્યું મૌન તડકારૂપે, આ,
મને માપવાનો જ ગજ થઈ ગયું છે.



## ઉનાળો / કિસન સોસા

ઝગારા મારતા જરિયન છોગે
તેજ તેજ તોખારથી
ઉનાળો ઊતરે છે
વરસે તડકો, નેવાં
ચૂને નીતરે છે
સન્નાટાનો ચંદરવો તાણતો
અલપ ઝલપ
એમાં
ભણકારા ટાંકતો
ઉનાળો ઊતરે છે
માણસના પેટમાં
સુકતાને પીડાતી નદીના
એટમાં
પ્રસ્વેદધારે શ્રમિક ડિલથી દદડતો,
ચીતરતો
મૃગજળની કેન્વાસ પર
લૂની પીંછીએ
છદ્મ દરિયો....
સીમાબદ્ધ ધરતીના
ઐક્ય વચ્ચે
પહોળાતો,
વિભાજિત કરતો પૃથ્વી
ખંડિત કરતો ખંડે ખંડ
ઉનાળો
તરે



## અત્તરની અછત / હરેશ તથાગત

રોજ નવતર જાળનો કિસ્સો હતો,
ઊડવાનો અર્થ ક્યાં સરતો હતો?
પાંખની પરછાંઈ આંખે આંજતાં,
પીંજરાનો અર્થ સમજાયો હતો.
શહેર સારામાંય અત્તરની અછત,
– લાગણી જેને કહે – ફ્રાયો હતો.
મંદિરોમાં જઈ અને વંઠી ગયો
મયકદા તક તો ઘણો સારો હતો.
તૂટતાં લયની તરજનાં દૃશ્યમાં,
એક માણસનો દગોફટકો હતો.

## પત્રને ગાઈ બતાવી / હરેશ તથાગત

સ્મિતના અજવાસથી રંગ્યો મને,
મૌનના મધુમાસથી રંગ્યો મને !
પત્રને ગાઈ બતાવી રાગમાં,
સૂરની મીઠાશથી રંગ્યો મને !
ત્યારથી ઢૂંક્યો નથી ચૈતર અહીં,
શ્રાવણી ભીનાશથી રંગ્યો મને !
ઊંચકાઈ ગયો સહજના બાહુએ,
કેટલી હળવાશથી રંગ્યો મને !
ફૂલ પર ટપકાવ મિસરા સૂર્યના,
છાંયનાં વાતાસથી રંગ્યો મને ! □

## પ્રભુ, એને ક્ષમા કરો / ગેબ્રિયેલા મિસ્ત્રાલ

મારા પ્રભુ, તમે જાણો છો કે ધધકતા સાહસથી, નીડરતાથી મેં અપરાધીઓ માટે તારી કરુણાને આહ્વાન કર્યું છે. આજે હું તમારી સન્મુખ ઊભી છું, જે મારો હતો, જે એક અમૃતનો પ્યાલો હતો, જેને હોઠે માંડતાં જ હું તાજગીથી નહાઈ ઊઠતી હતી.

જે મારી જિંદગીની મીઠાશ હતો, જે મારાં હાડકાંની તાકાત હતો, જે મારી જીવનયાત્રાનો મધુર અભિપ્રાય હતો, જે મારા કાનો માટે પક્ષીઓનાં ગીત જેવો મધુર હતો, જે મને રેશમી વસ્ત્રોની જેમ આવેષ્ટિત કર્યે રાખતો હતો, જે મારો પોતાનો અંશ નથી એની પાછળ હું દીવાની છું, એટલે એ વ્યક્તિ માટે તમારી પાસે હું કંઈ માગું તો આંખ ફેરવી લઈશ નહિ.

વાત એ છે મારા પ્રભુ કે એ વાસ્તવમાં સારો માણસ હતો, હું કહું છું કે એ એવો આદમી હતો જેના મનમાં કશું કપટ નહોતું, એનો સ્વભાવ બહુ મીઠો હતો. તડકા જેવો સ્વચ્છ અને મધુમાસ વસંત જેવો એનામાં અજબ જેવો જાદુ હતો.

તમે રુક્ષભાવે કહો છો કે એ તમારી કરુણાને માટે અયોગ્ય છે, કેમ કે એના ઉષ્ણ હોઠો પર કદી પ્રાર્થનાના શબ્દ આવ્યા નહોતા, જે તે સાંજે તારા સંકેતની પ્રતીક્ષા કર્યા વિના જ ચાલ્યો ગયો એની લાલ લાલ કાનપટ્ટી તૂટેલા પાતળા પ્યાલા જેવી હતી.

પરંતુ પ્રભુ, હું એનો વિરોધ કરું છું, મેં એની આંખનાં ભવાંને સ્પર્શ કર્યો છે, એ જ રીતે મેં એના નિશ્છલ અને વિક્ષુબ્ધ હૃદયને પણ સ્પર્શ કર્યો હતો અને તે અધખીલી કળી જેવો જ રેશમી અને નાજુક હતો.

તમે કહો છો કે એ નિર્મમ હતો? તમે કેમ ભૂલી જાઓ છો

મારા પ્રભુ કે હું એને પ્રેમ કરતી હતી, અને એ જાણતો હતો કે મારું દર્દથી ક્ષત-વિક્ષત હૃદય માત્ર એનું જ છે, તે મારા ઉલ્લાસના જળમાં હમેશાં કાંકરીઓ ફેંકતો હતો; ઓહ, એ બધું કંઈ નથી (મારા પ્રભુ), તમે જાણો છો કે હું એને પ્રેમ કરતી હતી, સાચા હૃદયથી પ્રેમ કરતી હતી.

અને પ્રેમ કરવો (તમે જાણો છો) કેવો કડવો અને કઠોર અભ્યાસ છે. આંસુભીની પલકોને દબાવી આંસુઓને રોકવાં, ધૂળભરી અલકોનું ચુંબન અને તન્મય નજરોને છુપાવી રાખવી, જખમ ચીરનારા તીરમાં પણ એક અજબ જેવી સ્વાગતભરી ધ્રુજારી રહે છે, જ્યારે તે પ્રેમ કરનારના શરીરને ફસલોની માફક લણે છે અને ક્રૂસ પણ એ સમયે ગુલાબના ગુચ્છા જેવો હળવો લાગે છે (તમે તો જાણો જ છો, તમે ક્રૂસ વહ્યો હતો).

અહીં હું પડી છું પ્રભુ, ધૂળમાં મારો ચહેરો છુપાવી સાંજની ધૂસરતાના માધ્યમે હું તમારી સાથે વાત કરું છું, અને મારી પૂરી જિંદગી આ જ સાંજની ધૂસરતા બની રહેશે – જો તમે એને માટે ક્ષમાનો એક શબ્દ ન કહ્યો તો, હું એને માટે આકુલ છું.

હું પ્રાર્થનાઓ અને ડૂસકાંઓથી તમને મથી નાખીશ, હું સ્વામીભક્ત કૂતરાની જેમ તમારા ઝભ્ભાનો છેડો પકડીશ, તમે મને તમારી કરુણાભરી આંખોથી મને વંચિત નહિ કરી શકો. તમે મારાં ગરમ આંસુઓની વર્ષાથી તમારાં ચરણ હટાવી નહિ શકો.

બોલો, તમે એને ક્ષમા આપી કે નહિ? ક્ષમાનો એક શબ્દ હવાઓમાં સેંકડો ચંદન મંજૂષાઓની સુગંધ વિખેરી દેશે, જલધારાઓ આલોકથી નાહી ઊઠશે, ખંડિયેર પુષ્પોથી છવાઈ જશે, પંથના કાંકરા-પથ્થર હીરાની જેમ ચમકી ઊઠશે.

નરભક્ષી પશુઓની કાળી ખૂંખાર આંખોમાં દયાનાં આંસુ આવી જશે —

— અને તેં જે ચેતનામય પર્વત પથ્થરોથી ઘડચો છે, તે શત શત પલકોથી રડી પડશે અને સમસ્ત સંસાર જાણી જશે કે તેં એને ક્ષમા બક્ષી છે. □

## મારો સાથ ન છોડશો / ગેબ્રિયેલા મિસ્ત્રાલ

ધરતી તમને ત્યાગી જશે પરિત્યક્ત સંતાનની જેમ, અગર તમારા આત્માએ કદી મારા આત્માને બીજા આત્માને ખાતર ત્યાગ્યો તો, ક્રુદ્ધ થઈને સાગર કંપી જશે, નદીઓમાં રેલ આવી જશે.

જે દિવસે તમે મારા ખભા પર હાથ મૂકયો, દુનિયા પહેલાંથી વધારે સુંદર થઈ ગઈ છે, જે દિવસે ફૂલોથી લદાયેલી પેલી કાંટાળી ઝાડીની નીચે આપણે નિઃસ્તબ્ધ મૂગાં ઊભાં હતાં અને પ્રેમ, ગાઢ નશીલી ખુશબૂની જેમ આપણા આત્માઓને વીંધી ગયો હતો.

ગુફાઓ કાળા અજગર ઓકશે, અગર તમે મારો સાથ છોડયો તો, તારા શિશુવિહીન પોકળ મારી સૂની ગોદ ખાલી પારણાની જેમ ટિંગાઈ રહેશે, પરંતુ તમારા અને મારા હૃદયમાં છુપાયેલા મસીહા દયાવાન જીસસ, કરુણાનો દેવ કચડાઈ જશે અને મારા ઘરના કરુણાભર્યા બારણેથી માગણોને ફિટકાર મળશે અને દુઃખી મહિલાઓ પાછી ફરતી રહેશે, તમારા હોઠોએ કદી બીજા હોઠો પર ચુંબન અંકિત કર્યાં તો તે મારા કાનોમાં ગુંજશે, મારી કાનપટ્ટીઓ સાથે ટકરાશે. જેમ ઘેરાં અંધારાં ગહ્વરોમાંથી તમારો અવાજ મારી પાસે પાછો ફરે છે, એ પગદંડીની ધૂળ સુધી હું તમારાં ચરણચિહ્નોની સુગંધ વસી રહ્યો છે, હું એ હરણીની જેમ એ સુગંધથી વ્યાકુળ બિયાબાન પહાડોમાં તમને શોધતી રહીશ.

ઊડતાં વાદળ તમારા પ્રણયની પ્રતિમાનું ચિત્ર મારા આંગણાના આકાશમાં બન્યાં કરશે, ચોરીછૂપી કેટલીયે ઘેરી ખાઈઓમાં તમે એને

હૃદયે લગાવો તોય શું, તમે જ્યારે એનો ચહેરો ઊંચકીને ઊંચો કરશો તો તમે જોશો કે એ ચહેરો મારો છે આંસુઓથી તર, દુઃખથી કુરૂપ! ઈશ્વર તમને પ્રકાશ નહિ આપે અગર તમારા પંથે તમારી સાથે હું નહિ હોઉં, ઈશ્વર તમને તૃપ્તિ નહિ આપે, અગર તે જળમાં મારો પડછાયો નહિ કંપે, ઈશ્વર તમને ચેનથી ઊંઘવા નહિ દે, અગર તમે મારી વિખેરાયેલી અલકો પર શીશ રાખી નહિ ઊંઘો તો.

અગર તમે જશો તો મને કચડીને, જે રીતે કોઈ સડક પર પડેલું ઘાસ કચડાઈ જાય છે, પહાડો અને મેદાનો પર ભૂખ અને તરસ તમને ઝકઝોરી નાખશે, તમે જ્યાં પણ હશો સંધ્યા તમને ઘાયલ વ્યક્તિત્વ જેવી લાગશે, જેના પર તાજું લોહી જામી ગયું હોય, અગર તમે બીજાનું નામ પોકારશો તો તમારા હોઠોમાંથી મારું જ નામ નીકળશે. હું તમારા કંઠમાં શુષ્કતા બનીને અવરુદ્ધ થઈ જઈશ. નફરતમાં, ગીતમાં, તરસમાં, પ્રેમમાં તમે મને પોકારશો — માત્ર મને, અગર તમે ચાલ્યા ગયા, દૂર ક્યાંક તમારું જીવન સમાપ્ત પણ થઈ ગયું.

તો કબરમાં દસ વર્ષ સુધી તમારી હથેળીઓ ફેલાયેલી જ રહેશે – મારાં આંસુ એકઠાં કરવા માટે, અને તમે પોતાના કલંકિત શરીરની ધ્રુજારી અનુભવ્યા કરશો જ્યાં સુધી કે મારાં હાડકાં ચૂરચૂર થઈને તમારા ચહેરા પર વિખેરાઈને એને ફરી પવિત્ર ન કરી નાખે.



## નિજી ભાષા / હ્યૂગો વાન હાફમાન્સ્થલ

ભાષા ઊગી આવે છે તારા અધરો પર
સાથે સાથે ઊગી આવી છે તારા હાથમાં એક સાંકળ
ખેંચે, એનાથી તમામ જગતને પોતાની તરફ
નહિતર તને અસહાય ખેંચી લેવાશે.

## લીલો ક્રૂસ, તાજું લોહી

રતિલાલ 'અનિલ'

ઓ દલિતોના મસીહા,
તમે શું છો એ તમે જ જાણતા નથી!
આ ઇલમી માણસો જાણી ગયા!
અહીં આટલા બધા દલિતો છે,
અમે તો કરુણા વરસાવી શકતા નથી,
કોઈક તો કરુણા વરસાવનાર જોઈએ!
અમારામાં કોઈનેય થવું નો'તું
મસીહા, પયગમ્બર, (અમે વિનમ્ર!)
અને સદ્‌ભાગી અમે, તમે મળી ગયા!

મસીહા દીર્ઘાયુ હોય, હોય જ!
દલિતોની પેઢીઓની પેઢી થઈ
બીજી પેઢી ને તેની પેઢી થશે
દલિતો, દલિતો રહીને જ આગળ વધશે-
કાળને સાક્ષી રાખીને, મસીહાને સાક્ષી રાખીને!

મસીહાનો ક્રૂસ લીલો રહેવો જોઈએ!
મસીહાનું વહેતું લોહી તાજું રહેવું જોઈએ!

## તપતી સવારો / રતિલાલ 'અનિલ'

હું કોઈ ક્લાસિકલ કવિ તો હતો નહિ અને મેં લખવાનું શરૂ કર્યું ત્યારે ગઝલને માનાર્હ વિવેચકો કવિતા પણ કહેવાને તૈયાર ન હતા. મને યાદ છે કે બ.ક.ઠા.એ કરેલા એક કાવ્યસંકલનમાં ગઝલની એક રાગ તરીકે ઓળખ આપવામાં આવી હતી. આજે ગઝલને કોણ સમજીને 'ગઝલ' કહે છે એ પણ એક પ્રશ્ન છે. ગઝલની પરંપરા શી છે એ જાણવા માટે તો હાફિઝ શીરાઝી સુધી પહોંચવું પડે તે તો શક્ય નહોતું અને પછી તો એવી કોઈ હઠ કે મમત કે લોભ પણ રહ્યો નહિ. જીવનમાં જે ચાહ્યું અને જરૂરીયે હતું તેમાંનું કંઈ કહેતાં કંઈ જ મળ્યું નથી અને મેળવવાની મહત્ત્વાકાંક્ષા રાખી નથી કે મહત્ત્વાકાંક્ષા રાખવા માટે ઉચ્ચ મધ્યમ વર્ગમાં જન્મવું જોઈએ કે, લાઇન પર આવ્યા પછી પોતાને એ વર્ગમાં ગોઠવી દેવી જોઈએ એવું તો કંઈ કરવા પ્રત્યે ઉદાસીનતા હતી એટલે કે સાહિત્ય એકેડેમિક એવી કોઈ જ ધારાથી અલગ, સાહિત્યરુચિ કેમ રહી, શા માટે રહી એ પ્રશ્ન પણ મેં કદી મને કર્યો નથી.

ઋતુઓ વિશે જાણવા સંસ્કૃત કવિતા પાસે જવું જોઈએ. પર્યાવરણ અંગે જે પોકાર ઊઠ્યો છે તે પહેલાં હું વસ્તીમાં 'ઋતુસંહાર' અનુભવતો હતો. હવે ઋતુઓ વિનાના દેશમાં રહેવાનું છે એવું દુઃખદ ભાન અનાયાસ થયું. ભારત વિષુવવૃત્ત પર આવેલો દેશ છે એ જાણવા માટે તો મારે સ્કૂલમાં બેસવું જોઈતું હતું પણ તે તો બન્યું નહિ, પણ નગરમાં પ્રકૃતિનો વિનાશ કે પ્રકૃતિને તડીપાર કરવામાં આવે છે એવું અનુભવતો ગયો તે છતાં કોણ જાણે મને

નથી, કિશોરાવસ્થા સુધી; તેને ગ્રીષ્મની તપતી સવાર સમજાય એમ નથી. વિવેચકો કહેશે કે તમે અનુભૂતિનું સાધારણીકરણ કર્યું નથી, અનુભૂતિને યોગ્ય અભિવ્યક્તિ આપી નથી. સંસ્કૃતિ એટલે સાક્ષાત્કાર નહિ, પણ પરોક્ષતા દ્વારા આવતી સમજ કે કળાસમજ. ઈશ્વરનેયે આપણે ગુરુ અને શાસ્ત્ર દ્વારા જ જાણવાના. પરોક્ષ અનુભવ એ કળામયતા કે સંસ્કારિતા હશે!

સવારે સાડા છના સુમારે સૂર્ય પૂર્વક્ષિતિજે એક હાથ ઊંચે ચડી ગયો હશે. તે બાળક નહિ. પણ સવારે પણ પ્રૌઢ લાગતો હતો. નકરી, કશાયે આચ્છાદનો કે ઉમેરા વિનાની વાસ્તવિકતા જેવો ચોખ્ખો તડકો વિસ્તરી ગયો હતો. શહેર તો નહિ, પણ વાહન અને વાહનો ચલાવનારાં ઊંઘતાં જ નથી એટલે વહેલાં જાગી જવાનો તો કોઈ પ્રશ્ન જ નહોતો. કલાક પછી છાપું જોયું તો જાણ થઈ કે આજે ડૉ. આંબેડકરની જન્મજયંતી છે! આ શહેરના હરિજનવાસોથી હું રહું છું એ તાપીકાંઠે આવેલી જગ્યા તો બહુ દૂર છે. નજીકના વિસ્તારોમાં બીજાં હરિજન બાળકો, હરિજન બહેનો વહેલી પહોંચી ગઈ હશે એટલે મેં જોઈ એ ખભે નકામા કાગળો ભરવાનો કોથળો નાખીને અહીં આવેલી હરિજન બહેનો અને આઠ દસ વર્ષનાં બાળકો એમના ઘરેથી, હરિજનવાસેથી અડધા પોણા કલાક પહેલાં નીકળી ચૂક્યાં હશે. એમની આંખ ખૂબ સક્રિય હતી. લેવા જેવો કાગળનો ટુકડો દેખાય કે ઝડપથી આગળ વધે, એટલી જ ઝડપે હાથ આગળ વધે અને કોથળાના મોઢા સુધી જાય. કે. કા. શાસ્ત્રી જાતે આવીને કહે, તેમની સાથે આવેલો કોઈ મને દંડો મારીને કહે, 'ગર્વ સે કહો, હમ હિન્દુ હૈ!' તોપણ મારું મોઢું ખૂલે એમ નથી. પાગલ જ થવું હોય તો તે માટેના વધારે સારા ઉપાયો છે. ક્ષોભ તો એ છે કે આ ગ્રીષ્મના મૂગા તડકા જેટલોયે મારા મૌનનો પ્રભાવ નથી. બીજા દિવસનાં અખબારો આંબેડકર ઉજવણીના સમાચારો ને છબીઓથી ભર્યાં હતાં. ટી.વી.

પર ડૉ. આંબેડકરની પ્રતિમાને પુષ્પહાર થતા જોતાં ત્યારે મને તો પેલી ગ્રીષ્મની સવારો જ દેખાતી હતી. કાગળ વીણવા નીકળી પડેલાં બાળકો એ ગ્રીષ્મની તપતી સવારો નહિ તો બીજું શું છે? પેલા પાંખ વગરના, એક પાંખને સ્થાને કોથળો ધરાવના ઘઉંવર્ણા દેવદૂતો પોતાના મસીહા વિશે કશું જ જાણતા નહોતા. મસીહાને પણ વટાવી જાણનારા જાણતા હોય પછી બીજાને જાણવાની શી જરૂર?

મને વર્ષો પહેલાંનો એક અનુભવ એકાએક સાંભર્યો. ૪૦–૪૫ વર્ષ થઈ ગયાં હશે પણ ત્યારે અનુભવેલી સ્તબ્ધતા આજે પણ મારામાં જીવે છે. અમદાવાદમાં કોઈક કારણસર જવાનું થયેલું. એક ઉત્સાહી મિત્ર, પિનાકિન્ ઠાકોર ગૂજરાત વિદ્યાપીઠમાં વર્ગ લેવા આવેલા. હું ત્યાં ઊતરેલો. હરિજન શિક્ષકમિત્ર મુકુલભાઈ કલાર્થીએ 'કવિ, કવિ' કરીને વર્ગની બાળાઓને ભેગી કરી, મારી પાસે ગઝલ બોલાવી. પિનાકિન્‌ભાઈ કહે, 'આજે બુધવાર છે, હું તમને 'કુમાર'ની બુધસભામાં લઈ જવા આવીશ.' અને તે દિવસે જ અનાયાસ પગથિયેથી પગ લપસ્યો તે સીધો ફૂટપાથના લીસા પથ્થર પર. પગ મોચવાઈ ગયો. પારાવાર દર્દ થાય. હાડવૈદને ત્યાં જઈ પાટાપિંડી કરાવી. પિનુભાઈ સાઇકલ પર બેસાડી બુધસભામાં લઈ ગયા. સંખ્યાબંધ જુવાન કવિઓ ભેગા થયેલા. બચુભાઈ કહે, તમે ગઝલ બોલો. કોણ જાણે મને શું સૂઝયું કે એક તીખા સ્વરની ગઝલ બોલ્યો. બધાએ મૂગા મૂગા સાંભળ્યું. તે પછી ચર્ચા શરૂ થઈ. એનો સાર એટલો કે હું બોલ્યો તે ગઝલ કવિતા નહિ! મેં કલાક સુધી સ્તબ્ધપણે ચર્ચા સાંભળ્યે રાખી એ. સ્તબ્ધતા આજે, અત્યારે પણ તંતોતંત અનુભવું છું. પોતાને વિશે કે પોતાની કોઈ કૃતિ વિશે કશો જ આગ્રહ નથી, છતાં આ હૃદય એવું છે કે તે નનો સ્વભાવ બદલતું નથી. અતિશય ગરમ કરવામાં આવે તો ધાતુ જ નહિ, માટી પણ પ્રવાહી, લાવા થઈ જાય છે — એને તમે શું કહેશો? મૂળ સ્વભાવ બદલવા જેટલો સંસ્કારી હું ક્યારેય થયો નથી એટલે

જેમ ગર્વથી બોલવાના ઉદ્ગાર પણ હું કાઢી શકતો નથી, તેમ જીવનના સાક્ષાત્કાર જેવા અનુભવોથી જોજનો દૂર સાહિત્યપદાર્થ-વિશારદો વિશે પણ કંઈ કહી શકતો નથી. સ્તબ્ધતા જે કહે છે એ સમજવા માટે પણ પેલું નિર્દોષ કરુણાનું હૃદય જોઈએ. સુસંસ્કૃત હૃદય તો મને કોઈ કોઈ વાર સ્તબ્ધતા જ આપી શકે છે. બુધ-સભામાં બોલેલો એ ગઝલનો એક શેર આજેય, ૧૯૯૩ની ગ્રીષ્મે, ડૉ. આંબેડકર જયંતીએ બરાબર સાંભરે છે:

**જીવનનો પરિતાપ સહેતાં નિહાળ્યાં**
**ગરીબોનાં બાળકોને જયારે 'અનિલ' મેં,**
**તરત યાદ આવી એ બેચેન કરતી**
**મને ગ્રીષ્મ ઋતુની તપતી સવારો.** □

## જન્મ / પ્રીવર્ટ

પેટીમાં સફેદ ચાદરો, પલંગ પર લાલ ચાદરો, મામાં એક શિશુ, પ્રસવપીડામાં એક મા.

પિતા કોરીડોરમાં, કોરીડોર ઘરમાં, ઘર એક નગરમાં, નગર અંધકારમાં, મોત છૂપેલું છે માની એક ચીસમાં, બાળક — નવી જિંદગીમાં.

## ફિડેલ / દયા પવાર

ફિડેલ, કાસ્ટ્રો બનાવટની ટોપી માથે કસીને બેસાડી અને અરીસામાં જોવા લાગ્યો. પોતાની સૂરત જોતાં તેને સારું લાગ્યું. પહેલાં આ ટોપીમાં બિલકુલ ફિડેલ કાસ્ટ્રો જેવો લાગતો હતો. બધા એને 'ગુડસે' કહેતા : ત્યારે એનું શરીર એકવડું હતું. એના શરીરમાં નેતર જેવી લચક હતી. એની તેજ ચાલ ચિત્તા જેવી હતી. આખા મુંબઈમાં એની બોલબાલા હતી. બધી જગ્યાએથી એને આમંત્રણ મળતાં. અખબારોમાં નામ છપાયું ન હોય એવો કોઈ દિવસ જતો નહિ. ચોરેચૌટે એની ચર્ચા થતી.

એને એ જમાનો યાદ આવ્યો. સાળા જેટલાયે ગુડસે હતા, બધા વિખેરાઈ ગયા, નહિતર એક નવો ઇતિહાસ સર્જાતે... વાસ્તવમાં ગુડસેની કલ્પના એની પોતાની હતી. એ માટે એણે કોણ જાણે કેટલાયે ગ્રંથ વાંચી નાખ્યા હતા. સામાજિક અત્યાચારોનો અતિરેક ન થયો હોત, અર્ધનગ્ન સ્ત્રીઓનાં સરઘસ ન નીકળ્યાં હોત તો એ નેતા પણ ન બન્યો હોત. એનો સાદ પડતાં જ મહોલ્લાના છોકરાઓ મધપૂડે મધમાખી ભેગી થાય એમ ભેગા થઈ જતા. છેવટે ગુડસેએ પોતાની સામે જ બળવો કર્યો. એ અજાણ્યો ઝંડાને કારણે જ જાણીતો થયો. સૌ એના પર અધિકાર જમાવતા. 'ગુડસે' શબ્દ એના દિમાગની જ પેદાશ હતી. એક વાર સખારામ પોલીસ પાછળ પડ્યો હતો. એ એક ઊંચી દીવાલ કૂદી ગયો. 'ચોર!' 'ચોર!' એવી બૂમ પાડતા કેટલાક લોકો એની પાછળ પડ્યા. ઝૂંપડપટ્ટીમાં

પહોંચતાં જ 'ગુડસે'વાળો પેટંટ શબ્દ એની તરફ ફેંકાયો. કોર્ડ વર્ડ સાંભળતાં જ બધા આશ્ચર્યમાં પડી ગયા. લોકોએ તરત એને એક સુરક્ષિત જગ્યાએ છુપાવી દીધો.

એણે એક વાર ફરી આયનામાં પોતાને ધારીને જોયો. હવે એના ગાલ ઉભરાયેલા લાગતા નથી. પહેલાં તો પોતે જ નેતાઓના ફૂલેલા ગળાની સાર્વજનિક સભાઓમાં નકલ કરતો હતો, અને હવે પોતાનું ગળું જ ફૂલતું જાય છે. હવે કલાકો સુધી રસ્તે ચાલવાનું બંધ થઈ ગયું છે ને! બસ, ટેકસી! હવે તો થોડુંક ચાલતાંયે તકલીફ થાય છે. બિયર અને ચિકન ઓછાં કરવાં જોઈએ. ડૉકટર કહે છે કે ચરબી વધી ગઈ છે. શરીરના સાંધા ઝલાઈ જશે. સાળી એ બીમારી પણ અજબ છે, હમેશાં મહાપુરુષોને જ થાય છે. શિવાજી, આંબેડકર વગેરે વગેરે. જરા કસરત કરવા જવું જોઈએ.

સહસા એની વિચારશૃંખલા તૂટી ગઈ. એણે વળીને જોયું. અંદરના ઓરડામાંથી એનો બાપ એની તરફ આવી રહ્યો હતો, ધોતી કુરતું અને ગઈ દિવાળીવાળી ટોપી પહેરીને. બાપનાં કપડાં જોતાં એને પોતાનો ખ્યાલ આવ્યો. બંનેનાં કપડાં વચ્ચે કોઈ તાલમેળ નહોતો. એને થયું, 'સાળું, બાપને પણ મૉડર્ન બનાવવો જોઈએ.' ઘરમાં ચારે તરફ પડેલાં પુસ્તકો જોઈને એના દીકરા પર ગર્વ થયો. 'દીકરો રાતભર ઊંઘ્યો નથી, ગાલ્લું ભરીને પુસ્તકો વાંચે છે. કોણ જાણે શુંયે લખ્યું હશે.' બાપ માટે એ વણઊકલ્યો કોયડો બની જાય છે. પણ એટલું સાચું કે પોતાનો દીકરો મોટા મોટા માણસો સાથે બેસે છે. જોરજોરથી મુઠ્ઠી ઉગામીને દલીલો કરે છે, બોલે છે. ચારે તરફ પડેલાં પુસ્તકો સમેટતાં, સરખાં કરતાં એને સિગારેટનાં ઠૂંઠાં પણ દેખાય છે.

'બેટા, સિગારેટ પીવી એ સારું નથી, ક્ષયરોગ થઈ જાય છે.'

'બાપા, તમે નહિ સમજો. આખી રાત વાંચવું પડે છે.' કંઈક કહેવું જોઈએ એટલે એ બોલી ગયો. બાકી, આવા ભોળા બાપને શું

કહે! એણે કશું જ પીવાનું બાકી રાખ્યું નથી – બધા ગુડસે હારી ગયા હતા એનાથી. એ લોકોને પણ એણે કહ્યું હતું: 'બેટમજી, ક્રાન્તિ ઇચ્છો છો ને? તો, અફીણ, ચરસ અને ગાંજો પીને બતાવો!' બધા જ એ સાંભળી ભાગી ગયા હતા.

એ ડોસાના હાલ પૂછવા લાગ્યો. ડોસો સિગારેટનાં ઠૂંઠાં વીણતો હતો. એને ડોસાનું લાગી આવ્યું. આખી ઉંમર દાણાબજાર ગોદીમાં વજનદાર, ભરેલી ગૂણો ઊંચકવામાં વહી ગઈ. કમર પણ વાંકી વળી ગઈ છે. ડોસો ગમે ત્યારે જીવ છોડી દેશે એ વિચાર એને ખોતરવા લાગે છે.

'બાપા, તમને આ શહેરે સાવ સામાન્ય દરજ્જો આપ્યો છે. તમારી સાથે જે વર્તાવ થયો છે તે હું બરદાસ્ત નહિ કરું. હું કીડા-મકોડાના મોતે મરવાનો નથી. હરામખોરોની છાતી પર ચડીને મગ દળીશ...'

બાપના બોલે એની તંદ્રા ભંગ થઈ ગઈ. 'બેટા, કોઈ તો કામધંધો શોધ! આવું ક્યાં સુધી ચાલશે...'

'તમે ગાંડા થઈ ગયા છો. તમે કહેતા હતા ને કે છોકરાએ જવાંમર્દ થવું જોઈએ. ત્રણે લોકમાં ઝંડો ફરકાવે એવો – જુઓ, મેં ફરકાવ્યોને ઝંડો!'

'તું તો રેલના પાણી જેવો છે. ક્યારેક તો ઓટ આવશે. મારા માથાના વાળ તડકે સફેદ થયા નથી. એટલે કહું છું કે કોઈ કામધંધો શોધ!' ડોસાના સાદમાં આજીજી હતી.

'નોકરી કરીને આખર શું મળ્યું? ન ફંડ, ન સર્વિસ. મોઢેથી લોહી પડે ત્યાં સુધી તમે કામ કર્યું. જોજોને, સત્તર પેઢીમાં નથી થયું તે હવે થશે. હું ક્રાંતિ કરવા જાઉં છું.'

ડોસો હવે ખરેખર ચિડાઈ ગયો. એણે લગભગ ઘાંટો જ પાડ્યો: 'અરે શેની ક્રાંતિ થવાની. ડિંગ ન માર. ખર્ચવા માટે તો એક દોઢિયું નથી અને ક્રાતિ કરવા નીકળ્યો છે.'

'બાપા, પૈસા પૈસા શું કરો છો? પૈસા તો વેશ્યા પણ કમાય છે. તત્ત્વજ્ઞાનની વાત કરો! તમને ભૌતિક તત્ત્વજ્ઞાનની જાણ છે? બુદ્ધના અનાત્મવાદ અને એમાં શો ફરક છે, તમને ખબર છે? ટોર્ચ ઑફ લિબર્ટી લાવનાર કોણ હતું, ગિલોતિન, ફ્રાન્સની ક્રાંતિની તમને જાણ છે? ગુલામોના વેપારમાં સમજો છો? આંબેડકરનો સુધારાવાદ જાણો છો....'

અને એ રીતે રાતભર વાંચેલું ડોસા સમક્ષ ખંખેરી નાખ્યું – ડોસો પરાજિતની જેમ ફાટેલી આંખે દીકરાને જોતો રહ્યો... એક બાજુ આવા સુપુત્રનું ગૌરવ, બીજી બાજુ એના ભવિષ્યની ચિંતા – ડોસો કાતરનાં બંને પાનાં વચ્ચે જાણે ફસાઈ ગયો.

ડોસો વિચારોમાં ગૂંચવાયો હતો ત્યાં કૉલબેલ વાગ્યો. એ ઘંટડીના અવાજે કંપી ઊઠયો. વાસ્તવમાં એ પ્રકારનો કૉલબેલ સાંભળવાની એને ટેવ નહોતી. આખી જિંદગી તો ઝૂંપડપટ્ટીમાં ગુજારી હતી. શરૂ શરૂમાં ફ્લૅટની ખુલ્લી જગ્યાને કારણે જ એ પરેશાન હતો કે એનું શું કરવું, એ પ્રશ્ન એને કાયમ સતાવતો રહેતો હતો.

'બાપા, જુઓને, કોણ આવ્યું છે?'

ડોસો ફ્રરસને એક હાથનો ટેકો દઈને ઊઠયો. બીજા હાથમાં સિગારેટના ઠૂંઠાં હતાં – એણે વિચાર્યું, કોણ આવ્યું હશે? પહેલાં આ રીતે ઘંટડી વાગતી ત્યારે સખારામ પોલીસનો અંદેશો રહેતો હતો. હવે એવું નથી. એ બિન્ધાસ્ત ખુલ્લા બારણા તરફ જુએ છે... એનો બૉડીગાર્ડ ભિમ્યો આવ્યો છે.

પહેલા તો એ બૉડીગાર્ડોની એક ટોળી રાખતો હતો. એવા આઠદસ બૉડીગાર્ડો રાખવા એ એના ડાબા હાથનો ખેલ હતો.

'કેમ રે ભિમ્યા, પોસ્ટર છપાઈને આવી ગયાં?'

'હા, કાલે મળી જશે, પણ ઓછાં પડશે.'

'સાળા, આખા મુંબઈનો ઇજારો રાખ્યો છે.... સચિવાલય

અને કોર્ટમાં લાગી જાય તો બસ...'

'પણ ઑર્ડર તો પાંચ હજારનો...'

'એ તો કાગળ પર છે. હા, પણ બિલ પાંચ હજારનું જ લેજે.'

'તમારું દિમાગ ખરેખર તેજ છે. આજે ક્યાં જવાનું છે?'

'આજે કડકી છે. ઠીક યાદ આવ્યું. તું ગોડબોલે પાસે ગયો હતો?'

'હવે તો બધાં બારણાં બંધ થઈ ગયાં છે. બધા આપણા પર ચિડાયેલા છે.'

'અરે, એ બ્રાહ્મણ પ્રગતિશીલ થયા તો શું થઈ ગયું? કહેજે કે ગધેડાઓ, અમારું રાજ આવશે તો તમને લાત મારીશું.'

'તો, આજે ક્યાં જઈશું?'

'પહેલાં બહાર તો જઈએ, પછી વિચારીશું.'

ઉસ્તાદ હવે ઝડપભેર કપડાં બદલવા લાગ્યા. કાઉબોય જેવું તંગ પેન્ટ. ફૂલડિઝાઇનનો બુશકોટ, ચમકદાર જોડા. ઉસ્તાદે ફરી અરીસામાં જોયું. હોઠ ધીમી સિટી મારવા લાગ્યા. પોતાના ચહેરાની રંગત પર મુગ્ધ થઈને એક આંખ મીંચી બહાર નીકળતા પહેલાં ખભે ઝોળી ભેરવવાનું એ ભૂલ્યો નહિ.

'બેટા, જમતો તો જા.' ડોસાએ એને જમવાની યાદ આપી.

'કોણ ખાશે દાળભાત. સાળું બામણિયું ભોજન. કંઈક તો સારું હોવું જોઈએ.'

'બેટા, જે સામે આવે તે જમી લેવું જોઈએ. જમીને જ જવું જોઈએ, ભાણાને ઠોકર મારીને નહિ.'

'બાપા, આપણે શું જાનવર છીએ? ચાલ ભિમ્યા, જમવાની ગોઠવણ બહાર જ કરીશું.'

ભિમ્યા અને એનો ઉસ્તાદ બહાર આવ્યા. ડોસો બંનેના ગમનની દિશા જોતો રહ્યો.

'ટેક્સી!' ઉસ્તાદે સામેથી આવતી ટેક્સી બોલાવી. ચોકનો

વળાંક લઇને ટેક્સી પાસે આવી ગઇ.

'હા, સા'બ, ક્યાં જવાનું છે?'

'લેબર કેમ્પ.'

ભિમ્યાને સમજાયું નહિ કે ઉસ્તાદની દોડ કઇ વસ્તી તરફ છે. એ ચુપચાપ ઉસ્તાદની પાછળ ટેક્સીમાં જઈ બેઠો.

વરસાદ હમણાં જ થંભ્યો હતો. ડામરની સડક પર સપસપ અવાજ કરતી ટેક્સી દોડતી હતી. હવામાં ઠંડક હતી. ઠંડા વાયરાથી ઉસ્તાદની તબિયત લહેરાવા લાગી. ચારમિનારના ધુમાડા છોડતાં એને ગયા અઠવાડિયે મળેલી નેપાળી છોકરી યાદ આવી. સાળીની ત્વચાયે શું હતી — મલાઇ જેવી ચીકણી અને કોમળ. હાથ લગાડતાં જ મેલી થઇ જાય. બસ જોયા જ કરો. કુંતલ વિખેરી અજન્ટાની પ્રતિમાના અંદાજમાં ઊભી થઇ ગઇ હતી, તેય નિર્વસના! એનો તો સ્કેચ દોરવો જોઇએ.

'ઉસ્તાદ, લેબર કેમ્પ આવી ગયો.' ભિમ્યાએ એની તંદ્રામાં ભંગ પાડ્યો. ઉસ્તાદે આંખો ફાડીને બહાર જોયું.

'ચાચા, કાર ક્યાં ઊભી રાખી?'

'અંદર ખૂબ કીચડ છે. કાર ફસાઇ જશે.' ડ્રાઇવરે કહ્યું.

'ચાચા, મને શું સમજો છો, આખી ટેક્સી ખરીદી લઇશ!'

ડ્રાઇવરે ઉસ્તાદને પ્રથમ વાર ધારીને જોયા. કોઇ મોટા આસામી લાગે છે, એમ સમજીને ટેક્સીને વાળી. એક તરફ સિમેન્ટ કોંક્રીટની ચાલ અને બીજી બાજુએ ઝૂંપડીઓની કતાર. એ સુરંગમાંથી પસાર થઇને ટેક્સી લેબર કેમ્પ પહોંચી બંને ટેક્સીમાંથી ઊતર્યા. પાસે જ ગટર હતી ત્યાં ઘૂસ(મોટા ઉંદર)ને મારવામાં લીન ચાર પાંચ છોકરા હતા. બધા એમની તરફ થયા, 'અરે, ગુડસે આવ્યા છે!' એકે કહ્યું. છોકરા સૂત્રોચ્ચાર કરવા લાગ્યા 'ગુડસા ઝિંદાબાદ!' 'ક્રાંતિ-સગનો જય હો!' એ સાંભળીને ઉસ્તાદને ગુસ્સો આવ્યો. એને ...યું કે અહીં જ મારા સ્વાગત માટે સરઘસ કાઢવામાં

આવ્યું હતું. આગળ લેઝીમવાળા, વાજાંવાળા છોકરા, નગારાં અને ઢોલક અને એની સાથે જ ઉસ્તાદની આરતી ઉતારવાને સજ્જ સૌભાગ્યવતી મહિલાઓ. આ એ જ વિસ્તાર છે, જ્યાં એના આગમનનું ઉત્તેજનાસભર સ્વાગત થતું, સૂત્રો પોકારાતાં. પણ આજે...

ઉસ્તાદ છોકરાઓ પર ખિજાયા એટલે બધા વેરાઈ ગયા. ચાર પાંચને બદલે હવે દશેક છોકરા ભેગા થઈ ગયા હતા.

'સા'બ પૈસા...' ટેક્સીવાળાએ રાહ જોયા પછી, છેવટે માગણી કરી.

'અરે, અમે શું ભાગી જવાના હતા?' ભિખ્યાએ એને ઠપકાર્યો. એ દરમ્યાન માથે લાંબા વાળવાળા બે કાર્યકર્તા આવી ગયા. ભિખ્યાએ એકને ટેક્સીના પૈસા આપવાનું કહ્યું. મીટર પ્રમાણે કાર્યકર્તાએ પૈસા ચૂકવ્યા.

ઉસ્તાદે એકના સ્કંધે હાથ મૂકીને પોતીકાપણાના ભાવે પૂછ્યું. 'આંદોલન કેવું ચાલે છે?'

'અહીં પણ ભાગલા પડચા છે. જિલ્લાવાદ ફરી માથું ઊંચકવા લાગ્યો છે.'

'તમારા લોકોની નવી ભૂમિકા કેવી હશે તે વિશે હું લખી રહ્યો છું.' ઉસ્તાદે તસલ્લી આપી.

'એ જ સારું હશે. બધા ગુડસે વિખેરાઈ ગયા છે.'

'ફાળો કેટલો ભેગો થયો છે?' ભિખ્યો મૂળ વાત પર આવી ગયો.

'પહેલાંની જેમ હવે ફાળો મળતો નથી...' કાર્યકર્તાએ નિરાશાભર્યા સાદે કહ્યું.

'અરે, ફાળો ભેગો કરવા તમે લોકો ફરી શકતા નથી. સફેદપોશ છો ને? આંદોલન માટે મરીએ અમે. તમે તો માત્ર નામ કમાવાના લાલચુ છો.'

ઉસ્તાદનો અવાજ ઊંચો થતો ગયો. હવે તો આપણી ખેર

નથી. સારું તો એ છે કે જેટલા પૈસા ભેગા થયા છે તે ઉસ્તાદને આપી દઈએ. કાર્યકર્તાએ ઉસ્તાદના હાથમાં કેટલીક નોટ આપી.

ઉસ્તાદે નોટ તરફ ધ્યાન આપ્યા વિના ગજવામાં મૂકી દીધી. હવે એમનો સાદ ધીમો પડ્યો હતો.

'ભિખ્યા ચાલ, આપણે જ હાથપગ ચલાવવા પડશે.'

ઉસ્તાદ અને ભિખ્યો વસ્તીની બહાર આવ્યા. થોડીવાર પહેલાં જે છોકરા ભેગા થયા હતા તેઓ હજી 'ગુડસા ઝિંદાબાદ!' સૂત્ર પોકારતા હતા. □

[દલિત નવલિકા]

---


## વાચકોને, સંસ્થાઓને—

દક્ષિણ ગુજરાતમાંથી વર્ષોથી પ્રગટ થતા એકમાત્ર સાહિત્ય-માસિક 'કંકાવટી'એ શુદ્ધ સાહિત્યમાસિકનું સ્વરૂપ ધારણ કર્યું છે. કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા અને વિવેચન સાથે યથાશક્ય સમકાલીન સાહિત્યનો પરિચય, સહકાર આપતા કવિ–લેખકો દ્વારા અપાય છે.

આપને અંગતપણે, આપની સંસ્થાને, સ્કૂલને સાહિત્યિક બની રહેવાના ધ્યેય સાથે પ્રગટ થતા આ 'કંકાવટી'ના ગ્રાહક બની સહકાર આપવાની અપેક્ષા.

વાર્ષિક લવાજમ રૂપિયા ૩૦

૨૪, રીવર બૅંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણી ટાંકી,

સૂરત–૩૯૫ ००૯


---

# અનુઆધુનિકતા વિશે મુંબઈમાં એક પરિસંવાદ

**શરીફા વીજળીવાળા**

સાહિત્યના અને કળાના તત્ત્વજ્ઞાનમાં આધુનિકતા અને અનુ-આધુનિકતાની સંજ્ઞાઓએ – વિભાવનાઓએ ખાસ્સો ઊહાપોહ પ્રગટેલો જોવા મળે છે. ઊહાપોહ પણ પ્રાથમિક કક્ષાનો જ કારણ આ વિશે લખાયું પણ બહુ ઓછું છે આપણે ત્યાં. ઘણું કરીને પશ્ચિમમાંથી આવેલી સંજ્ઞાઓ–વિભાવનાઓ હજુ તો સ્પષ્ટ થાય, એને વિશે કશું ખાસ વિચારાય એ પહેલાં તો ત્યાંથી એ વિભાવના અદૃશ્ય થઈ જતી હોય છે, ઘણી વખત સિદ્ધાંતચર્ચા અને પ્રત્યક્ષ કૃતિઓ વિશે એવો કશો સંવાદ સ્થપાતો જ નથી. એટલે સૈદ્ધાંતિક ચર્ચા અને સાહિત્યકૃતિઓ વચ્ચે ખાસ્સું અંતર પડી જતું હોય છે. આ પરિસ્થિતિમાં આ વિભાવના વિશે થોડી વધુ સ્પષ્ટ વિચારણાની, પુનર્વિચારણાની અનિવાર્યતા હતી જ. આવા જ કોઈ આશયથી મુંબઈ યુનિવર્સિટીના ગુજરાતી વિભાગે ૨૦/૨૧ માર્ચે 'અનુઆધુનિકતા અને ગુજરાતી સાહિત્ય' પર એક અગત્યનો પરિસંવાદ યોજ્યો હતો.

શનિવારે પ્રથમ બેઠકમાં ગુજરાતી વિભાગના અધ્યક્ષ નીતિન મહેતાએ સ્વાગત પ્રવચનમાં સમસામયિક ઘટનાઓ પ્રત્યે દુઃખ વ્યક્ત કર્યું હતું. આ પરિસ્થિતિમાં આવા સેમિનાર શા માટે? એવો પ્રશ્ન કોઈ કરે પણ દરેક પ્રવૃત્તિનું સંદર્ભગત મૂલ્ય અને ગૌરવ હોય છે એની સ્પષ્ટતા કરી ગમે તેવી વિષમ પરિસ્થિતિમાં પણ

જ્ઞાનની જ્યોત સદા પ્રજ્વલિત રહેવી જોઈએ તેવું ભારપૂર્વક ઉમેર્યું. સર્જન અને વિવેચને પરસ્પર ઉપકારક રહીને એક વાતાવરણ સર્જવું જોઈએ એવો આગ્રહ રાખ્યો હતો. વિવેચન પ્રત્યે આટલો રોષ કેમ? વિવેચકોથી સર્જકને માઠી અસર થાય એવો સર્જક નબળો કેમ? જેવા પ્રશ્નો ઊભા કરી તેઓ આધુનિક-અનુઆધુનિક સંજ્ઞાની સંકુલતા—અર્થઘટનોની વાત તરફ વળી ગયા. ઘણી વખત અનુઆધુનિકતાને હાસ્યાસ્પદ લેખવાના, તેની ઠેકડી ઉડાડવાના સભાન પ્રયત્નો કરવામાં આવે છે. લલિતકળાના અનેક ક્ષેત્રે આ સંજ્ઞાની બોલબાલા છે. આ વિભાવનાએ આજે હવે ઉન્નતભ્રૂ અને લોકપ્રિય પ્રકારો વચ્ચે અંતર ભૂંસવાના પ્રયત્ન કર્યા છે. અનુઆધુનિકતાને આધુનિકતાના પડકાર રૂપે જ જોવામાં આવી છે. કેટલાકે તેને પૂરક તરીકે પણ જોઈ છે. પણ આ સંજ્ઞા આધુનિકતા સામેનું પ્રતિઆંદોલન નથી એ સ્પષ્ટ કર્યા પછી શા માટે આ વિભાવનાની ચર્ચા જરૂરી છે તે વિશે કહ્યું. એ વાત સાચી કે આ વાદ યુરોપીય વિચારધારાનો વાહક રહ્યો હતો, પણ પાછળથી અમેરિકા દ્વારા, અમેરિકન યુનિવર્સિટીઓ દ્વારા એ ઠીક ઠીક વિસ્તર્યો હતો.

પહેલી બેઠકના સંચાલક હતા શ્રી ચન્દ્રકાન્ત ટોપીવાળા. આ બેઠકના વક્તાઓ પોતાનાં વક્તવ્ય આપે એ પહેલાં તેમણે કેટલીક સ્પષ્ટતાઓ કરી હતી. સતત પરિવર્તનશીલ રહેતા આ જગતમાં પુસ્તકના આગમનથી માંડીને સમૂહમાધ્યમો દ્વારા જે ક્રાંતિઓ આવી રહી છે તે આપણાં સૌનાં મૂળિયાંને અસ્થિર બનાવી રહી છે. પુરોગામીઓએ ઊભા કરેલા જગત સામે આધુનિકોએ વિદ્રોહ કર્યો હતો અને હવે આધુનિકો સામે અનુઆધુનિકો વિદ્રોહ કરી રહ્યા છે. માનવીય સંદર્ભોને બહાર રાખીને આવેલી આધુનિક વિચારસરણીઓ સામે અનુઆધુનિકતાનો વિરોધ છે. મૌખિક પરંપરાઓ, સિનેમાની અવનવી ટેકનીકોથી ભરેલા આ નવા જગતમાં માણસ થવાનું ભુલાય

એ નહિ પરવડે એવી સૌને ગમી જાય એવી એક ભૂમિકા સ્વીકારીને તેઓ આગળ વધ્યા હતા. અનુઆધુનિકો સર્જનવિવેચનની ભેદકરેખા ભૂંસવા માગે છે ત્યારે સર્જન-અસર્જન વચ્ચે ભેદ પાડીને ચાલવાની સલાહ આપનાગ ગોવર્ધનરામ ત્રિપાઠી જેવા ગુજરાતી પુરોગામીઓ અને અનેક ભારતીય વિચારકોના હવાલા આપીને તેમણે સ્પષ્ટતા કરી કે આ નવાં દર્શન હવે કોઈ સમગ્રતાની શોધમાં નીકળેલાં નથી.

બેઠકના પ્રથમ વક્તા શ્રી પ્રબોધ પરીખનો વિષય હતો 'આધુનિકતા અને અનુઆધુનિકતા'. ચિત્રકળા, ફિલ્મ, સાહિત્ય અને તત્ત્વજ્ઞાન સાથે ઘરોબો ધરાવતા હોવાના કારણે પ્રબોધ પરીખના વક્તવ્યમાં વૈવિધ્ય હતું. રસળતી ગતિને કારણે તેઓ શ્રોતાને પોતાની સાથે ખેંચી શકતા હતા. અનુઆધુનિકતાની ભૂમિકાએ બધા કહે છે કે સર્જક-વિવેચક-ભાવક વચ્ચેની રેખા ભૂંસાઈ ગઈ છે. પણ આ રેખા ખરેખર ભૂંસાતી નથી. સાહિત્ય, સંસ્કૃતિ, સાહિત્ય-દર્શન આ બધાંની સેળભેળનો અનેરો સ્વાદ અનુઆધુનિકતાનું મુખ્ય લક્ષણ છે. સર્જકની સ્વકીયતાને પડકાર ફેંકે છે આ વિભાવના એવું કહી તેમણે અનુઆધુનિકતાવાદ સાથે જોડાયેલ વિભાવનાઓ અનેકાંતવાદી, અનિત્યવાદી, અનાત્મવાદી...ની દાર્શનિક ભૂમિકાએ વાત કરી હતી. અનુઆધુનિકતામાં કોઈ પણ વાદની કંઠી બાંધ્યા વગરના મુક્ત વિચારોને સ્થાન છે.

આ વક્તવ્ય પછી ચાલેલ ચર્ચાના દોરને ભરત મહેતા, સુમન શાહ, ચન્દ્રકાન્ત ટોપીવાળા અને દિલીપ ઝવેરીએ જીવંત બનાવ્યો હતો.

બીજા વક્તા બાબુ સુથારે 'અનુઆધુનિકતા — પૂર્વપક્ષ' વિષય પર વક્તવ્ય આપ્યું. અનુઆધુનિકતાવાદ છે શું? કોઈ શૈલી? કોઈ વિચારધારા? કોઈ ચળવળ? માત્ર શબ્દનો બગાડ? કેટલાક એને antimodernism કહે છે. કેટલાક beyond mod

તો કેટલાક after modernism કહે છે. આટલું કહી તેમણે કબૂલ કર્યું કે આ સંજ્ઞાનો નિશ્ચિત અર્થ આપવો ખરેખર મુશ્કેલ છે, કારણ એની રેખાઓ સેળભેળ થઈ ગયેલી છે. તેમની દૃષ્ટિએ અનુ-આધુનિકતાનાં એવાં કોઈ સ્પષ્ટ વ્યાવર્તક લક્ષણો નથી. આપણે બહુલતાવાદ અને સહિષ્ણુતાના જમાનામાં જીવવું પડશે. અનુઆધુ-નિકતાવાદ homogenious નથી પણ heterogenious છે. આધુનિકતાવાદ પરંપરાની ટીકા કરે છે, અનુઆધુનિકતાવાદીઓ આધુનિકતાની ટીકા કરે, અને અનુઆધુનિકતાનો વિરોધ કરનારા પણ ઘણા છે. અનુઆધુનિકતાના સંદર્ભમાં નિરપેક્ષતા, સનાતનતાને કશું સ્થાન નથી. સતત ઊહાપોહ કરતા રહેવું એ જીવંતતાની નિશાની છે. જુદી જુદી વિદ્યાશાખાઓમાં જુદી જુદી રીતે આવેલો અનુ-આધુનિકતાવાદ પરંપરાથી ચાલી આવેલી દ્વન્દ્વાત્મક વિરોધા-ભાસિતા (પ્રકાશ-અંધકાર, સત્ય-અસત્ય, પ્રકૃતિ-સંસ્કૃતિ, વાણી-લેખન)ને ભૂંસી નાખવા માગે છે. કારણ કે ઘણી વાર આમ કરવા જતાં આપણે ઉચ્ચાવચતાના પ્રશ્નો ઊભા કરી બેસીએ છીએ. આધુ-નિકતા અને અનુઆધુનિકતા વચ્ચે ભેદકરેખા દોરતાં તેમણે કહ્યું કે આધુનિકતાવાદ અનુભવનિષ્ઠ હતો, વ્યક્તિકેન્દ્રી હતો, જ્યારે અનુ-આધુનિકતામાં જ્ઞાનનું વિકેન્દ્રીકરણ, પરંપરાગત મૂલ્યોનો વિપર્યય થાય છે. સર્જકને બદલે ભાવકનું ગૌરવ થાય છે. પરિભાષાનો બોજ એ બાબુ સુથારની આગવી લાક્ષણિકતા છે. અહીં પણ એ બોજ નડ્યો. વિભાવનાઓ જો થોડી વધુ વિશદતાથી રજૂ થઈ હોત તો વક્તવ્ય બધા લોકો સુધી પહોંચી શક્યું હોત. આ બેઠકના અંતે થયેલી ચર્ચામાં શિરીષ પંચાલ, ચન્દ્રકાન્ત ટોપીવાળા, પ્રબોધ પરીખ વગેરેએ ભાગ લીધો. જે માનવસંદર્ભ આધુનિકતાવાદે તોડી નાખેલો તેને અનુઆધુનિકતાવાદ પાછો સ્થાપી આપે છે. આ બધાના કેન્દ્રમાં માણસ છે, જીવન છે એ વાત પર ભાર મૂકે છે.

બીજી બેઠકના સંચાલક હતા બાબુ સુથાર. પ્રથમ વક્તા ચન્દ્ર-

કાન્ત ટોપીવાળાએ 'અનુઆધુનિકતાવાદ અને નવ્ય ઇતિહાસવાદ' વિષય પર પોતાનું વ્યાખ્યાન રજૂ કર્યું. આધુનિકોએ જે માનવ-સંદર્ભને બાજુ પર રાખ્યો હતો તેને અનુઆધુનિકો પાછો લાવવા માગે છે. રૂપરચનાવાદથી બહારથી કપાઈ ગયેલી કૃતિ દેરિદાની વાતથી અંદરથી પણ કપાઈ જાય છે. જે સંદર્ભથી, ઇતિહાસથી કૃતિને કાપી નાખેલી એની સાથે ફરીથી અનુઆધુનિકતાવાદ જોડાણ આદરે ત્યારે ઇતિહાસની વિભાવના બદલાશે. સાહિત્યના ઇતિહાસમાંથી દૃષ્ટાંત લઈને તેમણે જણાવ્યું કે એક જમાનામાં કૃતિની ઉપેક્ષા થતી હતી. ત્યાર પછી પ્રતીકવાદના આગમનને કારણે ભાષા પ્રત્યે સભાન થયા પણ સાથે સાથે ઇતિહાસ પ્રત્યે બેપરવા બન્યા. અત્યાર સુધી સંકેતક–સંકેતિતનો ભેદ જાળવેલો પણ દેરિદાને કારણે જો આ બંને વચ્ચેનો ભેદ ભૂંસાય તો ઇતિહાસ વિશે કેટલાક નવા પ્રશ્નો ઊભા થાય. વળી ઇતિહાસ વિશેની બદલાતી વિભાવનામાં તો હવે ઇતિહાસકારની વસ્તુલક્ષિતાને સ્થાને આત્મલક્ષિતા પ્રવેશે છે. લેખકનો અવાજ ઇતિહાસમાં પણ પ્રગટ થાય છે. હવે તો વ્યવસ્થિત, કાર્યકારણને અનુસરતા ઇતિહાસને પણ બાજુ પર મૂકવામાં આવે છે.

આ વક્તવ્યને અંતે થયેલી ચર્ચામાં નીતિન મહેતા, વિજય શાસ્ત્રી, પ્રબોધ પરીખ, ભરત મહેતાએ ભાગ લીધો. નિરૂપકના પ્રવેશનાં તથા કલ્પનાશીલ ઇતિહાસનાં ભયસ્થાનો પણ ચર્ચાયાં.

બેઠકના બીજા વક્તા સુમન શાહે 'અનુઆધુનિકતા અને વિવેચનના પ્રશ્નો' વિષય પર વ્યાખ્યાન આપ્યું. અનુઆધુનિકતા જેટલી કાળવાચક છે એટલી ગુણવાચક નથી એવું કહેતાં સુમન શાહે વિવેચનની સમસામયિકતાને પોતાના વક્તવ્યના કેન્દ્રમાં રાખી હતી.

અનુઆધુનિકતાને સમજવા માટે રોમેન્ટિસિસિઝમ, ક્લાસિસિઝમ સુધી જવું પડશે, જે અનુબંધો લુપ્ત થઈ ગયા છે તે ફરી કેવી રીતે પામી શકાય તે અંગે વિચારવું પડશે. ગાંધીયુગમાં જે પ્રશ્ન

ઊઠયો હતો "કોના માટે લખો છો" એ જ પ્રશ્ન અનુઆધુનિકતાવાદે પણ ઉઠાવ્યો છે. ગુજરાતી સાહિત્યનો જુદા જુદા તબક્કે જોવા મળતી આંદોલિત ગતિનાં દૃષ્ટાંતો આપીને વાત કરી. ગુજરાતી વિવેચનમાં અવારનવાર ચર્ચાતા રહેલા કેટલાક પ્રશ્નોને તેમણે નવા સંદર્ભમાં મૂકી આપ્યા. દા. ત. આધુનિક સર્જક સંકુલ, દુર્બોધને મહત્ત્વ આપતો હતો પણ અનુઆધુનિક એવી કશી મહત્તા આપતો નથી. સાહિત્યમાં અત્યારે સરલીકરણની પ્રક્રિયા ચાલી રહી છે. પશ્ચિમમાં આધુનિકો જેટલી હદે જઈ પહોંચ્યા હતા તેટલી હદે ગુજરાતમાં તો કોઈ ગયું જ ન હતું. ગુજરાતી વિવેચનમાં પછી તે આધુનિક હોય કે અનુઆધુનિક હોય, પૂર્વપશ્ચિમનું સાયુજ્ય રચાયું નથી. ભાવક તત્સમવૃત્તિવાળા બની ગયા છે. નવું સર્જન આવવા છતાં પણ વિવેચન બદલાયું નથી. વક્તવ્યને લગતી ચર્ચામાં ચન્દ્રકાન્ત ટોપીવાળા, શિરીષ પંચાલ, વિજય શાસ્ત્રી, અજિત ઠાકોર તથા ભરત મહેતાએ ભાગ લીધો હતો.

ત્રીજી બેઠકનો પ્રારંભ રવિવારે પ્રબોધ પરીખના સંચાલનપણા હેઠળ થયો. 'અનુઆધુનિકતા અને નારીવાદ' વિષય પર શ્રી હિમાંશી શેલતે વક્તવ્ય આપ્યું. નારીવાદને તેમણે વીસમી સદીનું ડાબેરી વિચારધારા જેટલું જ પ્રબળ આંદોલન ગણાવ્યું. જ્યારે આપણા સંસ્કારોને ભેદીને અંદર પ્રવેશશે ત્યારે એ મૂળગામી નીવડશે એવું કહી તેમણે નારીવાદી આંદોલન અંગે કેટલીક સ્પષ્ટતાઓ કરી, જેથી આપણે ત્યાં આ વાદ સામે ચાલી આવતી ઘણી બધી ગેરસમજોને ટાળી શકાય. આ આંદોલન પુરુષો સામેનું છે જ નહિ એવું કહી તેમણે ઘણા બધા લોકોની છીછરી દલીલો ટાંકી – સ્ત્રીને કઈ સ્વતંત્રતા જોઈએ છે? ઘરમાં તો એનું જ ચાલે છે, સ્ત્રીઓ જ સ્ત્રીની દુશ્મન છે. મોડેલિંગ કરવાની કે નગ્નતાના જાહેર પ્રદર્શનની એને કોણ ફરજ પાડે છે? વગેરે વગેરે બધી જ દલીલોને જવાબ આપવા નારીવાદની મૂળગામી ભૂમિકા સમજવી પડશે. આ

આલેખવા તૈયાર નથી, જ્યારે મરાઠી સ્ત્રીઓ હિંમતથી આલેખી શકે છે.

ચોથી બેઠક સુમન શાહના સંચાલનપણા હેઠળ આરંભાઈ. વક્તા હતા શિરીષ પંચાલ અને વિષય હતો 'અનુઆધુનિકતા અને ગુજરાતી ટૂંકીવાર્તા'. આજે ગુજરાતી વાર્તા જે તબક્કે આવીને ઊભી છે ત્યાં અમુક સંજ્ઞાઓની સમજ આપવાનું ટાળીને ચાલી શકાય એમ છે એવું કહી તેમણે ટૂંકી વાર્તાના સંદર્ભે વીનેશ અંતાણી, હિમાંશી શેલત, અંજલિ ખાંડવાળા, રવીન્દ્ર પારેખ તથા તળપદી શૈલીના પ્રતિનિધિ તરીકે કિરીટ દુધાતની તથા દલિત વાર્તાકારોની કેટલીક વાર્તાઓના સંદર્ભે ચર્ચા કરી અને ગુજરાતી વાર્તામાં જોવા મળતી ભાતીળગતાનો પુરસ્કાર કર્યો. પુરોગામીઓથી અસંતુષ્ટ રહેવું એ આરોગ્યની નિશાની છે એવું કહી ઉમેર્યું કે પરિષ્કૃતિ કોઈ એક સમયની નહિ પણ દરેક જમાનાની આવશ્યકતા છે. ૭૦–૮૦ના દાયકાના વાર્તાકારો કિશોર જાદવ, સુમન શાહનાં વાર્તાવિશ્વ છેલ્લા દાયકામાં બદલાઈ રહ્યાં છે તેની નોંધ વઈ આવું કઈ જરૂરિયાતના કારણે થયું? એવો પ્રશ્ન કર્યો હતો. દાયકે દાયકે શૈલી, સ્વરૂપ, વિભાવનાઓને ધ્યાનમાં રાખીને સંપાદનો થવાં જ જોઈએ, કારણ તેના વગર સાહિત્યનો ઇતિહાસ લખવો અઘરો બનશે. આ વક્તવ્ય પછીની ચર્ચામાં વિજય શાસ્ત્રી, ભરત મહેતા, ચન્દ્રકાન્ત ટોપીવાળા, જયંત પારેખ વગેરેએ ભાગ લીધો.

અજિત ઠાકોરે અનુઆધુનિક ગુજરાતી વાર્તાઓ અંગેનાં કેટલાંક નિરીક્ષણો વ્યક્ત કરતાં પરિષ્કૃતિની સંજ્ઞા સ્પષ્ટ કરવાનો નિષ્ફળ પ્રયાસકર્યો. અનુઆધુનિક ગુજરાતી વાર્તામાં પરિષ્કૃતિના કેન્દ્રમાં રહીને લખનારા કેટલાક વાર્તાકારોને ધ્યાનમાં રાખીને તેમણે આ વાર્તાશૈલીનાં લક્ષણો ગણાવી આપ્યાં.

તેમના પંદર મિનિટના વક્તવ્ય પછી લગભગ એક કલાક ચર્ચાઓ ચાલી જેમાં ભરત મહેતા, સુમન શાહ, રાજેશ પંડયા, પ્રબોધ , શરીફા વીજળીવાળા વગેરેએ કેટલાક પાયાના પ્રશ્નો ઉઠાવ્યા.

અંતે અજિત ઠાકોરે કબૂલ્યું કે અત્યારે આપણે રચાતી વાર્તાઓનું ઋત શોધવું છે એમાં સત્ય 'પરિષ્કૃતિ' સંજ્ઞા પાછળ છુપાતું હોય તો એ સંજ્ઞા ફગાવી દેનારામાં હું સૌથી પહેલો હોઉં.

સનત ભટ્ટે અનુઆધુનિક કથાસાહિત્ય વિશે કેટલીક અર્થપૂર્ણ રજૂઆતો કરવા ચાહી પણ સમયના અભાવે, પોતાને જે કહેવું હતું તેના વિશે તેઓ કશી સ્પષ્ટતા ન કરી શક્યા.

દિલીપ ઝવેરીએ ગુજરાતી કવિતાને કેન્દ્રમાં રાખીને પોતાની વાત કહી. ગુજરાતી કવિતામાં કવિતાની, ભાષાની અર્થહીનતાની જે ચર્ચાઓ ચાલે છે તેની સામે પોતાનો અસંતોષ સ્પષ્ટ રીતે રજૂ કર્યો. દિલીપ ઝવેરીની ચર્ચામાં મજા પડી પણ એ જરા વધુ સ્વકેન્દ્રી બની રહ્યા એવું પણ લાગ્યું.

રસિક શાહે અંતમાં સમગ્ર પરિસંવાદ વિશે પોતાનો અસંતોષ એટલા માટે વ્યક્ત કર્યો કે જે કેટલીક સ્પષ્ટતાઓ થવી જોઈએ તે થઈ નહિ. પ્રશ્નોની માંડણી તત્ત્વજ્ઞાનના અપૂરતા પરિચયને કારણે થઈ શકતી નથી. આના અનુસંધાનમાં બીજો એક પરિસંવાદ છઠ્ઠી સપ્ટેમ્બરની આસપાસ કરવાના સંકલ્પ સાથે બધાં વીખરાયાં.

[આ અહેવાલ લખવા માટે ૨૯ માર્ચ '૯૩ના 'ગુજરાતમિત્ર'માં પ્રગટ થયેલ શિરીષ પંચાલના અહેવાલનો મુખ્ય આધાર લીધેલ છે.] □

## ઉદાસ હવા / એલેસિયા કામેન કદીલ્યા

કોઈ કોઈ વાર હવા ઉદાસ થઈ જાય છે, એટલી ઉદાસ કે લાગે છે: ઈશ્વર ઊંઘી ગયો છે ચેતનાહીન, સંજ્ઞાહીન.

## ફ્રેકસિંગ / બહાદુરભાઈ જ. વાંક

પંકજે ઝાંખા પડી ગયેલા અરીસામાં પોતાનો ચહેરો જોયો. વાળ ઓળવતાં ઓળવતાં તેને થયું, અરીસો જ જાણે તેની ઉપેક્ષા ન કરી રહ્યો હોય! એટલે અરીસામાં ડોકાતું પોતાનું જ પ્રતિબિંબ જાણે તેનાથી જ જુદું પડી જતું હોય તેમ તેને લાગ્યું. પછી પરીક્ષાની તૈયારી કરવા માટે તે પોતાના અભ્યાસનાં પુસ્તકોને ઉથલાવવા લાગ્યો... બધાં જ પુસ્તકોને એક બાજુ હડસેલીને તેણે ઇતિહાસનું પુસ્તક હાથમાં લીધું. એકાદ પ્રકરણ ખોલી વાંચતાં વાંચતાં જ...

બેત્રણ દિવસ પહેલાં બાપુજી પાસે વાપરવા માટે થોડા પૈસા માગ્યા તો તેમણે કેવી ઘસીને ના જ પાડી દીધી: "એક પૈસો પણ તને વાપરવા નહિ મળે સમજ્યો? સ્કૂલમાંથી તારી ફરિયાદો સાંભળી સાંભળીને હવે તો હું પણ તંગ આવી ગયો છું. સાવ કોળી–વાઘરીના છોકરા જેવો જ..."

ને ઇતિહાસનું પાનું ફેરવતાં જ, પાનું ધારદાર બ્લેડની જેમ

મોટાભાઈને મારી તકલીફની વાત કરી તો તેમણે સાંભળવા સુધ્ધાંની ના પાડી દીધી. જાણે ઘરમાં મારી કોઈને પડી જ નથી. આના કરતાં તો ક્યાંક નાસી જવું સારું... ને કંઈક એવું કરી બતાવવું કે બધાની આંખો જ ઊઘડી જાય. બસ બધાય મને હડધૂત કરવામાં જ... પછી શાળામાંય વિદ્યાર્થીઓનાં પુસ્તકોની – તેમની વસ્તુઓની તફડંચી ન કરું તો બીજું શું કરું? વાપરવા તો કંઈક જોઈએ ને... તે દિવસે ખૂબ તકેદારી રાખી હતી, છતાંય બધાને મારા ઉપર જ શંકા...

સાહેબે પાસે બોલાવીને પૂછ્યું: "સાચું કહી દે, તેં વર્ગમાંથી પુસ્તકોની ચોરી કરી છે?"

"ના, સાહેબ મેં ચોરી નથી કરી..."

ત્યાં સાથે જ અભ્યાસ કરતો કિશોર બોલી ઊઠ્યો: "સાહેબ, મારાં પુસ્તકોની પંકજે જ ચોરી કરી છે... આ પહેલાં તેણે રમણનાં અને મહેશનાં પુસ્તકોની પણ..."

ને સાહેબનો લાલઘૂમ ચહેરો...

અત્યારે જ સાહેબે જાણે તેના ગાલ ઉપર તમાચો ચોડી દીધો હોય તેમ તેને લાગ્યું... કંટાળો આવતો હોય તેમ તેણે પુસ્તકને હડસેલીને, ખિસ્સામાંથી તમાકુની ડબી કાઢી, તેણે તમાકુ બનાવીને હોઠમાં મૂકી...

શાળામાંથી બહાર નીકળતાં જ તેણે કિશોરને રોફથી પૂછ્યું: "સાહેબ પાસે તેં મારી ચાડી શા માટે કરી?"

"ચાડી તો કરું જ ને... તેં જ મારાં પુસ્તકોની ચોરી કરી છે..."

તેણે કિશોરનો કાંઠલો પકડ્યો... ને બંને વચ્ચે ઝપાઝપી... તેણે પોતાના નખથી કિશોરની ચામડી જ ઉતરડી નાખી. ત્યાં બીજા ત્રણચાર છોકરા તેના મદદે ધસી આવ્યા... ને બધા તેના ઉપર તૂટી પડ્યા... તે ઘાયો થતાં ત્યાંથી નાસી છૂટતાં તાડૂક્યો: "હવે

## ફ્રેક્સિંગ / બહાદુરભાઈ જ. વાંક

પંકજે ઝાંખા પડી ગયેલા અરીસામાં પોતાનો ચહેરો જોયો. વાળ ઓળવતાં ઓળવતાં તેને થયું, અરીસો જ જાણે તેની ઉપેક્ષા ન કરી રહ્યો હોય! એટલે અરીસામાં ડોકાતું પોતાનું જ પ્રતિબિંબ જાણે તેનાથી જ જુદું પડી જતું હોય તેમ તેને લાગ્યું. પછી પરીક્ષાની તૈયારી કરવા માટે તે પોતાના અભ્યાસનાં પુસ્તકોને ઉથલાવવા લાગ્યો... બધાં જ પુસ્તકોને એક બાજુ હડસેલીને તેણે ઇતિહાસનું પુસ્તક હાથમાં લીધું. એકાદ પ્રકરણ ખોલી વાંચતાં વાંચતાં જ...

બેત્રણ દિવસ પહેલાં બાપુજી પાસે વાપરવા માટે થોડા પૈસા માગ્યા તો તેમણે કેવી ઘસીને ના જ પાડી દીધી: "એક પૈસો પણ તને વાપરવા નહિ મળે સમજ્યો? સ્કૂલમાંથી તારી ફરિયાદો સાંભળી સાંભળીને હવે તો હું પણ તંગ આવી ગયો છું. સાવ કોળી–વાઘરીના છોકરા જેવો જ..."

ને ઇતિહાસનું પાનું ફેરવતાં જ, પાનું ધારદાર બ્લેડની જેમ તેની આંગળીઓને સ્પર્શી ગયું. તેણે કશાક અગત્યના ફકરા ઉપર બૉલ પેનથી જોરથી અન્ડરલાઇન કરી. એ સાથે જ પાનાંમાં ચિરાડો પડી ગયો. ઝડપથી તેણે બીજું પાનું ફેરવ્યું...

બા પાસે પૈસાની માગણી કરી તો તેમણે પણ સ્પષ્ટ સંભળાવી દીધું: "તું સાવ જ બગડી ગયો છે. જ્યાં સુધી તું લાઇનમાં નહિ આવે ત્યાં સુધી તને એક પૈસો પણ વાપરવા નહિ મળે."

મોટાભાઈને મારી તકલીફની વાત કરી તો તેમણે સાંભળવા સુધ્ધાંની ના પાડી દીધી. જાણે ઘરમાં મારી કોઈને પડી જ નથી. આના કરતાં તો ક્યાંક નાસી જવું સારું... ને કંઈક એવું કરી બતાવવું કે બધાની આંખો જ ઊઘડી જાય. બસ બધાય મને હડધૂત કરવામાં જ... પછી શાળામાંય વિદ્યાર્થીઓનાં પુસ્તકોની – તેમની વસ્તુઓની તફડંચી ન કરું તો બીજું શું કરું? વાપરવા તો કંઈક જોઈએ ને... તે દિવસે ખૂબ તકેદારી રાખી હતી, છતાંય બધાને મારા ઉપર જ શંકા...

સાહેબે પાસે બોલાવીને પૂછ્યું : "સાચું કહી દે, તેં વર્ગમાંથી પુસ્તકોની ચોરી કરી છે?"

"ના, સાહેબ મેં ચોરી નથી કરી..."

ત્યાં સાથે જ અભ્યાસ કરતો કિશોર બોલી ઊઠ્યો : "સાહેબ, મારાં પુસ્તકોની પંકજે જ ચોરી કરી છે... આ પહેલાં તેણે રમણનાં અને મહેશનાં પુસ્તકોની પણ..."

ને સાહેબનો લાલઘૂમ ચહેરો...

અત્યારે જ સાહેબે જાણે તેના ગાલ ઉપર તમાચો ચોડી દીધો હોય તેમ તેને લાગ્યું... કંટાળો આવતો હોય તેમ તેણે પુસ્તકને હડસેલીને, ખિસ્સામાંથી તમાકુની ડબી કાઢી, તેણે તમાકુ બનાવીને હોઠમાં મૂકી...

શાળામાંથી બહાર નીકળતાં જ તેણે કિશોરને રોફથી પૂછ્યું : "સાહેબ પાસે તેં મારી ચાડી શા માટે કરી?"

"ચાડી તો કરું જ ને... તેં જ મારાં પુસ્તકોની ચોરી કરી છે..."

તેણે કિશોરનો કાંઠલો પકડ્યો... ને બંને વચ્ચે ઝપાઝપી... તેણે પોતાના નખથી કિશોરની ચામડી જ ઉતરડી નાખી. ત્યાં બીજા ત્રણચાર છોકરા તેના મદદે ધસી આવ્યા... ને બધા તેના ઉપર તૂટી પડ્યા... તે ઘાયલ થતાં ત્યાંથી નાસી છૂટતાં તાડૂક્યો : "હવે

હું બધાયને જોઈ લઈશ...”

તેણે બારીમાંથી ચવાઈ ગયેલી તમાકુની પિચકારી મારી... પાછું પુસ્તક હાથમાં લીધું... ઝડપથી પુસ્તકનાં પાનાં ફેરવવા લાગ્યો...

વર્ગમાં એક પછી એક વિદ્યાર્થીએ ઊભા થઈને સાહેબને તેની દાદાગીરીની વાત કરી... કિશોરે કંઈક ઝનૂનપૂર્વક સાહેબને રજૂઆત કરી: “છેલ્લા બેત્રણ માસમાં વર્ગમાં કેટલાય વિદ્યાર્થીઓનાં પુસ્તકો ચોરાયાં છે. ને આ બધાં જ કામાં પંકજનાં જ છે... વળી પાછો તે અમને ધમકી...”

હવે પંકજ કંઈક ઢીલો પડી ગયો. સાહેબ તેને ખખડાવતાં બોલ્યા: “બદમાશ, તારીય દાદાગીરીની હદ છે... તને ઘરમાં કોઈ કહેવાવાળું છે કે નહિ?” ને સાહેબે તેને બેન્ચ ઉપર ઊભો કરી, તેને અંગૂઠા પકડાવ્યા: “હવે જ્યાં સુધી તું ચોરીની કબૂલાત નહિ કરે, ત્યાં સુધી તારે અંગૂઠા પકડીને જ...”

ને અત્યારે ઇતિહાસનાં પાનાં ફેરવતાં ફેરવતાં જ પંકજના અંગૂઠા–આંગળીઓને ખાલી ચડી ગઈ...

અચાનક તેના રૂમનું બારણું બહારથી કોઈકે ખખડાવ્યું... પુસ્તક એક બાજુ હડસેલીને તેણે બારણું ખોલ્યું... જુએ છે તો પિતાજી...

પિતાજી તેના ઉપર ધૂંઆપૂંઆ થતાં બોલ્યા: “આજે તારા વર્ગશિક્ષક રસ્તામાં મળ્યા હતા... તારાં પરાક્રમોની વાત કરી... શાળામાં તું અન્યનાં પુસ્તકોની ચોરીઓ કરે છે એ સાચું છે?”

અચાનક પિતાજીના પ્રશ્નોથી તે એકદમ ડઘાઈ ગયો... છતાં જવાબ આપતાં બોલ્યો: “એ બધાય ખોટી રીતે મારી પાછળ જ પડી ગયા છે...”

“ત્યારે તું એકલો જ સાચો, એમ ને?” ને તેના પિતાજીની નજર ટેબલ ઉપર પડેલા એક પુસ્તક ઉપર પડી... તે પુસ્તક હાથમાં

લેતાં તેઓ બોલ્યા: "આવા ડિટેકટવનાં પુસ્તક કોણ તું વાંચે છે?"

તે કંઈ જ જવાબ આપી શકયો નહિ... એટલે તેના ગાલ ઉપર એક થપ્પડ ચોડી દેતાં પિતાજી ગર્જી ઊઠયા: "સાલા, આવાં પુસ્તકો વાંચી વાંચીને જ તું જાકબના ધંધા શીખી ગયો છે... હવે જો શાળામાંથી તારી કોઈ ફરિયાદ આવી છે ને તો તારી ખેર નથી, સમજ્યો?"

પિતાજી તેના અભ્યાસના ટેબલના ખાનાની ઝડતી લેતાં હતા ત્યાં જ એકાદ પુસ્તકની ખેવડમાં છુપાવીને રાખેલું નાનું ચપ્પુ સેરવીને તેણે ખિસ્સામાં મૂકી દીધું. પિતાજી તેને વિશેષ કંઈ પણ પૃચ્છા કરે એ પહેલાં તો તે ઝડપથી બહાર નીકળી ગયો.

*

બેત્રણ દિવસ પછી પાછો તે શાળામાં... શાળામાં આવતાં જ તેને ખબર પડી કે સાહેબે તેની વિરુદ્ધ મુખ્ય આચાર્યશ્રી સિતુત સાહેબને રિપોર્ટ કરી દીધો હતો. એટલે વર્ગમાંથી છટકવાની તે પેરવી કરતો હતો, ત્યાં જ સાહેબે તેને પાસે બોલાવીને સૂચના આપી: "તને આજે સિતુત સાહેબે મળવા માટે બોલાવ્યો છે."

સિતુત સાહેબનું નામ સાંભળતાં જ તેનો ચહેરો પડી ગયો. થોડીવાર થઈ હશે ત્યાં જ પટાવાળો તેને બોલાવવા આવ્યો. તે પટાવાળા સાથે સિતુત સાહેબ પાસે આવ્યો. તે સારી રીતે જાણતો હતો — સિતુત સાહેબ એકદમ કડક સ્વભાવના અને શિસ્તના પૂરેપૂરા આગ્રહી છે. તલભાર પણ કોઈનું ખોટું ન ચલાવી લે. તેમની પાસે જૂઠું બોલીને પોતાનો બચાવ કરવામાં ઊલટો તે વધુ મુશ્કેલીમાં જ મુકાશે, એમ વિચાર કરતાં તેને લાગ્યું. એટલે સાચું બોલીને તેમની ક્ષમા જ માગી લેવાનું તેણે નક્કી કર્યું.

સિતુત સાહેબે સૌ પ્રથમ તો તેને સાવ ધીમા અવાજે પૂછ્યું: "તું અહીં અભ્યાસ કરવા આવે છે કે દાદાગીરી કરવા...?"

પ્રયત્ન કરવા છતાંય તે કંઈ પણ જવાબ આપી શકયો નહિ..

સાહેબને કઈ રીતે સાચી હકીકત જણાવી દેવી એ જ કંઈ તેને સૂઝ્યું નહિ.

ફરી સાહેબે ધીમેકથી પૂછ્યું: "વર્ગમાં તું અન્ય વિદ્યાર્થીઓનાં પુસ્તકોની ચોરી કરે છે એ સાચું?"

તે હવે સાચી વાતની કબૂલાત કરી જવાબ આપવા જતો હતો, ત્યાં જ સાહેબે તેના હાથ તરફ નજર કરતાં પૂછ્યું: "આટલા બધા લાંબા નખ શા માટે વધાર્યા છે? તને બધા દાદા તરીકે ઓળખે એટલે?" ને સાહેબે જોરથી તેના ગાલ ઉપર એક થપ્પડ ચોડી દીધી.

તે સાહેબે મિજાજ જોઈને જ એકદમ હેબતાઈ ગયો. તે કંઈક દલીલ કરવા જતો હતો, ત્યાં જ સાહેબ ફરી તાડૂક્યા: "તને ખબર છે ને મેં ભલભલા દાદાને સીધા જ કરી નાખ્યા છે... તો બોલ, તારે હવે અહીં ભણવું છે કે પછી ચોરીઓ કરીને દાદાગીરી કરવી છે?"

તે કંઈ જ જવાબ આપી શક્યો નહિ...

એટલે સાહેબ તેને છેવટની વૉર્નિંગ આપતાં બોલ્યા: "હવે પછી જો તારી, મારી પાસે કોઈ ફરિયાદ આવી છે ને તો તારી ખેર નથી સમજ્યો?"

એકદમ પડી ગયેલા ચહેરે પાછો તે પોતાના વર્ગમાં આવ્યો. સાહેબની સામે જ ખિસ્સામાંથી તમાકુની ડબી કાઢી હથેળીમાં તમાકુ મસળતાં બોલ્યો: "મને કોઈની પડી નથી. હવે હું પણ કોઈની સાથે વાત કરવા માગતો નથી..." ને તે વર્ગમાંથી સાહેબની રજા લીધા વગર જ બહાર નીકળી ગયો.

*

નવમા ધોરણની વાર્ષિક પરીક્ષાઓ...

પરીક્ષામાં તે ચોરી કરીને જેમતેમ પાસ તો થઈ ગયો, પણ દસમા ધોરણના વર્ગોની વિદ્યાર્થીઓને વહેંચણી કરતી વખતે કોઈ

બોલ્યા : "પંકજ તું સાચો છે!" ને બધા વિદ્યાર્થીઓનાં મોં પડી ગયાં. વિદ્યાર્થીઓને આશ્ચર્ય તો એ વાતનું થયું કે બપોરના ત્રિવેદી સાહેબે પંકજ સાથે જ પોતાનું ભોજન લીધું!

સાંજના સમૂહ ફોટાનો કાર્યક્રમ...

બધા વિદ્યાર્થીઓ પોતપોતાના મિત્રો શોધીને સમૂહમાં ફોટા માટે ગોઠવાઈ ગયા. પંકજની બાજુમાં ઊભા રહેવાની પણ કોઈએ તૈયારી બતાવી નહિ. પંકજના પડી ગયેલા ચહેરા સામે જોઈને ત્રિવેદી સાહેબ પરિસ્થિતિને પામી ગયા. એટલે પંકજને પોતાની પાસે બોલાવતાં બોલ્યા : "પંકજ, તારે મારી પાસે જ બેસવાનું છે."

પણ પંકજે થોડી આનાકાની કરી : "નહિ સાહેબ, હું તો છેલ્લે જ એકલો ઊભો રહીશ..."

એટલે સાહેબે તેનું બાવડું પકડીને તેને પોતાની બાજુમાં વચ્ચે જ બેસાડી દીધો. સાહેબનો પંકજ પ્રત્યેનો પક્ષપાત જોઈને બધા વિદ્યાર્થીઓને આશ્ચર્ય થયું. પછી ફોટોગ્રાફરે બધાને સરખી રીતે ઊભા રહી જવાની સૂચના આપતાં કેમેરાના વ્યૂ ફાઇન્ડરમાથી બધા તરફ નજર દોડાવી. ફોટોગ્રાફર પંકજ પાસે આવીને, તેનું માથું સીધું કરતા બોલ્યો : "માથું સહેજ ઊંચું, છાતી જરા બહાર..."

પંકજને જાણે માથામાં કોઈ મુગટ પહેરાવી રહ્યું હોય તેવી જ લાગણી થઈ આવી! પછી ફોટોગ્રાફરે બરાબર તેની સામે જ જોઈ, ફોકસિંગ મેળવી, કેમેરાનું શટર દબાવ્યું.

*

આજે ગુરૂવાર હોઈ, વિદ્યાર્થીઓ વર્ગમાંથી શાળાના પુસ્તકાલયમાં પુસ્તકો બદલાવવા જઈ રહ્યા હતા. પંકજ પણ પુસ્તકાલયમાંથી એક પુસ્તક લાવી પોતાની જગ્યાએ બેસી ગયો. સાહેબે તેની સામે જોયું તો તે પુસ્તક વાંચવામાં તલ્લીન થઈ ગયો હતો. એટલે સાહેબ કંઈક કુતૂહલથી તેની પાસે આવીને ઊભા રહી ગયા. સાહેબ તેની પાસે દસેક મિનિટ ઊભા રહ્યા હશે, છતાંય પંકજનું તો સાહેબ

તરફ ધ્યાન જ ન ગયું. "પંકજ, તું કયું પુસ્તક વાંચે છે?" સાહેબે પૂછ્યું.

એકદમ ઝબકી જતાં પંકજે સાહેબની સામે જોયું, તે કંઈ જવાબ આપે તે પહેલાં જ સાહેબે પુસ્તક તેના હાથમાંથી લઈને જોયું. એ ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરનું જીવનચરિત્ર હતું. આછા સ્મિત સાથે સાહેબે પાછું એ પુસ્તક તેના હાથમાં મૂકી દીધું.

અઠવાડિયા પછી ફોટા તૈયાર થઈને સાહેબ પાસે આવ્યા. વર્ગમાં દરેક વિદ્યાર્થીને ફોટા બતાવતાં સાહેબ બોલી ઊઠ્યા: "આમાં સૌથી સારો ફોટો એકમાત્ર પંકજનો જ આવ્યો છે!"

□

## સાભાર સ્વીકાર

**શૂન્યનો વૈભવ:** (સમગ્ર કવિતા) શૂન્ય પાલનપુરી, પ્રાપ્તિસ્થાન શ્રી શૈલેશભાઈ સારાભાઈ મહેતા, ગઠામણ દરવાજા, કોટવાળી શેરી, પાલનપુર–૩૮૫ ૦૦૧, મૂલ્ય ૨૫૦ રૂપિયા.

**આશ્ચર્ય વચ્ચે:** (ગઝલ સંગ્રહ) અમૃત ઘાયલ, પ્ર. રજિસ્ટ્રાર શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠ, ૧, નાથીબાઈ ઠાકરસી રોડ, મુંબઈ–૪૦૦ ૦૨૦, મૂલ્ય ૫૫ રૂપિયા.

**ગુજરાતી કવિતાચયન ૧૯૮૧:** કાવ્ય સંપાદન સં. હર્ષદ ત્રિવેદી.

**નવમા દાયકાની કવિતા:** કાવ્યસંકલન સં. ભોળાભાઈ પટેલ, ચન્દ્રકાન્ત ટોપીવાળા, મૂલ્ય ૨૦ રૂપિયા, પ્ર. બંનેના મંત્રી, ગુજરાતી સાહિત્ય પરિષદ, ગોવર્ધન ભવન, આશ્રમમાર્ગ, નદીકિનારે, અમદાવાદ–૩૮૦ ૦૦૯.

## ઈ મારી બંધૂક કોણે લીધી? / મેઘનાદ ભટ્ટ

છેલ્લાં છએક વર્ષથી દીકરી, સપરિવાર, અમેરિકામાં સ્થાયી થઈ છે. પણ, એનો ભારતપ્રેમ, ગુજરાતપ્રેમ, ગુજરાતી સાહિત્યપ્રેમ ઘટતો નથી — ભારતીય સાહિત્ય અને સંગીત સાથેનો ઘરોબો જાળવી રાખી વતનની કેટકેટલી યાદો એ સ્મૃતિમંજૂષામાં સંઘરી રાખે છે. અમેરિકા ગઈ ત્યારે એક ટ્રંક ભરીને પુસ્તકો લઈ ગઈ'તી એમાં ભોળાભાઈ પટેલનાં ઉપલબ્ધ પુસ્તકો લઈ ગઈ'તી – ભોળાભાઈની આંગળી પકડી ભારતની સંસ્કારયાત્રા કરતી રહી'તી, એટલે હમણાંય એમનાં પુસ્તકોની એણે પૃચ્છા કરી. ભોળાભાઈને સહજભાવે એ જાણ કરી તો એમણે તો એમનાં પુસ્તકોનો સુંદર સંપુટ દીકરીને 'ભેટ' આપ્યો! એ પુસ્તકોમાં એક અત્યંત સુંદર પુસ્તક તે 'બોલે ઝીણા મોર'. સંકુલ જીવનના સાંકડા અનુભવોને કારણે સંકુચિત થઈ જતી જીવનયાત્રાને સાહિત્ય અને મરમી જીવોની સંગાથે વિશાળ પટ પર યાત્રા કરાવતું આ પુસ્તક કેટકેટલા 'મોરનાં ટૌકા' સંભળાવી જાય છે! – ના, પણ મારે એ પુસ્તકની વાત નથી કરવી. મારે વાત કરવી છે ભોળાભાઈના એક અનન્ય અનુભવની જે મારી, તમારી, આપણી સૌની અનુભૂતિકથા છે.

વૅકેશનમાં ઊભરાઈ ગયેલું ઘર વૅકેશન પૂરું થતાં ખાવા ધાય છે. અને ઘરના મોટેરાના ભાગ્યમાં ગૃહવ્યાપી વિરહરાજ્ય સ્થપાય છે. આ વિરહ સાથે આવતું એકાંત – તનહાઈ સમગ્ર હયાતીને કોરી નાખે. ભોળાભાઈ એવા જ એક પ્રસંગે, પોતાના બાળકોની વિદાય પછી, પોતાનાં દિવંગત બા-બાપુજીની આવી જ અનુભૂતિનું સ્મરણ કરે છે... સ્વાનુભવ સર્વાનુભવ થાય એવી આ પળની વાત કરવા કવિશ્રી ઉશનસનું

સુખ્યાત સૉનેટ 'વળાવી બા આવી'ની યાદ તાજી કરી એ કવિતાને માનસપટ પર ફરી રચે છે. "ગઈકાલે જ બધાંની વચ્ચે બેઠો હતો તે વિરહ આજે વ્યાપી ગયો – અને બા ઘરમાં જઈ શકી નહિ, એ પગથિયે જ બેસી ગઈ." વૃદ્ધ માબાપોનો સંતાનો જતાં અનુભવાતી નિઃસહાયતા કેટલી તો મર્મભેદી બની જાય છે! ભોળાભાઈની આ વાત સાથે તંતોતંત તાર મેળવતી મારી અનુભૂતિ ઝંકૃત થઈ કેટલું કરુણમધુર કાવ્ય રચવા માંડી?

ત્રણેક વર્ષના (દૌહિત્ર) કર્પૂરને મોસાળની માયા લગાડવા અમેરિકાથી ભારત લઈ આવ્યા. સમય અને સ્વજનસાન્નિધ્યની ભારે 'ભીડ'વાળા દેશમાથી નાના-નાનીના વિશ્વમાં આવેલા કર્પૂર માટે તો આનંદોત્સવના દિવસો શરૂ થયા. ભારતમાં પગ મૂકતાં જ એનું સ્વાગત કરવા આવેલા લોકોને જોઈ "આટલા બધા લોકો!" કહેતા અંધધભાવથી એનું મોઢું મલકી ગયું. પડચો બોલ ઝીલનાર સ્વજનો, સૌના લાડકવાયા થવાનો સહજપ્રાપ્ત હક અને ધાર્યું કરી શકવાની મહારાજાની મગરૂરી એટલે કર્પૂરભાઈને તો મોસાળમાં મા પીરસનારી જેવો ઘાટ. ચૌદેક મહિનાના એના ભારત વસવાટ દરમ્યાન એ જન્મસ્થળ અમેરિકાની યાદ તો ભૂલી જ ગયો — પણ પોતાનાં માબાપ પાસે પાછા જવાનીય જીદ કરી 'ના' કહેવા લાગ્યો. ભારતના એના મુકામ દરમ્યાન નાના-નાનીનું તો 'વિશ્વ' જ બદલાઈ ગયું. હાસ્ય-કલ્લોલ-આનંદોત્સવની કિકિયારીઓ, ધમાલ, સમગ્ર માળાને ગુંજાવતી દોડંદોડા – આ બધાને કારણે સમગ્ર ઘરગલીમાં એક નવી જ તાજગી ફેલાઈ ગઈ. શાળામાંય કર્પૂર સાથી-શિક્ષકોનો લાડકવાયો બની ગયો. ત્યાંય એ જ મિલનસાર મૈત્રીથી ઊભરાતો સ્વભાવ, સમભાવભર્યું વહાલસોયું સ્મિત અને પ્રિયદર્શીની સહવાસને કારણે સૌનો પ્રિયપાત્ર બની ગયો કર્પૂર. નાના-નાનીનું તો વિશ્વનું પરિઘ જ નહિ કેન્દ્ર પણ બદલાઈ ગયું. કર્પૂર-નાની-નાના એ જ એનુ વિશ્વ. એ વિશ્વમાં એનાં પોતાનાં મમ્મી-પપ્પાનેય પ્રવેશ નહિ. અમેરિકા પાછા જવાની તો ચોખ્ખા ના... 'ભારત મેરા દેશ,

ભારત મેરા મહાન' એ જ એનું પોતે પસંદ કરેલું સૂત્ર. રાષ્ટ્રગીત કે રાષ્ટ્રધ્વજ જોતાં-સાંભળતાં એક અનોખા પ્રકારનું 'પોતાપણું' માણે, પ્રમાણે. આટઆટલી 'માયા'નું કારણ કળી શકાય નહિ, પામી અવશ્ય શકાય. પણ, પરોણા પંખીનો કલરવ કાયમી તો હોઈ શકે જ નહિ. સ્થળાંતર કરીને આવેલા પંખીને ઊડવા સિવાય બીજો આરોય શો? પાંખ આવ્યા પછી ઊડવું એ તો પંખીનો સ્વાભાવિક ધર્મ અને છતાં માળાની હૂંફ કેટલી તો આત્મીય લાગે? કેટલી તો મનભાવન લાગે? એટલે જ કદાચ કર્પૂરને અમેરિકા — પોતાના જન્મ-સ્થળમાં — પાછા ફરવાની જરાય ઇચ્છા નથી થતી. પણ, પ્રેય અને શ્રેયનો સંઘર્ષ શૈશવના પ્રથમ સોપાનથી જ કેવો પ્રારંભાઈ જાય છે?

કર્પૂર અમેરિકા જાય છે. જે નાની (કર્પૂરના શબ્દોમાં 'માનીમા') ઉમંગ અને ઉત્સાહથી એને ભારત લઈ આવી'તી એ એક કુમળા છોડને ખાસ્સા અમીસિંચનથી ભરપૂર કરી પાછો એનાં મા-બાપના વિશ્વમાં ખોઈ નાખવા લઈ જાય છે. કર્પૂરના નાના માટે તો કદાચ ભાગ્યે જ ઉપલબ્ધ બનેલ સુખ નામનો પ્રદેશ — માંડ મળ્યો ત્યાં ખોવાઈ જવાનો! અને છતાં એ ચૌદ મહિનામાં તો કેટકેટલા ઉલ્લાસ અને આનંદથી જીવન મહેકી ઊઠ્યું? કલરવ-યાત્રા અને આવી કલ્લોલાનુભૂતિ જ કદાચ જીવન જીવી જવાની સંકુલયાત્રાને નવો રંગ, અર્થ અને કવિતા આપતી હશે ને.?

પેઢીદર પેઢીની આ અવિરત યાત્રા જોઈ ભોળાભાઈ (પૌત્ર) અનન્યની રમકડાની બંધૂક હાથમાં લઈ ફોડવાનો પ્રયત્ન કરે છે ને કલ્પે છે કે અનન્ય એના કાઠિયાવાડી ટોનમાં કહે છે. "ઈ મારી બંધૂક કોણે લીધી?" અત્યારે તો અમેરિકા જઈ રોજ મને ફોન કરવાનું 'પ્રોમિસ' આપતો કર્પૂર અમેરિકાના વિશાળ વિશ્વમાં 'ખોવાઈ જશે' ત્યારે ક્યારેક ભારતની યાદની બંધૂક ફોડશેને, એટલી એકમાત્ર આશા છે — આશરોય એ જ છે.

અને હા, ભોળાભાઈએ સુંદર રીતે આસ્વાદેલી કવિ શિનકાફ નિઝામની કાવ્યપંક્તિય (થોડોક સંદર્ભ બદલી) મારો સથવારો બને છે:

**"વો ગુનગુનાતે રાસ્તે ખ્વાબોં કે ક્યા હુએ,**
**વીરાન ક્યૂં હૈં બસ્તિયાઁ બાશિંદે ક્યા હુએ?"** □

# ગુજરાતી અધ્યાપક સંઘનું –૪૩મું અધિવેશન

☐ શરીફા વીજળીવાળા ☐ સમીર ભટ્ટ

અને આખરે, 'ગુજરાતી અધ્યાપક સંઘ'નું ૪૩મું અધિવેશન ભાદરણ મુકામે તા. ૩/૪ એપ્રિલના રોજ યોજાયું. ભાદરણની આર્ટ્સ, સાયન્સ એન્ડ આર. એ. પટેલ કૉમર્સ કૉલેજના યજમાનપદે ભરાયેલા આ અધિવેશનનો પ્રારંભ વેદમંત્ર અને પ્રાર્થનાથી કર્યા બાદ ઔપચારિક વિધિઓ અને સંદેશાવાચન પાછળ ખાસ્સો સમય યજમાન સંસ્થાએ લીધો તેના કારણે અધ્યક્ષની બેઠક છેક બપોર સુધી લંબાઈ ગઈ. સંઘના નિવૃત્ત થતા પ્રમુખશ્રી પ્રમોદકુમાર પટેલે પોતાના પ્રવચનમાં ઋણસ્વીકાર તથા આભારની લાગણી વ્યક્ત કરી સંઘના આવિષ્કાર પાછળના રચનાત્મક હેતુઓ સ્પષ્ટ કર્યા હતા. તેમણે આ સંદર્ભે ઉચિત રીતે જ સંઘના ભૂતપૂર્વ પ્રમુખ શ્રી રા. વિ. પાઠક, શ્રી ઉમાશંકર જોશી અને શ્રી સુરેશ જોશીને તેમજ મંત્રીશ્રી જયંત કોઠારીને યાદ કર્યા. ગુજરાતીના અધ્યાપકોની આટલી વિશાળ સંખ્યા અને છતાં પણ અધિવેશનમાં આટલી પાંખી હાજરી સામે તેમણે ચિંતા વ્યક્ત કરી. અધ્યયનથી વિમુખ થતું જતું અધ્યાપનકાર્ય સાચે જ ચિંતાનો વિષય બનતું જાય છે.

સરદાર પટેલ યુનિ.ના ઉપકુલપતિશ્રી દિલાવરસિંહજી જાડેજાએ ઉદ્‌ઘાટન પ્રવચનમાં શિક્ષણ અને શિક્ષકના નવસંસ્કરણની જરૂરિયાત પર ખાસ ભાર મૂક્યો. શિક્ષણ એ કોઈ વિધિ કે ક્રિયાકાંડ નથી. અધ્યાપક સારો સર્જક નહિ હોય તો ચાલશે પણ તે સારો અધ્યાપક અને વિદ્યાર્થીવત્સલ તો હોવો જ જોઈએ. વિદ્યાર્થીને બધી જ માહિતી ન આપવી તેવું ભારપૂર્વક તેમણે કહ્યું. વિદ્યાર્થી કૃતિ સુધી જાતે જ મથામણ કરીને પહોંચે, શીખે તે વાત વધુ મહત્ત્વની છે.

(જોકે ગાઇડો લખી અર્થોપાર્જન કરનારા અધ્યાપક મિત્રો તેમની આ વાત સાથે સહમત થશે ખરા? વિદ્યાર્થી કૃતિ પાસે જતો થશે તો તેમનું શું થશે?) વળી શિક્ષણતંત્રની અતંત્રતા વિશે ચિંતા દર્શાવી માત્ર વિદ્યાભિમુખતા વડે જ શિક્ષણસાહિત્ય અને સમાજનો વિકાસ કરી શકાશે તેવી બધા જ સંમત થાય તેવી પોતાની માન્યતા વ્યક્ત કરી. કેડિલા લૅબોરેટરીના મૅનેજિંગ ડિરેક્ટર અને આ અધિવેશનના અતિથિવિશેષ શ્રી રમણભાઈ પટેલે પણ આ જ મુદ્દાની ચર્ચા કરી. આજે અધ્યાપક પોતાની ચિંતા કરે છે એટલી વિદ્યાર્થીની નથી કરતો. વિદ્યાપ્રાપ્તિની સામે પરીક્ષાના વધતા જતા મહત્ત્વ અંગે પણ તેમણે ચિંતા વ્યક્ત કરી.

થોડા વિરામ બાદ પ્રથમ બેઠક આગળ ચાલી. તેમાં 'અધીત'નું વિમોચન થયું અને નવા વરાયેલા પ્રમુખશ્રી હર્ષદ ત્રિવેદી 'પ્રાસન્નેય'ને કાર્યભાર સોંપાયો. પ્રમુખશ્રીનો અતિ દીર્ઘ પરિચય અપાયો. ત્યાર બાદ પ્રમુખશ્રીએ 'કાવ્યસર્જનથી અનુબોધ સુધી' વિષય પર સંઘના પ્રમુખોનાં વિદ્વત્તાભર્યાં વ્યાખ્યાનોની પરંપરામાં ઊભું રહી શકે તેવું વ્યાખ્યાન રજૂ કર્યું. કાવ્યકૃતિ કોઈ પદાર્થ છે કે પ્રક્રિયા? એ પ્રશ્નથી શરૂઆત કરી કાવ્ય એ કોઈ ભૌતિક પદાર્થ નથી, પણ ચેતના દ્વારા અનુભવાતા કાવ્યને પોતીકું અસ્તિત્વ છે, અને આ અસ્તિત્વ સ્થૂળ સ્થળકાળની સીમાથી પર, મનોમયરૂપ છે, તેનું અસ્તિત્વ ભૌગોલિક વાસ્તવ નથી. પરંતુ ભાષાકીય અને મનોમય વાસ્તવ છે. આ રીતે આરંભ કરી પોતાના સિદ્ધાંતોના સમર્થનમાં કૃતિલક્ષી ચર્ચા કરી પોતાનાં ગૃહીતોને ચકાસવાની એક તક તેમણે પૂરી પાડી.

યજમાન સંસ્થાની ઔપચારિક બેઠકે ધાર્યા કરતાં ઘણો વધુ સમય લીધો હોઈ 'અર્ઘ્ય'ની બેઠક બપોર પછી યોજવી પડી. અર્ઘ્યની બેઠકના પ્રથમ વક્તા હતા ડૉ. સતીશ વ્યાસ. શ્રી પ્રમોદકુમાર પટેલના વિવેચનગ્રંથ 'પ્રતીતિ' વિશે તેમણે સમયને વફાદાર રહી મુદ્દાસર વક્તવ્ય આપ્યું. તેમના મતે વિદ્રોહ અને સંરક્ષણની કોઈ જ સાઠમારી નહિ પણ સાહિત્યિક તત્ત્વ–સત્ત્વની શોધનો રમણીય

પ્રયાસ આ ગ્રંથમાં છે. વળી લેખકનો અભિગમ સર્વાશ્લેષી અને મૂળગામી છે જેથી વાદવિવાદપરસ્તી નહિ પરંતુ સાહિત્યપ્રદેશને તેઓ વફાદાર રહ્યા છે. મૂળ સત્ત્વ-તત્ત્વની શોધ પાછળ મથતા રહેલા વિવેચકની વિદ્વત્તાની પ્રતીતિ ભાવકને પણ આ ગ્રંથ દ્વારા થાય છે, એમ કહી સતીશ વ્યાસે ગ્રંથની વિગતે છણાવટ કરી. ગ્રંથમાં ગદ્યસાહિત્યના પ્રશ્નો જ આધિપત્ય ભોગવે છે, લેખકની બહુશ્રુતતા ભારણ નહિ પણ ગાળણ બને છે એવું કહી નરત સતીશ વ્યાસે પ્રમોદકુમારની અતિકથન–પુનઃકથન તથા વિશેષને સ્થાને અશેષ માહિતી આપવાના વલણથી લંબાઈ જતા લેખો સામે આંગળી ચીંધી. પ્રમોદકુમારના કોઈ લેખ ટૂંકા જોયા છે ખરા? એવી હળવી ટકોર કરીને આજે જ્યારે વિવેચનનું વિવેચન ખૂબ ઓછું થાય છે ત્યારે મહત્ત્વના સર્જકોનું પુનર્મૂલ્યાંકન, જે તે યુગની વિવેચનાને તત્કાલીન સંદર્ભ સાથે સાંકળી આપવાનો પ્રમોદકુમારનો પ્રયાસ નોંધપાત્ર બની રહે છે એવું ભાર દઈને કહ્યું.

હિમાંશી શેલતના વાર્તાસંગ્રહ ‘અંધારી ગલીમાં સફેદ ટપકાં’ની વાર્તાઓને પ્રા. ઇલાબહેન નાયકે અલગ જૂથમાં વર્ગીકૃત કરી તપાસતાં કહ્યું કે આધુનિકતાથી ઊફરા જઈને પરંપરા અથવા આધુનિકતાના કોઈ પણ વ્યામોહમાં અટવાયા વિના લખતાં હિમાંશી શેલત અત્યંત મર્યાદિત ફલક પર તીવ્ર અનુભૂતિની ક્ષણોને આલેખે છે. તેમની વાર્તાઓ માનવમનનાં ઊંડાણો તરફ ગતિ કરે છે. ઇલાબહેને ઉદાહરણો આપી વાર્તાઓમાં જોવા મળતી મનની સંકુલતા, ભાષાની નજાકત, ચબરાકિયા પ્રયોગોની બાદબાકી જેવાં લક્ષણો સ્પષ્ટ કર્યાં. દૃષ્ટાંત આપીને તેમણે સમજાવ્યું કે આ વાર્તાઓમાં ઘટનાનો મેદ નથી તેમ જ વાચાળપણું પણ નથી. બધી જ વાર્તાઓને સ્વતંત્ર ધોરણે તપાસતાં ઇલાબહેને શ્રોતાઓને પણ પોતાની સાથે ‘અંધારી ગલીમાં...’ની વાર્તાસૃષ્ટિમાં પ્રવેશ કરાવી આપ્યો હતો.

એક નવોદિત આશાસ્પદ કવિ જ્યારે પોતાના સમકાલીન યુવાન આધુનિક કવિ વિશે વાત માંડે ત્યારે શ્રોતાપક્ષે નર્યું વિસ્મય

મહાનિબંધ લખવો જરૂરી છે? જવાબ 'હા' આવે કેમ કે તેનાથી વિષયની શિસ્ત કેળવાય છે, દલીલોમાં તર્કબદ્ધતા આવે છે. વળી સંશોધન અને વિવેચન વચ્ચે તાત્ત્વિક ભૂમિકાએ પ્રયોજન અને શિસ્તમાં ચોખ્ખો ફરક છે તે હંમેશાં જળવાવો જોઈએ.

પ્રમોદકુમાર પટેલે સિદ્ધાંતલક્ષી ચર્ચા કરી જ્યારે રમણ સોનીએ ઉદાહરણ ટાંકી મહાનિબંધોની કઠોર આલોચના કરી. વ્યાવસાયિક જરૂરિયાતને કારણે સંશોધન ક્ષેત્રે લીલી વાડી છે તેવી હળવી ટકોર કરી. મોટા ભાગે સંશોધનો પદવીપ્રાપ્તિ પૂરતાં જ મર્યાદિત રહે છે તેથી સંશોધનવેળા પૂરી નિષ્ઠાથી એકાગ્ર થવાતું નથી. આ બધાં સંશોધનો કાં તો વિવેચન બની રહે છે અથવા તો એ સ્તરે પણ નથી પહોંચી શકતાં. મહાનિબંધમાં જીવન-કવન સાથે જે તે સર્જકના ઐતિહાસિક-ભૌગોલિક પ્રદેશ વિશેની માહિતી પણ સમાવતા મહાનિબંધોનો કોઈ અર્થ ખરો? એવા પ્રશ્ન સાથે પ્રમાણભાન અને શાસ્ત્રીય આયોજનના અભાવ તરફ પણ તેમણે 'અંગુલિનિર્દેશ' કર્યો હતો. રેઢિયાળ લેખનપદ્ધતિને કારણે વેડફાતાં સંશોધનોની તેમણે સદૃષ્ટાંત ચર્ચા કરી. ત્રીજી બેઠકે સંશોધન ક્ષેત્રના પ્રશ્નો વિશે ઘણા પ્રશ્નો ઊભા કરી આપ્યા. આમાંથી કેટલા પ્રશ્નોના ઉકેલ માટે અધ્યાપક સંઘ ગંભીર વલણ અખત્યાર કરી પ્રયત્ન કરી શકશે?

ગુજરાતીના અધ્યાપકોની સંખ્યા બહોળી પણ અધિવેશનમાં રડ્યાખડ્યા જૂના અધ્યાપકો હાજર રહે, યજમાન સંસ્થાને માટે અધ્યાપક સંઘના અધિવેશનનું કોઈ મૂલ્ય જ ન હોય (આ વિશેનો આક્રોશ લગભગ બધા જ ઠાલવતા જોવા મળ્યા), અધિવેશનમાં વ્યક્તિગત વિમોચન જેવા કાર્યક્રમો પણ આટોપાય, યજમાન સંસ્થા કારોબારીમાં પોતાનો એક સભ્ય રાખવા માટે દુરાગ્રહ સેવે, પ્રમુખપદ માટે ગરિમા ચૂકી જઈ, શિક્ષક છીએ એવું ભૂલી જઈ રસ્સીખેંચ ચાલે ત્યારે સંઘના હોદ્દેદારો આમાં શું કરી શકે એવા પ્રશ્નો ઊઠે, અને છેલ્લે માત્ર ઉદ્ઘાટન સમારંભમાં, અને છેલ્લે સામાન્ય સભામાં પોતાનું બળ પ્રદર્શિત કરવા આવી ચડેલા 'ફરજનિષ્ઠ' અધ્યાપકોને સો સો સલામ. □

# ઇકબાલી મુક્તકો



સાંજમ પાલોડી



જૂન
૧૯૯૩

અમૃત ઘાયલ
રતિલાલ 'અનિલ'
સંસ્કૃતિરાણી દેસાઈ
ચંદ્રેશ્વર
માયાપ્રસાદ પાંડેય
મણિલાલ હ. પટેલ
બહાદુરભાઈ વાંક
ભગીરથ બ્રહ્મભટ્ટ
જયંત કોઠારી
ભરત સોલંકી

# કંકાવટી

જૂન
૧૯૯૩

સાહિત્યસર્જન
અને વિચારોનું
સર્વલક્ષી માસિક

વર્ષ ૪૨ : અંક ૪૦૨ : મૂલ્ય : ૪ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.


## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂ. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર. આર. રૂપાવાળા, કંકાવટી, ૨૪ રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સૂરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

*


તંત્રી—મુદ્રક—પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

માલિક : આર. આર. રૂપાવાળા

કંકાવટી, ૨૪, રીવર બેન્ક સોસાયટી,
ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી
સૂરત —૩૯૫ ૦૦૯. ફોન નં. ૮૫૬૪૧

*

નસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી, ૩૯૫ ૦૦૯

સ્થાન : ભગવતી મુદ્રણાલય, અજય એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ—૪

## રુબાઇયાત / અમૃત ઘાયલ

ગુજરાતમાં ગઝલો તો રચાઈ, રચાતી રહે છે, ચાર લીટીનાં મુક્તકો – કત્આત્ પણ લખાય છે પણ રુબાઈના ૨૪ છંદો માત્ર રુબાઈ માટે જ નક્કી થયેલા છે, તે કંઈક અપરિચિત કે અણખેડાયેલા એટલે માત્ર ઉદાહરણ પૂરતી રુબાઈ શૂન્ય પાલનપુરીએ રમલ છંદમાં અને ચં. ચી. દ્વારા (પરબ) ગુજરાતને થોડી રુબાઈ મળી છે. અહીં અમૃત ઘાયલની રુબાઈ આપીએ છીએ. અમરેલીના કોઈ કવિએ રુબાઇયાત લખેલી ખરી.

છે કોટિકિનારા અને ધારા, પ્રિયે!
ને ધારાઓ ફરતા કંઈ આરા, પ્રિયે!
છે ઘાટ કંઈ એવો આ ભવસાગરનો,
આ બાજુ જીવન તે બાજુ છે મારા, પ્રિયે!

*

હળવુંમળવું બધું સંજોગ ઉપર નિર્ભર છે,
નમવુંઢળવું બધું સંજોગ ઉપર નિર્ભર છે,
ધર્મ આપણો, છે નિત્ શુભ કાર્ય કરવાનો
ફૂલવું ફળવું બધું સંજોગ ઉપર નિર્ભર છે.

*

હે ચેત, સવારથનો જમાનો છે, પ્રિયે!
મન આત્મરતિ કરો ખજાનો છે, પ્રિયે!

માનવી આમ છે સારો; પરંતુ છે એ ખોટ,
માનવી 'સ્વ'નો નહિ, 'પર'નો દીવાનો છે, પ્રિયે !

*

રવ, કલરવ અને નિર્ઝરના હજુ નાદનિનાદ,
કલેશ કંકાસ નહિ, લેશ નહિ વાદવિવાદ,
કે પ્રેમ, બસ પ્રેમનું દિનરાત રટણ,
બસ પ્રેમથી સાયુજ્ય ને નીરવ સંવાદ.

*

કે શેરડીનો વાઢ રસ છલોછલ નાંદની નાંદ,
ખેડૂતની પાઘમાં ફરૂકતી અદ્ભુત ઉફાંદ;
ચારે કોર તૃણ, વૃક્ષ અને ઘેરાં જંગલ,
ઘેરા જંગલમાં ઊંચા તાડ ને તાડ માથે ચાંદ.

*

ભૂલેચૂકે ન લે દુનિયા કે દુનિયાની પનાહ,
થઈ જા તું કવચ, બખ્તર યાને કે સનાહ,
પારકી મદદ યાને કે સહાયની ન આશા રાખ,
કે કામ આવશે તો આવશે ફકત અલ્લાહ !

*

છે અંત અતિ નજદીક, કરો અલ્લાહ, અલ્લાહ !
આકેબતની કરો તજવીજ, કરો અલ્લાહ અલ્લાહ !
કોઈ પણ કામ નહિ આવશે આખરી વેળા,
કે કામ આવશે તો અલ્લાહ ફકત અલ્લાહ !

*

છે દાતા કેરાં રૂપ એ સ્રૂપ બહોત,
જો હોય ધખના તો છે માર્ગ વિશે કૂપ બહોત,
ને વિસામો જો લેવો હોય તો તારેય પ્રાણ,
છે સ્થાન હજારો : નથી જ્યાં ધૂપ બહોત.

*

છે જીવન અહીં કુમ્હાર યાને કે કુંભારનો ચાક,
નીરખી આંખે છે હેરાન, પરેશાન છે વાક;
ક્ષણભંગુર છે જાન, માલ – યાને મિરાત,
કે 'રીલ' જાય છે ઊછળતી ગરતી જાય છે ત્રાક!

*

સૌન્દર્ય-માધુર્યની ચોમેર છે ભરમાર,
કોઈની ચર્ચા નથી, તેમ નથી કો ચકચાર;
મોંસૂઝણું છે, યાને ભળકડું યાને પરોઢ,
આનંદ બસ આનંદ ચારેકોર ચિક્કાર.

ગઝલ / રતિલાલ 'અનિલ'

આ શોક જેવા હાસ્યની છાયા ઉદાસ છે,
સમજી ગયો છું, આપની માયા ઉદાસ છે.

ગંભીર કે પ્રસન્ન નથી વિશ્વનું સ્વરૂપ,
પાગલ હસી રહ્યા અને ડાહ્યા ઉદાસ છે.

માનવ ને પ્રકૃતિની શું મોસમ અલગ અલગ ?
અવસરને ટાંકણે જ કાં દુનિયા ઉદાસ છે !

મારી, તમારી લાગણીમાં એ નહિ વહે,
વ્હેતા નથી આ વિશ્વના ધારા, ઉદાસ છે !

તોફાનમાં નજીક, દૂર, આવતાં, જતાં,
શાંતિ મળી તો સાવ કિનારા ઉદાસ છે !

ભાવિ પ્રસન્ન એમને દેખાય શી રીતે ?
ઇચ્છાયે શાંત છે અને આશા ઉદાસ છે.

આખો દિવસ ગયો, ન ખબર એની કંઈ પડી,
પણ એની જાણ થૈ ગઈ, સંધ્યા ઉદાસ છે.

કોને કહું કે હોય છે એ મૂગી બંદગી ?
હા, એટલું ખરું કે આ ભાષા ઉદાસ છે.

ચંચળ, દીવાની જ્યોતનો પડછાયો છે પ્રસન્ન,
થીજી ગયા છે એમની છાયા ઉદાસ છે.

કલરવથી ગુંજતા હતા દિવસે અતિ 'અનિલ'
રાત્રીની શ્યામ છાંયમાં માળા ઉદાસ છે.

## ત્રણ સૂર્ય કાવ્યો / સંસ્કૃતિરાણી દેસાઈ

### સૂર્યો જ સૂર્યો

૧

ખટખટે છે આંખોથી, મારા વહાણુનો સઢ.
દરેક આંખ ખેંચવા મથે છે એને પોતાની દિશામાં.
વહાણુ ફર્યા કરે છે, ક્યારનું વર્તુળાકારમાં.
કોણ જાણે કેમ
આંખોએ સાથે કામ કરવાનું નક્કી કરીને
વહાણને પૂરપાટ દોડાવ્યું એક નિશ્ચિત દિશામાં
ને ખોલી નાખી ક્ષિતિજની ભોગળ
ક્ષિતિજને પેલે પાર સૂર્યનું નગર.
આપણા સૂર્ય જેવા જ
સૂર્યો જ સૂર્યો.
ભોગળ વાસવાનું ભૂલતાં,
છૂટ્યા સૂર્યો
ને ભાગ્યા ક્ષિતિજની આ પાર!
બધા સૂર્યો જુદા જુદા સમયે ઊગે
ને જુદા જુદા સમયે આથમે
આપણે કયા સૂર્યને માનવો?

### મૂળ સૂર્ય

૨

એક દિવસ આપણા ખરા મૂળ સૂર્યને
ચોરી ગયું કોઈ.
ખૂબ હોશિયાર હશે એ ટોળી

વ્યવસ્થિત ઘડી કાઢી હશે એમણે યોજના,
કારણ સહેલું નથી આ કાર્ય.
મૂળ સૂર્ય તો ચોવીસ કલાક રહેતો હતો આકાશમાં
ને લોકો પણ કરતા હતા કામ ચોવીસ કલાક.
પછી તો ખાસ તૈયાર કરીને
શબ્દના સૂર્યને આકાશમાં ચડાવ્યો.
એ તો માનતો ન હતો
પણ ખૂબ વિનંતી કરી ત્યારે તૈયાર થયો.
પહેલાં તો ઝીણા નાનકડા પ્રભામંડળવાળો
ધુમ્મસિયો સૂર્ય બની શક્યો.
પણ પછી તો પાનો ચડાવી ચડાવીને શક્તિશાળી બનાવ્યો એને.
તોય ટેવ નથી ને પરાણે તૈયાર થયો છે
એટલે રોજ ઊતરી પડે છે આકાશથી
ને રોજ સવારે ફરી ચડે છે.
આપણે પણ કાંઈ કહેતા નથી એને.
આટલું તો કરે છે બિચારો.
બદલાયેલા સૂર્યને કારણે
લોકો પણ અડધો જ દિવસ કામ કરે છે હવે.
"થોડો આરામ તો જોઈએને!" કહેતા થઈ ગયા છે તેઓ.
કદાચ એ લોકોએ જ ભેગા મળીને
મૂળ સૂર્યને
છૂ નહિ કરી દીધો હોય ને?

## ૩

દરિયાદિલ સૂર્ય
લોકોને દુઃખમાં બળતાં ન જોઈ શકવાથી
કરોડો વર્ષોથી તેમનાં દુઃખ પોતાનામાં લેતો જાય છે
ને બળતો જાય છે પોતે જ,
એ આશાએ કે બધા લોકો દુઃખ વગર આનંદથી રહી શકે.
કરોડો વર્ષો પછી પણ
પૂરાં નથી થયાં હજી લોકોનાં દુઃખ,
ને સૂર્ય તો હવે
માત્ર એક સળગતો ગોળો જ બની ગયો છે,
આગ સિવાય તેનામાં હવે બચ્યું નથી બીજું કશુંય.
એની મા રાત, રોજ એની ગરમી દૂર કરવા,
એને ટાઢો પાડવા કરે છે ખૂબ પ્રયત્ન,
ને સૂર્ય સૂઈ જાય છે રાતના ખોળામાં.
આખી રાત માંડ થોડી ટાઢક વળે છે સૂર્યને
ત્યાં તો સવારે લોકોનાં દુઃખ ફરી પાછો પોતાનામાં લઈ
ભભૂકી ઊઠે છે નવી આગથી બપોર સુધીમાં—
ને સાંજથી એને ફરી પાછો ઠંડો પાડવા મથી પડે રાત,
ત્યારે માંડ થોડી ટાઢક વળે છે સવાર સુધીમાં.
સવારે પાછો....
આટલાં વર્ષોથી આપણાં માટે ભડકે બળતા
આપણા લાડકા સૂર્ય માટે
શું આપણે કંઈ નહિ કરીએ? □

ડૉલર / ચંદ્રેશ્વર અનુ. માયાપ્રકાશ પાંડેય

મારા દરવાજે ચોંટયો છે
ડૉલર
સાથિયાની જેમ!
સવારથી સાંજ સુધી
ઘેર આવતાં-જતાં
નમાવવું પડે છે
માથું
વારંવાર
ડૉલરની સામે!
રાતે સમણાંમાં
અનોખી દુનિયામાં લઈ જાય છે
ડૉલર,
જાગ્યા હોઈએ ત્યારે
રસોડાના ઉંબરા ઉપર
પાણીના ઘડા ઉપર
મારા ફાટેલા ખિસ્સામાં
મારી કલમના છેડે
દરેક જગ્યા ચિડાવતું
દેખાય છે
ડૉલર!
ક્યાં છો મારી કામધેનુ
ક્યાં છો મારા કલ્પવૃક્ષ
આવો – આવો
મને મુક્ત કરો
બસ હવે અમને જરાય સારું નથી લાગતું
ડૉલરનું મોઢું!

## લાજ / મણિલાલ હ. પટેલ

'મારા અનુપમનું આયખું અજવાળે એવી વહુ લાવવી છે...' રમાબહેન સૌને કહેતાં ફરતાં. ખાસ તો મોટા મહેશની વહુનું અભિમાન અને અતડાપણું તથા આકરો સ્વભાવ ન વેઠાતો ત્યારે રમાબહેન કહેતાં: 'મારો મહેશ જરા ભોળો, નહિ તો એના બાપની આબરૂ ને પૈસાનું વહુ આટલું અભિમાન કેમની રાખે? એના બાપનો વૈભવ એ ભોગવે, મારા મહેશે તો નોકરી કરીને જ ઘર ચલાવવાનું ને!' દીકરા આપકર્મી સારા, મહેનતનો રોટલો મીઠો લાગે – મરનારા-(પતિ)નાં વેણ સંભારીને રમાબહેન નિશ્વાસ કે નિરાશાને મારી હટાવતાં. તોય સ્ત્રીનો સ્વભાવ તે મનોમન છણકો કરતાં જાતને કહેતાં – 'દશ તોલા ઘરેણું વધારે લાવી હશે તોય મારા અનુપમને થોડું આલી દેવાની છે, તે પોમાઈ કરે છે? મારી બાઈ! પૈસાને તો અમારી પેઢીએ કૂતરાંએ ય નથી સૂંઘ્યા...'

બાપીકી મિલકતનાં બે મોટાં ઘર ને જમીન પણ સારી હતી. અનુપમ ભણીને હાઈસ્કૂલમાં માસ્તર થયો ને મોટી વહુ મંદાએ જુદા થવાનો ઉપાડો લીધો. રમાબહેન તો છક થઈ ગયાં. પણ ઘરની વાત બહાર ન જાય માનીને જુઆરું કર્યું. બંનેનાં પડખે પડખે મકાન. જમીન બંને ભાગે ખેડાવે – પોતપોતાની મરજી પ્રમાણે. રમાબહેને અનુ-પમ જોડે જ રહેવાનું હોય ને! આમેય અનુપમનું લગન લેવાનું બાકી હતું અને આ મલકનો એવો વણલખ્યો રિવાજ કે બાપ મોટા ભેગો રહે ને બા નાના સાથે. બાપા તો છૂટી ગયા હતા. રમાબહેનને થતું: 'છૂટયા, મંદાનાં વડચકાં મારાથી દીઠાં ના જાત અને... અરે,

મારો અનુ અમને બેઉને રાખત જ ને! પણ મારાં એવાં ધનભાગ્ય ક્યાંથી કે—'

'ગયું એ ગયું. હું પ્હાડ જેવી છું. મને બધુંય આવડે છે. અનુની વહુ તો એવી લાવું કે ઉંબરે ઊભી હોય તો ઓરડા એના અજવાળે લીંપાઈ જાય...'

રમાબહેન સાચાં પડયાં.

સાદ-વા છેટે બાજુના ગામ આનંદપુરામાં અનુપમનું લગ્ન થયું. વહુ પ્રજ્ઞાએ ઘર સંભાળ્યું. એનાં રૂપગુણ જોઈ ગામ મોંમાં આંગળાં નાખી ગયું. રમાબહેન કહેતાં—

'જેવી રૂપાળી છે એવી ગુણિયલ પણ છે. આવતાંવેંત એણે જે ભાતે ઘર ગોઠવ્યું છે. હું તો કહું છું કે આબરૂ ને પૈસો તો આછકલાઈ લાવે છે, ખરી વાત તો છે સંસ્કારની. સંસ્કારથી કશું ચડિયાતું નથી...'

'વહુ તો દેશ—દેશાવરમાં શોભે એવી છે—' કોઈ કહેતું, તો રમાબહેનને ઓછું આવી જતું: 'આપણા બાપદાદા ક્યાં દેશાવરમાં પેદા થયેલા હતા? ને ત્યાંય શું લાડવો દાટયો છે, બૈ! લોકોનાં જૂઠાં વાસણ ધોવાનાં, મજૂરી કરવાની — આ અહીં કામવાળાં કરે એવી સ્તો! એ તો નામ મોટાં ને દર્શન ખોટાં-વાળી વાત છે. બાકી પાટીદારની ન્યાતમાં જન્મ્યાં તે ભલું આપણું ખેતર ને ભલી આપણી જાત. ઘર ને વ્યવહાર સચવાયાં તો એ જ મોટો દેશાવર છે...'

પ્રજ્ઞાને પણ સંતોષ હતો. અનુ, સામા ઘરવાળો ચતુર અને એ બધાં બારમા સુધી તો એક નિશાળમાં ભણેલાં, સાથે થોડીઘણી મસ્તીય કરી હશે. પ્રજ્ઞાને અનુ તથા ચતુર બેઉ જોવા ગમતા. પણ પછી તો પોતે ભણી ન શકી. બાપાનું છોકરીઓવાળું ઘર અને ચરોતરનાં દહેજદાપાં. મોટી બહેનોને પરણાવતાં પૂખાવતાં બાપા ખાલી થઈ ગયેલા. લગન વખતેય એણે પોતાની પસંદગીના

એટલે જે ઓછામાં ઓછું દહેજ માગે એ જ એની વરણી એવું બાપાને કહી રાખેલું.

'પોતાને પસંદગી કરવાની આવી હોત તો? એ અનુને પસંદ કરત કે જરા છેલછબીલા લાગતા બટકબોલા ચતુરને કે પછી ત્રીજો જ કોઈ દેશાવરેથી આવેલો વસી જાત મનમાં?' પ્રજ્ઞા સામે બારણે ચતુરને જોતી ત્યારે મનમાં વિચાર આવી જતો. ચતુર બેંકમાં નોકરી કરતો. અનુ સ્કૂલ અને ટ્યૂશનો માટે સવારથી જતો ને છેક સાંજે પાછો વળતો. ક્યારેક તો રાતના નવ વાગી જતા... પ્રજ્ઞાને એકલું લાગવા માંડતું.

પ્રજ્ઞાનાં વધારે પડતાં વખાણ થતાં તો રમાબહેનથી હવે વેઠાતું નહોતું. શરૂમાં એમને થતું કે વહુને કોઈની નજર લાગી જશે. પણ હવે તો કશોક છૂપો ડર લાગતો'તો... ફડક રહેતી'તી કે ક્યાંક વખાણેલાં વેણ પાછાં—, રમાબહેન આવો વિચાર આવતાં જ ઊભાં થઈ જતાં, કંઈક કામે વળગતાં. તો પ્રજ્ઞા આવીને એમના હાથમાંથી કામ લઈ લેતી: 'મા કરતાં વધારે વહાલાં છો સાસુમા તમે. તમારા ખોળામાં માથું મેલીને રડવા મળે તો એય જીવતરનો લહાવો માનું...'

'રડે મારી બલારાત! બેટા, તારે શું દુઃખ છે તે રડવાનું સંભારે છે?' કહેતાં રમાબહેનને થતું કે 'પ્રજ્ઞાને અનુ સાચવી શકતો નથી, મોડો આવે છે, કદાચ પ્રજ્ઞાને એનું દુઃખ... કે પછી પરણ્યાનાં પાંચ થયાં તોય પેટ મંડાતું નથી એનું — ના રે ના, પોતાને પેટેય મહેશ પાંચ વર્ષે કેડયે જ આવેલોને. ઉપરવાળાને ત્યાં દેર છે અંધેર નથી, એમ તો સાવ...' ગમેતેમ મનને પટાવતાં હોવા છતાં રમાબહેન સભાન થઈ ગયાં હતાં એ નક્કી. હવે તો એમણે મનોમન બાધા-આખડીઓ માનવા માંડી હતી.

પ્રજ્ઞાનું ડિલ વધારે ઊઘડયું હતું. હવે તો એ અત્યંત સંમોહક લાગતી હતી. એની ગોરી કાયા ને નમણો કોમળ ચહેરો. જોનારને

ઘડીભર થંભાવી દે એવાં નીખર્યાં હતા. સામે ઘેર ચતુર દાતણ કરતાં કરતાં પ્રજ્ઞાની હરફર જોયા કરતો. ગૅલરીમાં કપડાં સૂકવતી પ્રજ્ઞાને સવારના તડકામાં ચતુર પોતાના ઓરડાની બારીમાંથી જોઈ રહેતો. એને થતું આ તડકો પ્રજ્ઞાની કાયામાંથી રેલાય છે કે શું? એનો આંખને આંજતો ચળકાટ, પોતાના ચહેરાને ભરી દેતી એ તડકીલી કાયાની આભા... ચતુર માત થઈ જતો, દિલમાં જાણે લોહી ફેણ માંડતું હોય એમ થઈ આવતું...

પ્રજ્ઞાને અનુપમ પરણી લાવ્યો ત્યારે કોક કોક વાર તો આધેડ વયના પણ મજાકમાં કહેતા: 'અનુ માસ્તર ટૅક્સી લઈ આવ્યા છે ટૅક્સી! પેટીપૅક!—' ને આ શબ્દો પ્રજ્ઞા સુધીય પહોંચ્યા હતા. પ્રજ્ઞાને થતું ચરોતરના પટેલો સુધરીને આટલે જ આવ્યા છે કે શું?

એક દિવસ ચતુરે પણ મજાકમાં પૂછેલું, 'પ્રજ્ઞાભાભી, અનુપમ ખેર, કહે છે કે ટૅક્સી લાવ્યા છે...?' ચતુર ક્યારેક અનુને ચીડવવા 'અનુપમ ખેર', કહેતો... 'જરા જોઈએ તો ખરા કે...'

'કેમ, બૅંકમાં છો એટલે માસ્તર મિત્રની મજાક કરો છો?' અધવચ્ચે વાત કાપતાં પ્રજ્ઞાએ જવાબ વાળેલો. થપ્પડ પડી હોય એમ ચતુર સહેજ ઝંખવાઈ ગયેલો. પ્રજ્ઞાના આગ્રહ છતાં ચા પીવા નહિ બેઠેલો એ. રમાબહેને ત્યારે વહુના કાનમાં કહેલું, 'વાંદરાઓને બહુ હેળવવા નહિ... આપણે કામથી મતલબ...'

કામ કરતાં કરતાં પ્રજ્ઞાના હાથ થંભી જતા. આજકાલ એને થતું કે સાસુબાના મનમાં ચિંતા પેઠી છે—દીકરાના ઘેર ઘોડિયું બંધાય એની. સાચી વાત છે. આજે છ સાત વર્ષ થયાં તોય પોતાનું પેટ તો— પ્રજ્ઞા પહેલી વાર સભાન બની હતી. અનુના મનમાંય બાપ બનવાના ઓરતા તો હોય ને!

તો પોતાને કેમ એવું થતું નથી કે... 'ના, પોતે મા બનવું જ જોઈએ, ના ચાલે.' પોતાને બાળકો ગમતાં નથી એવું થોડું છે કાંઈ! બહેનોનાં ભાણાને રમાડવા તો એ ઘણી વાર જાય છે...'

સાસુ એને સમજાવતાં રહે છે, 'સ્ત્રીનો અવતાર ભલે ગોબરો કહેવાય, બેટા! પણ એનાથી તો વંશ ટકે છે. એને રતનની ખાણ કહેનારે અમથી નથી કહી. સંતાન તો નારી ધર્મ છે. એક નાના છોડનેય ફૂલ આવે છે, ફળ બેસે છે... બસ, સ્ત્રીને એવો છોડ ગણી છે; તું તો વેલ છે બેટા! વંશવેલ! તારે કાલે અનુ જોડે દાક્તરને ત્યાં જવાનું છે...'

આંગણાની મધુમાલતીની વેલને પહેલી વાર ફૂલો બેઠાં હતાં, પ્રજ્ઞા એ શોભાને નીરખી રહી. વેલના પાંદડે પાંદડે એણે પ્રસન્નતા વાંચી. પવનમાં ફરફરતી એ જાણે પ્રજ્ઞાને વળગી પડવા માગતી ના હોય!

પ્રજ્ઞાના પાતાળમાં ઝરણું ફૂટયું હતું. એ હવે ધસમસવા લાગ્યું હતું. પછીતના લીમડાની ડાળે બપોરની કોયલ બોલતી હતી. પ્રજ્ઞાને લાગ્યું કે એ કોયલ એની છાતીમાં બોલી રહી છે. કોને સાદ દઈ રહી છે એ? બારી ખોલીને એ જોવા દોડી. અવાજ, કોઈ અગોચરમાંથી આવતો હોય એવો અવાજ આવતો હતો... પણ કોયલ કશે ભાળતી નહોતી.

બારમા ધોરણમાં ભણાવતાં સાહેબે કહેલું વાક્ય હજી એને યાદ હતું: 'વાંસળીએ મધુર અવાજ આપતાં પહેલાં વીંધાવું પડે છે...' પ્રજ્ઞામાં છટપટાહટ ઊઠી. એને વીંધાવું હતું, નવેસર વીંધાવું હતું... અંગેઅંગથી વીંધાવું હતું... જાણે હજી એ અખોટ હતી. એનાં અંધારાં પાતાળ હજી અકબંધ હતાં...

વંડી પર બુલબુલ જોડી સૂનમૂન બેઠી હતી. ને એક કાગડો લીમડાની ડાળે માળો બાંધવા મોટી મોટી સળીઓ લાવતો હતો. કાગડીને ઈંડાં મૂકવાની મોસમ હવે આવવાની હતી. અનુપમ ટ્યૂશનોમાં પડયો હતો.

રમાબહેનની આંખો જાણે પ્રજ્ઞાને કહેતી હતી: 'સ્ત્રી તો કુળનો દીવો કહેવાઈ છે, દીકરો આપે તે દીવો...' રમાબહેનની આંખોમાં

આંખ પરોવતાં પ્રજ્ઞાને હવે થોડો ડર લાગતો હતો. રમાબહેન માનતા-ઓ માનતાં હતાં, દવાખાનાં અને પરેજી... પ્રજ્ઞા માટે હવે એ જાગી ચૂક્યાં હતાં... પ્રજ્ઞા પણ નકોરડા ઉપવાસો ને નવરાત્રિ કરતી. રન્નાદે ને ખોડિયારની બાધાએ રમાબહેન સાથે જતી આવતી... પ્રજ્ઞાના બાપને બધી દીકરીઓ હતી, પાંચ બહેનો વચ્ચે સમ ખાવાય. ભાઈ નહોતો. પ્રજ્ઞા મૂંઝાઈ જતી, શું થશે?

અનુ વધારે અતડો અને ઉદાસ લાગે છે. રમાબહેન હસતાં રહેવા મથે છે; ઘરમાં વસવાટને સ્થાને જાણે સૂનકાર કેમ ભાસતો હતો? પ્રજ્ઞા કોને પૂછે? શું પૂછે? ક્યારેક એક ચકલો આવે છે ને પાછો ઊડી જાય છે.

છેલ્લી વાર તો ડૉક્ટરે પણ કહ્યું હતું: 'પ્રજ્ઞાબહેન, તમારામા કોઈ વાતે કસૂર નથી, જે છે તે અનુપમભાઈમાં–' ના, ના, પ્રજ્ઞા હાલી ગઈ હતી, ઊખડી ગયેલા ઝાડના જાળામાં એ તરફડતી હતી કોઈ કરોળિયાના જાળામા ભરાઈ ગયેલા પતંગિયા જેવી. કોણ કરોળિયો? શાની જાળ? પ્રજ્ઞા જાગી જતી ને પરસેવે રેબઝેબ હાંફતી. હાંફ બેસાડવા પાણી પીતી... રાતનો અંધકાર એને કંઈ શાતારૂપ લાગતો... પ્રજ્ઞા વિચારે ચડી જતી:

પુરુષને કોણ કહી શકે? આ વાતે કે તે વાતે, એ તો છુટ્ટો! બધો વાક સ્ત્રીનો. હાસ્તો, એ જ વાંઝણી કહેવાય, એ જ છપ્પર-પગી, નખ્ખોદનું કારણ ને અપશુકનિયાળ... એ સામી મળે તો કોઈને ગમતું નથી. સારા પ્રસંગે કોઈને એની હાજરી ખટકે, પુરુષની નહિ...

પ્રજ્ઞાના મનમાં અચાનક તાળો મળ્યો: 'સગી મોટીબહેને એને શુભ પ્રસંગે ના બોલાવી? કહે છે કાગળ લખેલો ના, ના,... જાણી જોઈને જ...' પ્રજ્ઞા વ્યગ્ર થઈ ગઈ... પહેલી વખતે અનુપમના ખભે માથું નાખીને એ રોઈ પડી.

સવારે, ઘણે દિવસે ચતુર આવે છે.

'કેમ, પ્રજ્ઞાભાભી! અનુપમ ખેર 'મારુતિ કાર' લાવ્યા છે તે ફેરવતાય નથી કશે... કોઈ ચોરી જાય એવો ડર છે કે શું?'

'કેમ, તમને પારકી મારુતિ ફેરવવાના અભરખા જાગ્યા કે શું?'

'ના રે ભાઈ! આપણે તો હાથ ફેરવવા મળે તોય ઘણું, છેવટે સામે બારણે હોય તો જોઈ જોઈનેય જીવ તો ઠારીએ કે નહિ?'

'ભાભી અમારાં જીવ ઠારતાં નથી કે શું?'

'એમને એમની લાયો ઓછી હોય તે વળી આપણી —'

રોજ દિવસ ઊગીને સામો થાય કે આ લાય અને લપ વળગે છે બધાંને... રાતની વાત તો એક પ્રજ્ઞાની જાત જાણે!

ક્યારેક કરગરતી હોય, ખોળો પાથરીને શુક્રના આછા અજવાળામાં કોક સંત-ફકીરને, ક્યારેક અકળાતો અનુપમ ધુત્કારે છે એને, ક્વચિત્ સાસુ રમાબહેન ઝૂંટની લે છે એની પાસેથી એમનો અનુપમ તો વળી કોઈ વાર એના ઊપસેલા પેટ પર ચતુર ફેરવતો હોય હાથ! આઘે આઘે છે એક નદી... એમાં વહે છે ભરપૂર પાણી. ...પોતાને તો જોઈએ છે એક ઘૂંટડો પાણી... ગળું ભીનું થાય તો ભયો ભયો! પણ રેનીનો પટ ખૂટતો જ નથી ને એક પછી એક આવ્યે જાય છે રેતીના ઢૂવાઓ...ને સંભળાયા કરે છે ખળખળતાં પાણીનો અવાજ... માત્ર અવાજ!

જેઠનાં છોકરાંને કચરો નહિ વેરવા, ગંદું નહિ કરવા કહ્યું પ્રજ્ઞાએ. એટલામાં તો તોબરો ચડી ગયો મંદાનો. પડોશણને કહેતી એ સંભળાવી રહી હતી પ્રજ્ઞાને; રમાબહેન પણ સાંભળતાં હતાં.

'કચરો પાડનારાં ને ગંદું કરનારાં તારા નસીબમાં ક્યાંથી? એક તો જણી જો તે ખબર પડે કે કેટલી વીસે સો થાય? લૂગડે કદી ડાઘ ના પડ્યો હોય – તે ખાલી ખોળો ત્યારે જ ને! ડાઘ પડાવવાય કિસ્મત જોઈએ, મારી બાઈ! બાકી ગામમાં ગધેડાંય ધોળાં હોય છે ને વગડામાં ધોળી કલેડીઓ ઘણી ઊભી છે... બાળત્રાના કામમાંય

આવે છે કાંઈ !'

એ સાંજે પ્રજ્ઞા રમાબહેનના ખોળામાં માથું મૂકીને મોકળે મને રોઈ... રમાબહેન એને પસવારતાં રહ્યાં...પ્રજ્ઞા કંઈક સ્વસ્થ થઈ...મોડી સાંજે પ્રજ્ઞાને વધારે મક્કમ જોતાં રમાબહેનનો જીવ હેઠો બેઠો હતો.

રમાબહેન વિચારતાં હતાં કે પ્રજ્ઞાને ઘરની બહાર હરવાફરવા દેવી. એથી એનો જીવ ફોરો રહે. હવે તો એ જ સામેથી કહેતાં હતાં, 'જાને વહુ સામે ઘેર, ટીવી જોજે ને ઘડી ચતુરની વહુ સાથે બેસજે... જરા પગ છૂટો થાય.' જેઠાણી – મંદાને જવાબ વાળવા — સાચ્ચોસાચ જવાબ વાળવા પ્રજ્ઞાના ભીતરમાં ધમસાણ ઊઠ્યું હતું. આંધીને રોકવી અઘરી હતી.

પ્રજ્ઞા ખેતરે જવા માંડી છે, સાંજે વાડીએ શાકપાંદડું લેવા નીકળે છે. આ ધરતીને કુંવારકા કહી છે... આ માટી કેવી તો ફળવતી છે! ખેડો, પાણી મૂકો ને વાવો એટલે ઊગી નીકળે કણેકણ... રોમેરોમ ઊગી નીકળે છે આ માટી. પ્રજ્ઞા હાથ ફેરવે છે શેઢાના ઘાસ પર. એને મન થાય છે આ ભર્યા ચાસમાં આળોટવાનું. બળબળતી ધરતી પર પડે વરસાદ ને ઊગી નીકળે અંદરના અંધારામાં અંકુરો... અંકુરો!

એક સાંજે અચાનક પાસેની વાડીએ ચતુરને જોયો. ઓહ! એય આવે છે રોજેરોજ? પૂછ્યું –

'હા, ભાભી! કોઈના દુઃખમાં ભાગ ના પાડી શકીએ, ને જોયા કરીએ – અંદર અંદર બળ્યા કરીએ એનાથી તો આ ખેતર શેઢે બેસી રહીએ ને જીવ ઠારીએ...' ચતુર હજી જરાય બદલાયો નહોતો!

'આવો, આ બાજરી કેવી મદે ચડી નેઘલી છે એ તો જુઓ...' કહેતાં પ્રજ્ઞા શરમથી લાલ લાલ થઈ ગઈ... પાસે પહોંચેલા ચતુરને એ પછી પ્રજ્ઞાએ કશું કહેવાનું રહ્યું નહોતું...'અનુપમ ખેરની મારુતિ કાર!...' વળતી વાટે ચતુર કોઈ જુદી જ દુનિયામાં ખોવાઈ ગયો હતો...

બેએક માસ વીત્યા ત્યાં તો રમાબહેનનો હરખ સમાતો નહોતો...

વહુને સારા દિવસો આવ્યા હતા. ત્યાં જ દીકરા અનુપમના સ્કૂટરને અકસ્માત નડ્યો. રમાબહેનને ફાળ પડી. સૌ દવાખાને પહોંચ્યાં... ચતુર લોહી આપવા માટે જાણીતો. ખબર મળતાં આવી પહોંચેલો. બંનેનું બ્લડગ્રૂપ મળતું આવ્યું. ચતુરના લોહીના બાટલા અનુપમને ચડતા હતા... હવે એ ભયમુક્ત હતો. બધાં ઘરે આવ્યાં ત્યારે રમાબહેન ચતુરનાં ઓવારણાં લઈને આનંદથી કહેતાં હતાં: 'દીકરા! તેં તો મારા કુળની લાજ રાખી છે લાજ!' ત્યારે દિયરની ખબર જોવા આવેલી મંદા સામે જોઈને પ્રજ્ઞા મરક મરક હસતી હતી. અને ચતુર કૂંડાના ગુલાબના છોડની પહેલવારકી કળીને ઊઘડું ઊઘડું થતી જોઈ રહ્યો હતો... ▣

૨૮-૪-૯૩

ભાત / રતિલાલ 'અનિલ'

લાગણીના લોઢ ને પછડાટ ક્યાં?
ભાવની ભરતી હવે તો ઓસરી;
આજ તો આશ્ચર્યથી નીરખી રહ્યો:
ભાત કાંઠા પર અહો, કેવી પડી!



જુલાઈ
૧૯૯૩

જયંત પાઠક
યોશિયા હિરોશુ/પવનકુમાર જૈન
શિરીષ પંચાલ
રતિલાલ 'અનિલ'
અસ્ગર ગોંડવી
રતિલાલ 'અનિલ'
જયંત પાઠક
રતિલાલ 'અનિલ'
તૈયબ સાલેહ
રમાનાથ રાય
નરોત્તમ પલાણ
મંગલેશ ડબરાલ

# કંકાવટી

જુલાઈ ૧૯૯૩

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૪૨ : અંક ૪૦૩ : મૂલ્ય : ૪ રૂપિયા**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.


**વાર્ષિક લવાજમ**

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂા. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મૅગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર. આર. રૂપાવાળા, કંકાવટી, ૨૪ રીવર બૅંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સૂરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

*


તંત્રી–મુદ્રક પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

માલિક : આર. આર. રૂપાવાળા

કંકાવટી, ૨૪, રીવર બૅન્ક સોસાયટી,

ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી

સૂરત –૩૯૫ ૦૦૯. ફોન નં. ૮૫૬૪૧

*

**પ્રકાશન સ્થળ** : ૨૪, રીવર બૅંક સોસાયટી, અડાજણ, પાણીની ટાંકી,

**સૂરત–૩૯૫ ૦૦૯**

• વ ...ાલય અજય એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ-૪

## છૂટવા વિશે / જયન્ત પાઠક

સંબંધો તાંતણાઓથી
બંધાયેલા તમે—
તમારે છૂટવું છે ને ?
તો
ધીરજથી ઉકેલો ને અળગા થાવ.
—તાંતણાઓ તૂટવાના નથી.
રૂપોની ભૂલભુલૈયાંમાં
અટવાયેલા તમે—
તમારે છૂટવું છે ને ?
તો
જરા કઠણ થઈ નજરને વાળી લો.
—આયનાઓ ફૂટવાના નથી.

## મારા પહેલા બાળકને

ચોશિયા હિરોશુ / અનુ. પવનકુમાર જૈન

તારા જન્મ પછી એકાદ જ
દિવસ થયો હશે કે
ગીધની જેમ તેઓ
આવી પહોંચ્યા, ઉઘાડતા અને વાસતા
એમની કાળા ચામડાની કોથળીઓને
પ્રવાસી વીમો વેચનારાઓ
(ભારે સરવા છે એમના કાન)
મેં આશ્ચર્ય બતાવ્યું ત્યારે
એમણે મલકાઈને જવાબ આપ્યો
'અમને ગંધ આવી હતી'

તારું કોમળ તન
હજી કેવું રૂપ ખીલવવું
એ ઠરાવી શક્યું ન હતું
ત્યારે એમાં
ઝીણું અમથું મોત
મેં ક્યાં રોપ્યું હશે ?
નક્કી એ મોતની ગંધ
પ્રસરવા માંડી હશે.

## કાવ્યયાત્રા / શિરીષ પંચાલ

વર્ષો પહેલાં 'ક્ષિતિજ'નાં પૃષ્ઠો ઉપર ગુલામ મોહમ્મદ શેખે સ્પેનિશ કવિ લોર્કાનાં કાવ્યોના અનુવાદ પ્રગટ કર્યા હતા. જો સ્પેનના કવિનું નામ ન હોત તો બહુ સરળતાથી કોઈ માની લે કે આ કવિતા તો સૌરાષ્ટ્રના કવિની છે. આ ભ્રમણા ઉપજાવવામાં સુરેન્દ્રનગર જિલ્લાના વતની ગુલામ મોહમ્મદ શેખ કારણભૂત હોઈ શકે પણ સાથે સાથે સ્પેનની અને ભારતની સંસ્કૃતિ વચ્ચેની સમાનતા પણ એટલી જ જવાબદાર સંભવી શકે. આજે આપણે યુરોપ અમેરિકાના સાહિત્ય સાથે જેટલો ઘરોબો રાખીએ છીએ એવો ઘરોબો લેટિન અમેરિકાના સાહિત્ય સાથે કેળવી શક્યા નથી પરંતુ જો હવે એ દિશામાં આગળ વધીએ તો આપણી કાવ્યયાત્રા વધુ પરિણામકારી નીવડે.

જેને આપણે કળામાં, સાહિત્યમાં આધુનિકતા કહીએ છીએ એના પ્રભાવમાંથી તો ભાગ્યે જ કોઈ દેશ મુક્ત રહી શક્યો હશે. સ્પેનમાં પણ આધુનિકતાનો પ્રભાવ પડ્યો પણ માઈગેલ ઉનેમુનો (૧૮૬૪–૧૯૩૭) જેવા કેટલાક કવિઓ આવ્યા અને તેમણે સ્પેનિશ સંસ્કૃતિની શોધ આરંભી. આધુનિકતાનાં સર્વસામાન્ય લક્ષણોની સાથે સાથે આ કવિઓએ નિજી સાંસ્કૃતિક પરંપરાઓની તપાસ આરંભી. તેમણે ફ્રાન્સ, જર્મની, ઇંગ્લૅન્ડ કે અમેરિકાના પ્રભાવનો અસ્વીકાર કર્યો નહિ, આવા અસ્વીકારનો એક અર્થ તો એવો થાય

કે સામે ચાલીને આપણે ક્ષિતિજોને વિસ્તારવાનું માંડી વાળવું. કોઈ પણ શાણો માનવી આવી શહાદત ન સ્વીકારે. એટલે એક બાજુએ આખા જગત સાથે તાલ મેળવતા રહેવું અને બીજી બાજુએ આપણી પોતાની બહુમુખી પરંપરામાં ઊંડે ને ઊંડે ઊતરતા જવું. એ જ રીત વડે વૈવિધ્ય, વ્યાપકતા અને ઊંડાણ પ્રવેશે.

સ્પેનમાં આવો એક કવિ થઈ ગયો જુઆં રેમોં ચેમેનેઝ. આ કવિએ અને તેમની પત્નીએ ભારતીય કવિ રવીન્દ્રનાથ ઠાકુરનાં કાવ્યોનો અનુવાદ પણ કર્યો હતો. એક પ્રતિભાશાળી કવિ બીજા પ્રતિભાશાળી કવિનો અનુવાદ હાથ ધરે એ જ એક મોટી ઘટના ગણાય. સાથે સાથે એમના વિશે બીજી બે મહત્ત્વની ઘટનાઓની નોંધ ઇતિહાસ-કારો લેતા રહ્યા છે. એક ઘટના : આધુનિકતાના પ્રભાવમાંથી ચેમે-નેઝે સ્પેનની કવિતાને મુક્તિ અપાવી. આનો અર્થ એ નહિ કે આધુનિકતાનો પ્રભાવ ખરાબ હતો, આધુનિકતા વિના તો કોઈને ચાલે નહિ પણ એક તબક્કો એવો આવે જ્યારે એને ફંગોળીને આગળ વધવું પડે. એટલે આ કામગીરી ચેમેનેઝ બજાવે છે. બીજી ઘટના : નવયુવાન કવિઓને હમેશાં પ્રોત્સાહન તે આપતા રહ્યા અને સાહિત્યિક વાતાવરણને જીવંત રાખ્યું. કળાના—સાહિત્યના ઇતિહાસો હમેશાં કહેતા આવ્યા છે કે કોઈ એક વ્યક્તિને કારણે સાહિત્યિક ક્રાંતિ જન્મે ખરી પણ બીજાઓના સહકાર ન હોય તો એ ટકે નહિ.

૧૯૫૬ માં નોબેલ પારિતોષિક મેળવનાર આ કવિની રચનાઓ અંગ્રેજી ભાષા બોલનારાઓમાં ઓછી જાણીતી હતી. ૧૯૦૭–૧૯૧૬ના ગાળામાં ચેમેનેઝે 'પ્લેટેરો એન્ડ આઈ' નામનું બહુ જાણીતું ગુચ્છ રચ્યું. તેમાંથી બે રચનાઓ આરંભે જોઈએ. શીર્ષક છે 'પાર્સલિ ક્રાઉન.'

'ચાલો જોઈએ, ત્યાં સૌથી પહેલાં કોણ પહોંચી જાય છે?'

આગલા જ દિવસે વિયેનામાંથી પારિતોષિક રૂપે મળેલ પુસ્તક

ઇનામ તરીકે આપવાની મેં જાહેરાત કરી.

'ચાલો ચાલો વાયલિટના રંગબેરંગી છોડ આગળ કોણ પહોંચી જાય છે?'

બાળકોએ દોડવા માંડ્યું, પીળા સૂરજમાં ગુલાબી અને શ્વેતનો, આનંદથી ઊભરાતો કલશોર દોડયો. એકાદ ક્ષણ માટે તેમની છાતીઓના નીરવ દબાણે પ્રભાતે જન્માવેલા મૌનમાં ગામની ઘડિયાળના ધીમા ડંકા સંભળાતા હતા; નીલ કમળથી સમૃદ્ધ, પાઇન વૃક્ષોથી છવાયેલી ટેકરી પર ઝીણું ઝીણું ગાતો એકાદ મચ્છર, વહેળામાંથી આવતાં જતાં પાણી...બાળકો જ્યારે નારંગીનાં વૃક્ષો સુધી જઈ પહોંચ્યાં ત્યારે પાસે જ આળસ ખાતા પ્લેટરોને પણ આ રમતનો ચેપ લાગ્યો અને એ પણ તેમની સાથે દોડવા માંડયો. દોડમાં હારી ન જવાય એટલે ન તો તેઓ વિરોધ કરી શકયા કે ન હસી શકયા.

મેં પાછળ રહીને બૂમો પાડી: 'પ્લેટરો જીતે છે...પ્લેટરો જીતે છે.'

હા, બીજું કોઈ વાયલિટના છોડ આગળ જઈ પહોંચે એ પહેલાં જ પ્લેટરો ત્યાં પહોંચી ગયો અને રેતીમાં આળોટવા માટે ઊભો રહી ગયો.

બાળકો હાંફતાં હાંફતાં પોતાનો વિરોધ નોંધાવતાં બાંયો ચઢાવતાં અને વાળ સરખા કરતાં આવી ચઢયાં.

'એ રમતમાં ભાગ ન લઈ શકે, ન લઈ શકે. ના-ના...'

મેં એમને કહ્યું: પ્લેટરો સ્પર્ધા જીતી ગયો છે અને એને કોઈક ઇનામ તો આપવું જ જોઈએ. ઇનામ તરીકે જાહેર કરેલ પુસ્તક તો પ્લેટરો વાંચી શકતો ન હતો એટલે એ પુસ્તક તો બીજી કોઈ સ્પર્ધામાં આપીશું પણ અત્યારે તો પ્લેટરોને ઇનામ આપવું જ જોઈએ.

હવે પેલા પુસ્તકને અનામત રાખ્યું તેની ખાતરી થઈ ગઈ

નેએટલે તેઓ કૂદવા લાગ્યાં અને મોટે મોટેથી હસવા લાગ્યાં. 'હા... હા...હા.'

પછી મ મારા વિશે વિચાર કરતાં લાગ્યું કે પ્લેટારોને પોતાના પુરુષાર્થ માટે પ્રથમ ઇનામ મળવું જોઈએ અને મને મારી કવિતા માટે મળવું જોઈએ. ઝૂંપડાના બારણા પાસે એક બોક્સ હતું, એમાંથી મેં એક પાર્સલિનું ફૂલ કાઢયું અને તેનો મુગટ બનાવ્યો; તેના માથા ઉપર મૂકયો. કોઈ લેસિડેમોનિયમને મળેલા ઇનામના જેવું જ આ પહેલું ઇનામ હતું.'

આ રચનામાં વિનોદ, કટાક્ષનાં તત્ત્વ જોવા મળે છે, આ ગુચ્છના કેન્દ્રમાં છે પ્લેટેરો નામનો ગર્દભ. પણ અહીં માત્ર કટાક્ષ નથી; કવિ પોતાની જાતને ગર્દભની સાથે મૂકી આપે છે-એ નિમિત્તે પારિતોષિકોની પણ ઠેકડી ઉડાડી. યેમેનેઝ આટલી જ વિશેષતા પ્રગટાવતા નથી. કાવ્યનો પૂર્વાર્ધ ધ્યાનથી વાંચો. સંવેદનોનું એક સૂક્ષ્મ-સંકુલ વિશ્વ પણ સાથે સાથે પ્રગટે છે. આ સંવેદના અને ઉત્તરાર્ધની વિનોદસભર કટાક્ષ શૈલીનો સમન્વય કરવામાં તેમને સફળતા પ્રાપ્ત થાય છે.

અમેરિકાનિવાસ દરમિયાન તેણે કરેલી રચનાઓમાં 'ઓન ધ અધર શોર' જાણીતી થઈ છે.

'આખી રાત પંખીઓએ તેમના રંગ મારી આગળ ગાયા કર્યા છે. (ઊગતા સૂર્યોની શીતળ લહેરોમાં તેમની પ્રભાતી પાંખોના રંગ નહિ, આથમતા સૂર્યોના તિખારામાં તેમની સાંધ્ય પાંખોના રંગ નહિ, તેમની નિત્યજીવનની ચાંચોના રંગ નહિ—જે પર્ણ અને પુષ્પોના રાતે ઓલવાઈ જતા પરિચિત રંગો જેવા હોય.) બીજા રંગ— માનવજાતે સંપૂર્ણપણે ખોઈ નાખેલા પેલા આદિમ સ્વર્ગના રંગ, એ રંગોને પુષ્પો અને પંખીઓ ખૂબ જ સારી રીતે ઓળખે છે. સમગ્ર ભૂમંડળની આસપાસ ઊડતાં, સુવાસ પ્રગટાવતાં આવતાંજતાં પુષ્પો અને પંખીઓ. માનવ પોતાનાં સ્વપ્નોમાં જે સ્થિર સ્વર્ગની

યાત્રા કરે છે તેના બીજા રંગ. આખી રાત પંખીઓએ તેમના રંગ ગાયા કર્યા છે. આ બીજા રંગ તેમનાં અન્ય જગતમાં છે અને રાતે તેઓ એને લઈ આવે છે. મેં જોયું છે કે કેટલાક રંગ તો પૂરેપૂરા જાગ્રત હોય છે અને તે ક્યાં છે તે હું સારી રીતે જાણું છું. રાતે મારી આગળ ગાવા માટે આ પંખીઓ રંગો ક્યાંથી લઈ આવ્યાં છે તે જાણું છું. હું જાણું છું ક્યાંથી લાવે છે, પવન અને સમુદ્ર-તરંગો પર થઈને તેઓ મારા રંગ મારી આગળ ગાવા માટે આવ્યાં છે.'

કવિ રાત્રિની એક અનુભૂતિનું વર્ણન આપણી આગળ કરે છે. પણ પંખીઓનું કૂજન સાંભળવાને બદલે તે તેમના રંગ (તે પણ રાત્રિના અંધકારમાં) સાંભળે છે. એક વિગત યાદ રાખવાની છે. કવિએ અમેરિકામાં રહીને આ રચના કરી છે. પાછળથી અમેરિકા ત્યજીને વતન ચાલ્યા ગયેલા આ કવિ ભૂતકાળ રતિ અને વતન-રતિ અનુભવે-છે. એટલે અહીં ગીત ગાતાં પંખીઓ પોતાના વતનનાં પંખીઓ છે એમ જાતને દૃઢતાથી મનાવી તેમની સાથે એકરૂપતાનો અનુભવ કરાવે છે. કાવ્યને બીજી વાર વાંચીએ ત્યારે સ્પષ્ટપણે ખ્યાલ આવી જાય છે કે આરંભે કવિ પંખીઓના – એટલે કે ઇતરના–રંગોની વાત કરે છે અને કાવ્યના અંતે પંખીઓના રંગ મારા રંગમાં રૂપાંતરિત થઈ જાય છે. વળી પંખીઓ જે રંગની વાત કરે છે તે તો આદિમ કાળથી ચાલતા આવ્યા છે. એટલે સમયના એક દીર્ઘ પટમાં કવિ આપણને મૂકી આપે છે.

કવિ આરંભે જે રંગોનો અસ્વીકાર કરે છે એ તો પ્રકાશ વિલાઈ જતા ઝાંખા પડતા રંગો છે. નકારનો અન્વય જે રીતે પુન-રાવર્તિત થાય છે તે જુઓ. એનાથી એ નકાર કેટલો બધો ઘુંટાય છે. પણ જે રંગોનો સ્વીકાર કરે છે એ છે ભૂતકાળના રંગ–જેનાં મૂળિયાં પોતાના વતનમાં છે; પંખીઓ મારી આગળ ગીત ગાય છે,

રંગ સંભળાવે છે. બીજાઓની આગળ આ રંગ ગાવાનો અર્થ નથી, કોઈ તેમનો મહિમા પામી શકવાનું નથી. પંખીઓ કવિ સાથે તાદાત્મ્ય અનુભવે છે અને કવિ પંખીઓ સાથે. કવિ તો સમગ્ર ભૂમંડળમાં ઘૂમતાં પંખીઓ અને પુષ્પોનો નિર્દેશ કરે છે. પુષ્પો ઊડયાં, પંખીઓ ઊડયાં અને એની સાથે કવિ. કવિને સાગરપારનો મહિમા વસ્યો છે. યેમેનેઝ આ રીતે રોમેન્ટિક શૈલીમાં આ વિલક્ષણ અનુભવને આપણી સામે રજૂ કરે છે.

હવે પછી આ જ કવિની બીજા પ્રકારની યાત્રા કરીશું. □

૨૭–૩–૯૩

## સાભાર સ્વીકાર

**અથતિ કવિ:** કાવ્યસંગ્રહ: રતુભાઈ દેસાઈ, પ્ર. મૃણાલ દેસાઈ, પાર્વતી, હનુમાન રોડ, વિલેપાર્લે, મુંબઈ–૫૭, મૂલ્ય: સ્વેચ્છાએ યોગદાન.

**સંસ્કૃત સુભાષિત:** મૂળ અને અનુવાદ: ભાઈશંકર પુરોહિત, પ્ર. જમનાબાઈ નરસી આ ટ્રસ્ટ, નરસી મોનજી ભવન, એન. એસ. રોડ નં. ૭, જે. વી. પી. ડી. સ્કીમ, મુંબઈ–૪૦૦ ૦૪૯, અમૂલ્ય

**સાત સૂકાં પાંદડાં:** ગઝલસંગ્રહ: રશીદ મીર, પ્ર. ઋચા પ્રકાશન ૧૫૫, સબીના પાર્ક, જે. પી. નગર પાસે, આજવા રોડ, વડોદરા–૩૯૦ ૦૧૯, મૂલ્ય ૩૦ રૂપિયા.

## સૂકી નદીને કિનારે.... / રતિલાલ 'અનિલ'

વર્ષાઋતુ છે. ત્યારે આંખ સામે ઊંચો, ઊંચો ગિરનાર હતો હવે એક પા તાપી અને બીજી બાજુ ઊંચેરું ટાવર–બિલ્ડિંગ છે. ગિરનારમાં વર્ષા તો સાપ, વીંછી, રંગબેરંગી પતંગિયાંનાં ઝુંડ, રંગીન પીંછાં અને રંગીન ચાંચવાળાં નવાં નવાં પક્ષીઓનું આગમન, બપૈયાનું અહોનિશ 'પિહૂ તું...' હાલાં, કાબર તો ખરાં પણ કાગડો પૂરો નાગરિક તે જંગલમાં શેનો દેખાય? અને ઊડે ત્યારે હવામાં મોટું મોજું ફેલાવતો પેલો મોર અને એનું ટેહૂક...વૃક્ષો અને બસ વૃક્ષો, સાગી વૃક્ષો પાછળ અડાબીડ ઊગેલાં પણ અમારા નાનકડા વાસ આસપાસ ફળાઉ વૃક્ષ અને સરુ પણ ખરાં. એ સહુને કારણે તો જંગલમાં હોવા છતાં, સાગરકાંઠે બેઠા હોઈએ એવી અનુભૂતિ થાય. ઘાયલ કહે છે, વસ્તી વસ્તી જંગલ જંગલ એવું. જંગલમાં જેટલી વસ્તી વૃક્ષો, પ્રાણી, પક્ષી અને શરીરે ચાલનારા જીવોની એટલી આ શહેરમાં સૌરાષ્ટ્રના લહેજામાં કહું તો નર્યા માણસો ગુદાણા છે... માણસો...

કેવી હતી એ આંખની મિજબાની! ગિરનારના કાળા પથરાનો વિસ્તાર બાદ કરો તો આખો ગિરનાર લીલો કુંજાર. શિખર સાથે ટકરાતાં અને શિખર માથે મોટા પાઘડા જેવું બેઠેલું સફેદ વાદળું ... વરસાદ પડે છે કે દોડે છે – એવો પ્રશ્ન થાય, કારણ કે સાગનાં સૂપડાં જેવાં મોટાં બરછટ પાંદડાં પર પગ મૂકતો પેલે છેડેથી દોડતો આવી આ છેડે પહોંચી જાય ત્યારે આ વરસાદનેય શું પગ આવ્યા

– એવું આશ્ચર્ય થાય. સ્થિર વરસાદ પડે એની વાત જુદી છે, પણ પવન સાથે ઝાપટું દોડયું આવે, સાગનાં પાંદડે પાંદડે પગ મૂકતો વરસાદ દોડયે જાય ત્યારે પવન અને ફોરાંને કારણે ઊંચાંનીચાં થતાં પાંદડાંમાં પવન અને વર્ષાના પગ દેખાય. શહેરમાં આવ્યા પછી અનરાધાર, ગાંડોતૂર એ શબ્દો કે વરસાદના ઓળખ શબ્દો ભૂલી ગયો છું. વર્ષા અટકી ગયા પછી સાગનાં મોટાં મોટાં પાંદડેથી લસરી લસરી ટપ્પ કરતાં જમીને પડતાં ટીપાંનો ચાલુ બોલાશ તો ક્યાં સુધી રહે. હોલા જેવાં ભગત પક્ષીઓ જીવડાં નહિ ખાતાં હોય, પણ મેં જોયું કે રંગીન પીંછાં અને રંગીન ચાંચવાળાં પક્ષીઓ માળાં માંસાહારી છે...આમ તો શહેરમાં હતો, પ્રકૃતિ કે પ્રકૃતિ તત્ત્વો વિશે સાવ અજાણ ઉદાસ હતો, તોયે ત્યારે દોઢ લાખની વસ્તીમાં ઘર પાછળ વાડા અને વાડામાં વૃક્ષ જેવું હોય, વર્ષાનાં પાણી ભરાય અને ડ્રાઉં ડ્રાઉં થયા કરે, ભીની રાત્રીમાં એમનું એકધારું ડ્રાઉં ...ડ્રાઉં... સંભળાય, પણ રાતના નવ દસ પછી તો ઘોંટી જવાનું. મીરાંના 'દાદુર, મોર, પપીહા બોલે' એ પંક્તિનો સાક્ષાત્કાર મેં ગિરનારમાં કર્યો. મોરલા વિશે કહેવાય છે: 'આવડું તે નામ ક્યાંથી લાવ્યો!' 'દાદુર!' કેવું બોલવું ગમી જાય એવું નામ છે. દેડકો તો મારી સ્મૃતિમાંથી કૂદકા મારીને દૂર ચાલ્યો જાય છે, પણ દાદુર બસ, ચિત્તસરસો રહેતો શબ્દ છે. ગિરનારમાં રહેઠાણની નજીક પાણીની નેળ અને પાણીનું ખાસ્સું રોકાણ. રાત્રી નીરવ બને અને પછી સેંકડો દાદુરોનું ગાન શરૂ થાય! જળતરંગમાં શું ખૂટે છે એ શોધી કાઢવું હોય તો હજારો દાદુર વસતાં હોય એવા ભર્યાં-ભર્યાં તળાવ જેવા સ્થાનની પાસે વરસાદની રાત્રી ગુજારો તો ખ્યાલ આવે.

આ મેઘ વિશ્વવાસી કે વિશ્વપ્રવાસી હોય તોયે મને તો એ ડાંગના જંગલનો આદિવાસી રાજા જ લાગે છે. એનું આદિમ રૂપ અને એનો આદિમ સ્વભાવ એણે છોડયાં નથી, જો કે એનું રૂપ અને સ્વભાવ શહેર-

માં આવતાં બદલાઈ જાય છે, છતાં કોઈક વાર તો એ પોતાનો આદિમ અસ્સલ સ્વભાવ પ્રગટ કરે જ છે. માંડવીના જંગલ આસપાસ રહેતા આદિવાસીઓ સાઠેક વર્ષ પર શહેરમાં ભાતીગળ વેશે ઘેરૈયા થઈને નવરાત્રીમાં આવે, તેઓ કૂદે અને હીંચ લે, હેલારા જેવો એક સાથે દેકારો બોલાવે, એ આદિમ જુસ્સો હવે તો માત્ર સ્મરણ બની ગયાં છે, તે યાદ રહ્યાં છે તે પણ આદિમ સ્વભાવ અને સ્વરૂપના બોધને કારણે. એ જોમ, અને ઠેકા, એ હીંચ ગિરનારમાં ખાસ જોઈ, સાંભળી, અનુભવી તે એવી કે આજે ય આ અક્ષર પાડવા સુધી પહોંચે છે. 'હેલી' શબ્દ નાનપણમાં સાંભળેલો જ નહિ, ત્રણ ત્રણ દિવસ ઘરવાસ સેવી હેલી અનુભવેલી. છ ફૂટ ઊંચા ઓટલાની કિનારે પહોંચવા મજાનાં હેલારા મારતાં વરસાદનાં પાણી ભરાય, શહેરનો નીચાણે આવેલો વિસ્તાર એટલે...હવે ક્યાં છે એ હેલી! તાપીની ત્રણ ત્રણ મોટી રેલ જોઈ ચૂક્યો છું, પાણી, બસ પાણી જોયું છે નજર પહોંચે ત્યાં સુધી અને ગિરનારના ડુંગર પરથી પાણી ઊતરીને ઘર પાસેના વોંકળામાંથી પસાર થાય, વાંકાચૂંકા માર્ગે, કાળમીંઢ પથ્થરો સાથે અફળાતું ઝીંકાતું એનો ગજબનો શોર રાત રાત જાગીને સાંભળ્યો છે. ભાવનગરમાં યોજાયેલા જ્ઞાનસત્રમાં સૂરતથી અમદાવાદ ગુ.સા.પ.ના મેદાને પહોંચેલા. બસની રાહ જોતાં ત્યાં જમીન પર આડા પણ પડેલા, તે દરમ્યાન ઊભેલો, નજર સામે સાબરમતીનો મોટો સુક્કો પટ... મોઢામાંથી અનાયાસ સરનામું સરી પડયું : 'સૂકી નદીને કિનારે...' પાસે ભોળાભાઈ પટેલ ઊભેલા, તેમને વ્યંગ લાગ્યો તે કશુંક હાજરજવાબી બોલેલા તે સાંભરે છે... અમે ભરીભાદરી તાપી જોઈ છે, નર્મદા તો, ઓહો, એના વિશાળ પટને માણવા નજર નાની પડે, આ પાર્શ્વભૂ કે પૂર્વ સંસ્કાર સાબરમતીનો દેખાવ જોઈ બોલી ન ઊઠે : 'સૂકી નદીને કિનારે...' તાપીકાંઠે બેઠો આ શબ્દો બોલું છું. □

૨૩-૫-'૯૩

## ગઝલ / અસ્ગર ગોંડવી

ત્યાગ કામનાનો કર, મૂર્ત ઝંખના થઈ જા!
રાખ દૃષ્ટિ ઝાકળની, સૂર્યની પ્રભા થઈ જા!

માર્ગમાં મટી એના, ખલ્કની ન કર પરવા,
રૂપ પર નિછાવર થઈ, સૂર્યની પ્રભા થઈ જા!

પુષ્પ દલના પાલવ પર, રંગ થઈને રહેવું શું!
બાગની બહારોમાં, ખેલતી હવા થઈ જા!

તું પયામ છે એનો, તો પયામ શો તારો?
ગેબની તું વાણી છે, મૂક વેદના થઈ જા!

માનવી નથી સુણતા, માનવીની વાતોને,
કર્મને દઈ વાચા, દિવ્ય વારતા થઈ જા!

જ્યાં હૃદયની વીણાને, છેડતા હો એ પોતે,
પ્રાણ થઈ અજંપાનો, શૂન્ય ચેતના થઈ જા!

ક્ષુદ્ર તું નથી બિન્દુ, કિન્તુ છે અ-તટ સિંધુ,
આદિ થઈને ખુદ તારો, અંત બુદબુદા થઈ જા!

અનુ. અમૃત ઘાયલ

## ઉર્દૂ ગઝલનો સરળ કાવ્યાનુવાદ / રતિલાલ 'અનિલ'

વર્ષોની વાત છે. ત્યારે અમૃત 'ઘાયલ' યુવાન હતા અને ખાસ કરીને ટૂંકી બહેરની, વિશિષ્ટ લયની ટૂંકી બહેર છંદની ગઝલ એમના સૂરિલા કંઠે શ્રોતાઓને ડોલાવી મૂકે એવી રીતે, ભાવાનુકૂલ, કોઈ શે'ર તો મલાવી મલાવીને જાણે પંક્તિને લયદોરે ઝુલાવતા હોય એ રીતે ગાતા. મુશાયરો સમાપ્ત થઈ જાય, તે રાત્રે તો ઊંઘવાનું હોય નહિ, શ્રવણ બોધ ધ્વનિ અને અર્થ થઈને મનમાં ઘુમરાયા કરતો હોય. કેવળ કંઠના જોરે સામાન્ય કૃતિને યે સારી રીતે રજૂ કરીને સફળતામાં ખપાવી દેવાના પ્રયત્નો ય જોયા છે, પરંતુ એનો ધ્વનિ શ્રવણને સ્પર્શે છે, લય શૈલી મધુર, પ્રેરક હોય તો તેટલા પૂરતા તેના સંસ્કાર ચિત્તમાં થોડો સમય રહે છે, પણ કંઠ અને કવિતા – બંનેનો સુમેળ રચાયો હોય ત્યારે આખી ને આખી પંક્તિ આખો ને આખો શે'ર ચિત્તમાં જાણે હિલોળા લેતો રહે છે. એ જ અરસામાં ઘાયલે એક ટૂંકી બહેરની સરસ ગઝલ લખેલી અને તે એના યુવાન બળકટ પણ મધુરા સાદે ભાવને બરાબર હીંચકાવીને —હા, હીંચકાવીને ગાઈ હતી તેનો એક શે'ર તો આજે ય સાંભરે છે:

મારી દુનિયા, નોખી દુનિયા,<br>
વસ્તી વસ્તી! જંગલ જંગલ!

મેં કહ્યું કે હીંચકાવી, હીંચકાવી, મલાવી મલાવીને એ ગઝલ ગાઈ હતી, એની રચના યે એવી હતી, અડધી પંક્તિ જુઓ, મારી

દુનિયા, પછી આવે અર્ધી પંક્તિ! નોખી દુનિયા! એ આખી પંક્તિ બે ટુકડે દોહરાવે, હીંચતા હોય તેમ, એ શક્ય બન્યું પંક્તિને બે ટુકડે ગાઈ શકાય એ રીતે એની રચના થઈ હોવાને કારણે! કવિતા, કવિતા, કાવ્યત્વ, કાવ્યત્વની બૂમે તો ઊઠે છે ત્યારે રચનાકળા સાવ વીસરી જવામાં આવે છે. દરબારમાં બીડું ફરતું હોય, કોઈ એ ઉપાડે એની તીવ્ર આતુરતા હોય, એ બીડું એક ચા પીવાની રકાબીમાં મૂકીને ફેરવો તો કેવું અસંગત લાગે? 'કસબ' શબ્દની ગાળ ન આપો, વાસ્તવમાં એ રચના કળા છે, કવિ કાન્ત પાસે કાવ્ય છે, તો કાવ્યકળા યે છે. સંસ્કૃત વૃત્ત પણ તમે દેશી ઢાળ કે ગઝલી છંદની પંક્તિની જેમ સડસડાટ અને કડેડાટ બોલી જાઓ એવી કવિ કાન્તની કળાસાધના છે. એક પંક્તિમાં બે ત્રણ અલ્પવિરામ અને 'યે' જેવા પ્રયોગ કરી વળી પંક્તિનો અંત ગદ્યની પેઠે બીજી પંક્તિ સાથે અનુસંધાન ધરાવતો હોય તો એ છાપેલું કાવ્ય મૂગા મૂગા વાંચવા માટેનું છે, પાઠ કરવા માટેનું હોય છે. 'કસબ' કહીને ગાળ દેનારા ભૂંડા લાગે છે, ભૂંડા! નર્યો કસબ કોણ વખાણશે?

ઘાયલના એ શે'રમાં ચાર ટુકડા છે, દરેક ટુકડો છંદનો અડધો ભાગ છે. એ રીતે અટકીને ગાવાથી એનું ભાવસૌન્દર્ય રચનાકળાને કારણે હૃદ્ય બને છે. ગઝલ એ ગેય રચના છે એવું કદાચ ઘણા ગઝલકારો પણ ભૂલી જતા લાગે છે! કવિ પાસે કોઈક કૃતિ એના ચિત્તમાં ગેય રૂપે જ આવે છે. એવી કૃતિ ઓછી હોય છે એમ સ્વાનુભવે કહીશ, પણ કોઈ કોઈ કૃતિ એની ધૂન, એના લય સાથે જ શબ્દોમાં આવે છે. એનો પાઠ કરવો પડે ત્યારે લાગે કે આ બરાબર નથી, કંઠ પણ સામાન્ય છે, એને તરન્નુમમાં જ રજૂ કરવી જોઈએ – થોડા કાવ્યરસિકો સાખે આજે ઘાયલને સાંભળનારો, એમને સાંભળી ચૂકેલો બહુ મોટો વર્ગ ગુજરાતમાં છે. તેઓ જાણે છે કે, ઘાયલ તહેતુલ લફ્ઝમાં, અતિ પ્રભાવક રીતે ગઝલનો પાઠ કરે છે, એમ કહો કે પોતાની આગવી રીતે રજૂઆત કરે છે અને રજૂ કરેલી

ગઝલ જીવી જાય છે.

અમૃત ઘાયલે પેલી ટૂંકી બહેરની ગઝલ રચ્યાં પછી એક ઉર્દૂ ગઝલનો ગુજરાતી ગઝલરૂપે અનુવાદ કર્યો હતો. મોટે ભાગે કવિઓ પોતાની ખરી કમાણી બીજા કવિઓ સમક્ષ, કવિમિત્રો સમક્ષ પ્રગટ કરે છે. મુશાયરાના ઉતારે એ અનુદિત ગઝલ એમના કંઠે વારંવાર સાંભળી હતી અને એના ભાવ સૌન્દર્ય સહિત એની રચનાકળાને કારણે પણ હૃદયને સ્પર્શી હતી. અમૃત 'ઘાયલ'ના છેલ્લા કાવ્યસંગ્રહમાં બે બાબત ખાસ નોંધપાત્ર છે. એક તો એમાં ઉર્દૂની અનુદિત બે ગઝલ છે અને અમૃત ઘાયલે રચેલી બે ઉર્દૂ ગઝલ છે. બે અનુદિત ઉર્દૂ ગઝલમાંની એક તે અહીં રજૂ કરી છે તે કદાચ બચુભાઈ રાવત જીવંત હોત તો એમણે આ ગઝલ 'કુમાર'માં ઉતારી હોત, કારણ કે એ વાસ્તવમાં 'પ્રેરક' છે, એટલું જ નહિ, જીવંત પણ છે.

ઉર્દૂમાં ઇકબાલના આગમનની સાથે શાયરીમાં, ગઝલમાં પયગામ–સંદેશ પણ આવે છે, નર્યા બોધકરૂપે નહિ પ્રેરક રૂપે.

> ખુદી કો કર બુલંદ ઇતના કિ હર તકદીર કે પ્હેલે,
> ખુદા બંદે સે ખુદ પૂછે, બતા, તેરી રઝા ક્યા હૈ!

ઈકબાલનો મુખ્ય સંદેશ, અસ્મિતા, ખુદીનો છે. આ શે'રમાં કવિ કહે છે કે તારો સ્વ-ભાવ, સ્વકીય પિછાન, ઓળખ એટલી ઊંચી હોય કે, વિધાતા તારું ભાગ્ય લખતી વેળા પૂછે કે બોલ તારી શી ઇચ્છા છે? 'રજા'નો ભાવ તો એથી ય બળવત્તર અને ઊંચો છે. આમ ઇકબાલની સાને શાયરીમાં પ્રભાવક રૂપે પયગામ આવે છે, કહો કે એકંવારા સૂરે અને સ-ળં-ગ આવે છે, પરંતુ એ ધ્વનિ કંઈ ઉર્દૂથી સાવ અપરિચિત નહોતો. ઘાયલે અનુવાદ માટે પસંદ કરેલી ગઝલ એનું નમૂના રૂપ, સરસ ઉદાહરણ છે. પહેલા જ શબ્દો છે: 'ત્યાગ કામનાનો કર' એ નર્યા બોધક નથી નીવડતા કારણ કે છંદમાં પાઠ કરો ત્યારે એમાં રહેલો વેગ આપોઆપ પ્રગટ થાય છે. ગઝલમાં નાટકી વેગ એ નવી વાત

નથી, બલકે કલાપી બાલાશંકર જેટલી જૂની વાત છે. છતાં કલાપીના કેટલાક ઉદ્‌ગારો બહુ બળવાન છે – નાટકી નથી. ગયલમાં ઉદ્‌ગારોનું તત્ત્વ રહ્યું જ છે. એ સ્વને ઉદ્દેશીને પણ હોય અને પરને ઉદ્દેશીને પણ હોય. અસ્ગર ગોંડવીની આ ગઝલ સ્વ/પર જાણે બંનેને ઉદ્દેશીને ઉચ્ચારાઈ હોય એવી છે. એ જેટલી અન્યને લાગુ પડે છે એટલી જ પોતાને ય લાગુ પડે છે! માણસને સ્પર્શતી બધી વાતો પોતાને – કવિને સ્પર્શતી નથી પરંતુ કેટલીક વાતોમાં કવિએ સાધારણીકરણ એવું કર્યું હોય છે કે, સ્વ-પરના ભેદ મટી જાય. આ ગઝલ એવી છે.

હરીફો બાંય ઠોકે એ જ મૂરત જોઈ બેઠો છું!
હશે એ દોસ્ત દાનો કે દીવાનો? જોઈ લેવાશે!

આ પણ ઉદ્‌ગાર છે, સાવ નાટકી નથી, એમાં જુસ્સો તો છે, પણ તે આત્મીય ચેતનાનો પ્રબળ ઉદ્‌ગાર નથી.

હલેસાં હાથમાં લઈને ઝુકાવી નાવ સાગરમાં,
તરંગો જોઈ લેવાશે! તુફાનો જોઈ લેવાશે!

આમાંયે જુસ્સો છે, પણ નાટકી થતાં રહી જાય છે. 'ના હઠવું ના હઠવું' એ કવિ નર્મદનું રટણ જુસ્સો હોય તો આ પણ પોતાની કક્ષાનો જુસ્સો છે. જુસ્સો ક્યારે નાટકિયો ઉદ્‌ગાર થઈ જાય છે એ જુદા અભ્યાસનો, વિવેચવા જેવો વિષય છે. અહીં એ અભિપ્રેત નથી. પરંતુ આત્મીય ચેતનાના પ્રલંબ કે પ્રખર ઉદ્‌ગારોમાં જે વેગ હોય છે, તે માત્ર જુસ્સો નથી હોતું એ ઇકબાલના શે'રમાં અને અને ઘાયલે અનુદિત કરેલી ગઝલમાં આત્મીય ચેતનાનું બળ છે. કવિ જે શબ્દો અને ભાવો પ્રયોજે છે, તે એના પયગામને, એના નોખાપણાને પ્રગટ કરી દે છે.

ત્યાગ કામનાનો કર, મૂર્ત ઝંખના થઈ જા!
રાખ દૃષ્ટિ ઝાકળની, સૂર્યની પ્રભા થઈ જા!

આ શે'રમાં કવિતાની પ્રેરક ભાષા છે, ઉદાહરણ પણ તેજસ્વી

સદ્ બોધ કરાવનાર છે. આ કૃતિ કોઈ મૂળ કૃતિનો અનુવાદ છે એમ કહેવા કરતાં મૌલિક જેવું અનુસર્જન છે એમ કહેવું જોઈએ. એમાં રહેલો બોધ શાળામાં પોખલા લોકો આપે છે એવો નથી.

મારે આ કૃતિના છંદ અને રચના વિશે કહેવું છે. મેં પેલી નાની બહેરના શે'ર વિશે કહ્યું છે તે જ આ રચના વિશે પણ કહેવાનું છે.

**ગાલગા લગા ગાગા ગાલગા લગા ગાગા**

ગઝલનો આ છંદ છે. અડધે સુધી, બે અરકાન સુધી પહોંચી પછી જુઓ તો લાગે કે આ તો નાના છંદને બેવડાવ્યો છે! આગલા જ બે અરકાન (ગણ)નું આવર્તન આખો છંદ બને છે. ગઝલમાં ગણના માપના શબ્દો પ્રયોજાતા નથી. એમ કહી શકાય ચાર ગણરૂપી ચાર ખુરશી નથી પણ એક સળંગ બાંકડો છે એ રીતે ગઝલો લખાય છે. (આ નહિ) એટલે યતિનું તત્ત્વ એમાં નહિ હોય પણ 'મારી દુનિયા, નાંખી દુનિયા'માં જેમ અડધી પંક્તિએ બીજો શબ્દ પૂરો થાય છે, અટકે છે, તેમ આ આખી ગઝલમાં તમામ પંક્તિ એ રીતે અડધે અડધે અટકે છે. એનું માધુર્ય તો તમે એ ઘાયલના કંઠે સાંભળો ત્યારે અનુભવાય છે, અડધી પંક્તિએ આવીને લય ફરીથી હિલોળો કે ઉછાળો લે છે, અને ઘાયલ જેવો એ પંક્તિને એ રીતે ફરી દોહરાવે છે ત્યારે એમ લાગે કે પંક્તિને ડોલાવે છે, મલાવે છે. કેટલાક છંદો જ એવા છે, તેમાંયે આવર્તનગાળા છંદ, એવા છે કે આવર્તન શરૂ થાય ત્યારે ત્યાંથી નવો શબ્દ પણ શરૂ થવો જોઈએ.

આ ઇન્દ્રધનુષ્યમાર્ગે, આવે તો કોઈ આવે,
અસ્તિત્વ કહો છો એ, એક ફૂલ છે ધરવાનું.

**ગાગાલ લગા ગાગા ગા ગાલ લગા ગાગા**

ઉપલો શે'ર આ છંદમાં છે. એ બતાવે છે કે અડધે સુધી જે

ગણ પહોંચે છે, તે પછી તેનું જ આવર્તન થાય છે। તો આ શે'રમાં યે જુઓ, અડધી પંક્તિએ માર્ગે, એ-શબ્દ અટકે છે અને આવે અને એકથી ફરી ઉપાડ થાય છે. આવા ખેવડાયેલા અરકાનોના છંદમાં પંક્તિને સ-ળં-ગ લેખી શકાતી નથી. છંદ એ આંકડો છે અને લઘુ ગુરુએ માપસર એક હારમાં બેસી જવાનું છે, એવું નથી, વાસ્તવમાં વચ્ચે આંતરો પાડવો જ રહ્યો. કમમાં કમ નાટકના કવિને પણ એટલો ખ્યાલ હતો જ! કારણ કે તેણે તો સારી રીતે બોલાય અને ગવાય એવી રીતે જ ગઝલની રચના કરવી અનિવાર્ય હોય. એને 'નર્યો કસબ' કહેનારાને નહિ પ્રાપ્ત થતી દ્રાક્ષ ખાટી લાગે એ સમજાય એવું છે।

જેવી કરે છે કરણી, તેવી તુરત ફળે છે;
બદલો ભલા બૂરાનો, અહીંનો અહીં મળે છે।

ગાગાલ ગાલ ગાગા ગાગાલ ગાલ ગાગા

આ છંદનું માપ છે. અડધે સુધી જે ગણ છે, તેનું જ તે પછી આવર્તન થાય છે. એથી પ્રત્યેક અડધી પંક્તિએ પહોંચતો શબ્દ કરણી/બૂરાનો પૂર્ણ થાય છે, તે પછીના ગણમાં વહેંચાતો નથી. એથી જ શે'ર સુગેય બની રહે છે. આથી ગઝલના રચનાકારે આ પ્રકારના આવર્તનવાળા છંદોનો સ્વભાવ પારખવો ઘટે અને એ જ રીતે રચના કરવી ઘટે, નહિતર રચના ક્લિષ્ટ થઈ જશે. તે સુવાચ્ય કે સુગેય નહિ રહે।

કોઇવાર લાગે છે/આ જગત જાણે/અંધકારની મહેફિલ
એક એકની સામે/હોય છે છતાં કોઈ/કોઈને નથી જોતું.

ગાલગા લગા ગાગા/ના બીજાં બે આવર્તનોથી આ સળંગ છંદ બને છે, પણ પ્રત્યેક આંતરે શબ્દ પૂર્ણ થવો જ જોઈએ, નહિતર તમે ગઝલનો સરસ પાઠ કરી ન શકો તેમ લયદોરે એ પંક્તિને ઝુલાવીયે ન શકો.

અમૃત ઘાયલના ગઝલ અનુવાદ નિમિત્તે આ ચર્ચા થઈ શકી.

એ ગઝલનો લય બહુ સરસ છે, તે છંદને સમજનાર કે પછી ખુદ કવિ જ એને લયદોરે ઝુલાવે ત્યારે એનું માધુર્ય સ્પર્શે.

સંપૂર્ણ ગઝલ પ્રેરક છે. 'મૂર્તિ ઝંખના', 'સૂર્યની પ્રભા', 'ખેલતી હવા', 'મૂક વેદના,' 'દિવ્ય વારતા', 'શૂન્ય ચેતના', 'અ-તટ સિંધુ આ શબ્દયુગ્મો જુઓ એ કોઈ પરંપરિત ભાવના વાહક નથી–ભાવની સાથે સર્જાયેલા શબ્દો છે. ગઝલનું આ પણ એક સિદ્ધ સ્વરૂપ છે. એના આંતરબાહ્ય સ્વરૂપની એકતા છે. ગઝલનો પ્રત્યેક શે'ર સ્વતંત્ર હોવો છતાં સમગ્ર ગઝલમાં ધ્વનિનું સાતત્ય છે. એ ગઝલનુમા ગઝલ નથી, પરંતુ સાતત્ય જાળવી રાખતી ગઝલ છે. ગઝલના પ્રત્યેક શે'રની અલગતાથી હવે તો ગુજરાતી વાચક અને ભાવક પરિચિત થયો છે, છતાં આ પ્રકારની ગઝલ ગુજરાતને વધારે ગમે એ દેખીતું છે, કારણ કે ગુજરાતમાં, ગુજરાતીમાં સાતત્યપૂર્ણ કવિતાની પરંપરા છે. ગીતમાં સાતત્ય હોય છે, પરંતુ પ્રત્યેક સ્ટાંઝામાં મૂળભાવને પુષ્ટ કરતી નવી વાત, નવા ભાવ કે જુદું ઉદાહરણ હોય છે, આથી ગીત એક ટોટલ કૃતિ બને છે. ઉદાહરણ માટે પસંદ કરેલી આ ગઝલ તેના પ્રત્યેક શે'ર સ્વતંત્ર હોવા છતાં એક ટોટલ કવિતા છે. ઘાયલે અનુવાદની સાથે મૂળ કૃતિ આપી હોત તો અનુવાદને માણવા, મૂલવવામાં અભ્યાસુઓને વધારે રસ પડતો.

છેલ્લે મૂળ ગઝલકાર વિશે મર્હૂમ અસ્ગર ગોંડવી ઉર્દૂના ઉસ્તાદ શાયર ગણાય છે. એમની મહત્તા માટે એક જ વાત પૂરતી થઈ પડશે કે 'જિગર' મુરાદાબાદી એમના તબક્કાના ફકીર બાદશાહ કહેવાય એવા સર્વશ્રેષ્ઠ તગઝ્ઝુલ-ગઝલકાર હતા. એમના સમયમાં ઉર્દૂનો કોઈ રિવાયતી ગઝલકાર એમની ઊંચાઈને આંબી શક્યો નહોતો. શ્રેષ્ઠ કવિ હોવું અને લોકપ્રિય કવિ હોવું એ ગુજરાતી કવિતા માટે જરા વિસ્મય જેવી વાત છે, છતાં 'જિગર' સાહેબ માટે એ સાચી વાત છે. આવો મહાન શાયર અસ્ગર ગોંડવીનો શિષ્ય હતો! 'જિગર' સાહેબ તો લોકપ્રિયતા અને ઉચ્ચતાની એક

માઈલ સ્ટોન જેવી સીમાએ પહોંચ્યા હતા, અને એમની ગઝલોને પછી ઇસ્લાહની જરૂર નહોતી તે છતાં 'જિગર' સાહેબ છેવટ સુધી અસ્ગર ગોંડવીનો પોતાના ઉસ્તાદ તરીકે આદર કરતા રહ્યા. શાસ્ત્રીય સંગીતમાં જેમ ગુરુ–શિષ્યની અસ્ખલિત ધારા છે એમ ઉર્દૂ શાયરીમાં યે ગુરુ–શિષ્યની પરંપરા અખંડ હતી. પરંપરિત ગુજરાતી ગઝલ સુધી એ પરંપરા રહે, હવે નવી કહેવાતી ગઝલ સાથે કે નવા કહેવાતા ગઝલકાર સાથે એ વાત રહી નથી. અમૃત ઘાયલે ગઝલ લખવાની શરૂઆત કરી હતી, ત્યારે તેઓ ગઝલના વાતાવરણમાં હતા, ઉર્દૂ ગઝલ અને ઉર્દૂના કેટલાક સંમાન્ય ગઝલકારોના ટચમાંયે હતા, તે છતાં એમણે ખોલવડમાં રહેતા, મુખ્યત્વે શિક્ષણાચાર્ય તરીકે જાણીતા પરંતુ ઉર્દૂના પ્રભાવી ગઝલકાર, તે પછી ગુજરાતીના યે ગઝલકાર 'અસર' સાલેરી પર ગઝલ જોવા અને જરૂર લાગે તો ઈસ્લાહ કરવા મોકલી. 'અસર' સાલેરી એ ગઝલથી એટલા પ્રભાવિત થયા અને એ રચના એટલી દોષ રહિત લાગી કે એમણે ઘાયલને લખ્યું, 'તમારી ગઝલ ઇસ્લાહની મહોતાજ નથી.' □

## સાભાર સ્વીકાર

**અંતરતમ:** કાવ્યસંગ્રહ: જશવંત લ. દેસાઈ, પ્ર. પોતે, ૨, લક્ષ્મી એપાર્ટમેન્ટ્સ, નવયુગ હોસ્ટેલ કમ્પાઉન્ડ, સુરત ૩૯૫ ૦૦૧, મૂલ્ય ૧૬ રૂપિયા

**સંનિધિ:** આપ્તસૂત્ર પરની ટીકા, પદો, લેખો: રાધેશ્યામ શર્મા, પ્ર. દાદા ભગવાન વીતરાગ ટ્રસ્ટ, ખેતશી નરશી શાહ ૨૦/૧૦ એન્જલ લેન્ડ, નાવગાંવ ક્રોસ રોડ, વડાલા, મુંબઈ–૪૦૦ ૦૩૧, અમૂલ્ય.

કાવ્યાસ્વાદ / જયન્ત પાઠક

પો.યુ.ઈ. અનુ. જયન્ત પારેખ

## લાલ કાકાકૌવા

કોઈકે ભેટમાં મોકલ્યો
લાલ કાકાકૌવા
રંગમાં જાણે પીચનાં ફૂલ
બોલમાં જાણે મનુષ્યની વાણી
ને પછી એનું તો એવું થાય
જેવું થાય સદા વિદ્વાન ને વાક્ચતુરનું
ધીંગા સળિયાનું પાંજરું ઘડાવ્યું
ને એમાં પૂરી દીધો એને.

આ પ્રાચીન ચીની કાવ્ય આપણા સંસ્કૃત મુક્તક કાવ્યને મળતું આવે છે. એમાં અન્યોક્તિ દ્વારા મનુષ્ય સ્વભાવનું નિરૂપણ કરવામાં આવ્યું છે. એ કંઈક અંશે સુભાષિત જેવું બોધગર્ભ પણ છે. એમાં સૌન્દર્ય ને સરસતા ઉપર પ્રભુત્વ મેળવવાની, એમને પોતાની માલિકીનાં કરવાની મનુષ્યની વૃત્તિનું દર્શન થાય છે. વસ્તુ સુંદર હોય ને ઉપયોગી હોય તો માણસ એને પોતાના કબજામાં લઈને પોતાને માટે જ એનો ઉપયોગ કરવા ધારે છે.

વાત લાલ કાકાકૌવાની છે પણ તે પરોક્ષ રીતે મનુષ્ય વ્યવહારની વાત કહી જાય છે. ભેટમાં મળેલો કાકાકૌવા લાલચટક છે,

સુંદર છે, બોલાવીએ તેમ બોલે છે. માણસની વાણીમાં. એને મોકલવામાં તો આવ્યો છે ભેટ તરીકે, પણ ભેટ તરીકે એને સાચવવાને બદલે માણસને એનો સ્વાર્થે ઉપયોગ કરવાનું સૂઝે છે. પરિણામે કાકાકૌવાની સ્વતંત્રતા ભયમાં આવી જાય છે. એ પિંજરે પુરાય છે ને માલિકને ગમે એવું બોલતો થાય છે. મનુષ્યવ્યવહાર ને મનુષ્યવૃત્તિના સંદર્ભમાં કવિ અહીં એક મહત્ત્વના ને દુઃખદ વ્યવહાર ભણી ભાવકનું ધ્યાન ખેંચે છે. તમે સુંદર હો, સરસ હો, કોઈ રીતે ઉપયોગી હો તો દુનિયા તરત તમારો લાભ લેવા તમારી પાછળ પડે છે, તમને પકડે છે ને વશ કરે છે. કવિએ વિદ્વાન ને વાક્ચતુરનો ઉલ્લેખ કર્યો છે એટલે તે ખાસ આ બેને વધારે લાગુ પડે છે.

સત્તા સામે સ્વતંત્રતાનો નિત્યસંઘર્ષ જાણીતો છે. સત્તાકાંક્ષી વ્યક્તિ અન્યની સ્વતંત્રતાને હરવા, અન્યને પોતાને વશ કરવા સદા તત્પર હોય છે. નિર્દોષ, ભોળું સૌંદર્ય નિર્દોષ ભોળા પંખીની જેમ જાળમાં સપડાય છે, પિંજરે પુરાય છે ને પીડા પામે છે. એનું સ્વાતંત્ર્ય નષ્ટ થાય છે. સત્તાધારી વ્યક્તિ કે સમાજ નિર્દોષ વ્યક્તિના સૌંદર્યને પોતાના સ્વાર્થ માટે યોજી એને પીખી નાખે છે. સરસ બોલનાર કવિ કે વિદ્વાન સહેલાઈથી સત્તાધારીઓના સકંજામાં સપડાય છે ને એમના પાળેલા પોપટની જેમ વર્તતા થઈ જાય છે.

સુંદરતાએ ને વાક્ચતુરતાએ આ દુનિયામાં બહુ સાવધાન રહેવાનું છે. એમને માટે સ્વાર્થીઓએ ઠેરઠેર જાળ બિછાવેલી હોય છે. ક્યારેક તો ભોળપણમાં આવા ગુણ ધરાવતી વ્યક્તિ સ્વયં સામે ચાલીને પાંજરામાં પુરાય છે, લોભલાલચને વશ થઈ પોતાનું સ્વાતંત્ર્ય ગુમાવે છે. વધારે કરુણ વાત તો એ છે કે આવી રીતે સ્વાતંત્ર્ય ગુમાવ્યું ભાન પણ એમને હોતું નથી. એક બાજુ આક્રમક સ્વાર્થ ને બીજી બાજુ અસાવધાન પટુતા—બન્ને વચ્ચે શિકારી–શિકારનો વ્યવહાર જાણે સતત ચાલતો હોય છે. કવિએ માનવજીવનની એક ણ વાસ્તવિકતાનો અહીં નિર્દેશ કર્યો છે. ☐



## માટી, મારા પૂર્વજો ! / રતિલાલ 'અનિલ'

માટીનું મૂલ્ય તો જીવન જેટલું છે. માટી ન હોત તો પાણી, પવન અને સૂર્યપ્રકાશનો શો અર્થ છે? પેલા ચન્દ્ર પર માણસે જઈને શોધ્યું કે ત્યાં માટી છે, પણ પાણી નથી એટલે જીવન નથી. જળને જીવન કહેવામાં આવ્યું છે એનો અર્થ જળ વિનાની ચન્દ્રની સૂકી ધરતી જાણ્યાથી થાય છે. ચન્દ્ર પર જીવન નથી એટલે ત્યાં કોઈ કબર પણ નથી, કદાચ પૂરો ચન્દ્ર જ એક કબર છે — કારણ કે કબરમાં જીવન હોતું નથી. ચન્દ્ર પર માટી છે પણ જીવન નથી, તે છતાં મને માટીનું મહત્ત્વ સમજાય છે. ત્યાં જીવન હોત તો એ માટી પણ કદાચ ઉમર ખૈયામની કવિતાનો વિષય હોત! આપણને, હિન્દુઓને તો એમાં આપણા પૂર્વજોની રાખ ભળી છે એવો ભાવ હોય પણ જેમના પૂર્વજો કબરમાં જઈને માટી બન્યા છે એમને માટે તો માટીનો અર્થ સાવ જુદો હોય। પૃથ્વી પર જીવન પાંગરે છે કારણ કે એ માટીમાં આપણા પૂર્વજો ભળેલા છે, ત્યારે તો પૃથ્વી, માટી પરનો ભાવ ઓર વધી જાય છે. આવતી કાલે હું યે માટી થવાનો છું એ વિચાર જ માટીનો અર્થ જ માણસને માટે બદલાઈ જાય છે. ખેડૂતને જ પૃથ્વી પર, માટી પર પ્રેમ છે. એવું થોડું છે? માણસ માત્રની એક ઇચ્છા, પોતાના ઘર જેટલી ધરતી એમાં તુળસીક્યારો કરવા જેટલી જમીન પણ ધરાવતો હોય એટલો વાડો હોય। ફ્લેટમાં રહેનારાઓને આવી ઇચ્છા, બલકે આરતનું મૂલ્ય ન સમજાય. કહે છે કે અમેરિકામાં શહેરોમાં ઘરો

આસપાસની ખુલ્લી ધરતી ડામર અને પથ્થરોથી મઢી લીધી છે. અમેરિકા જઈ આવેલાં એક બહેન કહેતાં હતાં કે અમેરિકી બાળક ધૂળ જુએ એટલે એ પર ચીતરડા જ પાડે આંગળાથી એમ નહિ, એના પર બેસી જાય! અમેરિકાના શહેરી બાળકને ધૂળનું વિસ્મય હોય છે. જો કે માટી ધૂળ થાય એ કરુણિકા છે. ધૂળમાં જીવન-તત્ત્વોનો ફળદ્રુપતાનો લોપ થઈ ગયો હોય છે. વાહનોનાં પૈડાં માટીને દબીદબીને ધૂળ કરે છે એ જોઈને હું ઉદાસ થઈ જાઉં છું. જિંદગી ધૂળ થઈ ગઈ...એમ કહેવામાં નિરર્થકતાની જે વેદના છે એ સમજવા જેવી છે.

મર્હૂમ મિત્ર 'શૂન્ય' પાલનપુરીએ ખૈયામની રુબાઈનો મુક્તકો રૂપે સાર્થ અનુવાદ કર્યો છે. ખૈયામની કેટલી રુબાઈઓ માટી અને અને કુંભાર વિશે છે, એ વાંચું છું ત્યારે લાગે છે કે આ પૃથ્વી, માટીને વિશે હું બહુ ઓછું જાણતો હતો. મને બહુ પ્રિય છે. એમાં ફળદ્રુપતા એટલે કે જીવન છે એ એની પ્રિયતાનું કારણ છે. મને મારા શરીરને એની ફળદ્રુપતા જ જીવાડે છે, ઊછેરે છે. પણ આટલો ભાવ અધૂરો છે એવું ખૈયામની રુબાઈ વાંચતાં ખરેખર અનુભવાય છે. હિન્દુને બાદ કરતાં મુસ્લિમ અને ખ્રિસ્તીઓમાં મૃત શરીરને દફન કરવાનો રિવાજ છે. એમને માટે તો આ ધરતી પૂર્વજોથી વસેલી છે. પૃથ્વીની માટીમાં પૂર્વજોની માટી ભળી ગયેલી છે...તે પછી માટી પ્રત્યેનો ભાવ કેવો આત્મીય હોય!

ચાલતાં, પગમાં કૂણા જે કંટકો ભોંકાય છે,
મુજને એમાં તો પ્રિયાની પાંપણો દેખાય છે.
હોય જેમાં કર વઝીરોના, સરો સુલતાનનાં
એ જ ઈંટોથી મહેલના કાંગરા સર્જાય છે!

કૂણા કાંટામાં પ્રિયાની પાંપણ જોનાર આ કવિની દૃષ્ટિને શું ...? માત્ર પ્રેમાસક્ત માણસને એવી ઉપમા ન સૂઝે. પછીની

પંક્તિઓ કહે છે કે, આ તો દફન થયેલા માટી થયેલા પૂર્વજોની માટીનાં ચોસલાં નિભાડામાં જઈને ઈંટ બન્યાં એમાં તો કેટલાય વઝીરોના હાથ અને સુલતાનોનાં મસ્તક હશે!

જો સરિતાતટની આ રળિયામણી લીલોતરી,
એમ લાગે છે કો' દેવી હોઠ પર છે પાંગરી,
આમ નિર્દયતાથી એને પગ વડે તું ખૂંદ ના,
એક દિ' એ પણ હતી કો' પુષ્પવદના સુંદરી.

આ મુક્તકમાં ઉપમાનું સૌન્દર્ય તો પ્રગટ જ છે. નદીના લીલા કિનારાને હોઠની ઉપમા આપવામાં માત્ર પ્રેમાસક્તિ જ રહી છે શું? આ માટી તો એક દિવસ પુષ્પવદના સુંદરી હતી! મારે માટે તો આમાં એક જુદો જ મુદ્દો રહેલો છે. આપણે ત્યાં, ભારતમાં અહિંસાની સૂક્ષ્મથી સૂક્ષ્મતર એવી વાતો અને મીમાંસા થઈ છે. પણ સૌન્દર્યદૃષ્ટિમાં અહિંસા, અહિંસાનો ભાવ રહેલો છે એની વાત કોણે કરી? પ્રેમ એ શું છે? એ મૂળ ભાવસૌન્દર્ય છે, કેવળ આસક્તિ નથી. ખૈયામની દૃષ્ટિ તો સૌન્દર્ય ભોગવવાનુ નથી, એનો આદર કરે છે. સૌન્દર્ય સૌન્દર્યને ચાહે છે. અહીં બાહ્ય સૌન્દર્યની વાત નથી. ભાવસૌન્દર્ય અને આત્માના સૌન્દર્યની વાત છે. પ્રેમસૌન્દર્યનો અનુરાગ છે, અને પ્રેમનાં અનેક રૂપો છે. કારણ કે સૌન્દર્યનાં અનેક રૂપો છે. જેનામાં સૌન્દર્યદૃષ્ટિ છે એ આ જગતને, તેના જીવોને, ચીજોને કેવી રીતે જુએ છે? તેની સાથે કેવી પ્રેમાળ રીતે વર્તે છે. આમાં જ તો અહિંસાનું મૂળ રહેલું છે. અહિંસાના કરુણ, જરઠ, સુક્કા બોધનો ઝાઝો અર્થ નથી, સૌન્દર્યમય જીવન-દૃષ્ટિના મૂળમાં જ અહિંસાનો ઉદ્‌ગમ રહેલો છે. સૌન્દર્યને ખંડિત થતું જોઈને એવા માણસનું હૃદય હાહાકાર કરી ઊઠે છે, પુષ્પ પગ તળે કચડાય ત્યારે કેવી વેદના થાય છે? કોઈ રૂપાળા વસ્ત્રના ચીરા ઊડે કે તેના પર ડાઘ પડે ત્યારે કેવો ભારે અજંપો થાય છે? કાચનું નાજુક અને રૂપાળું પાત્ર તૂટે ત્યારે વ્યાકુળ થઈ જવાય છે.

એમાં ચીજનું મૂલ્ય નહિ એટલું સૌન્દર્યનું મૂલ્ય છે. સુન્દરમ્ ચાહી ચાહીને બધું સુંદર કરી દેવાની વાત કરે છે, ત્યારે એમાં સૌન્દર્યનો ભાવ પણ રહેલો છે. હા, સૌન્દર્યના અનેક પ્રકારો છે એ તો હું પહેલાં જ કહી ગયો! આપણે અહિંસાનો જુદી રીતે, નવેસરથી વિચાર કરવો જોઈએ. આ જગતને માત્ર આસક્તિને માટે નહિ, અહિંસાને માટે પણ સૌન્દર્યમય કરી દેવાનું છે. કવિતા માટેનાં ફિલસૂફી ને દર્શનનાં રૂઢ તોલમાપની બહાર પણ એનું ગુણદર્શન હોઈ શકે છે. પ્રેમ અને સૌન્દર્યભાવના અન્યોન્ય છે. એમાંથી જ નાજુક અહિંસાનો ભાવ ઊગે છે. એક બાળકે ગાંધીજીને આપેલો પેન્સિલનો ટુકડો ખોવાય છે અને ગાંધીજી કહે છે એને શોધી કાઢો, એની સાથે એ આપનાર બાળકનો પ્રેમભાવ રહેલો છે. ગાંધીજી પ્રાર્થનામાં બેઠા છે અને શરીરે સાપ ચઢે છે ત્યારે એની ત્વચાના સુંવાળા સ્પર્શની ગાંધીજી વાત કરે છે, એના પર હાથ પણ ફેરવે છે – એ અહિંસા હતી, પણ શું સૌન્દર્યપ્રિયતાયે નહોતી? હત્યાએ આ જગતની સૌથી ભયંકર કુરૂપતા છે – એટલે આપણે સ્વીકારી શકતા નથી, પછી તમે એમાં અહિંસાનો ભાવ જુઓ તે જુદી વાત છે.

કાલ મેં કુંભાર કેરા ચોકમાં દૃષ્ટિ કરી,
ઘાટ ઘડતો ચાક પર પિંડ માટીના ધરી;
દિવ્ય દૃષ્ટિથી અજબ કૌતુક નજર આવ્યું મને,
પૂર્વજોના દેહ પર થાતી હતી કારીગરી!

આ મુક્તકમાં તો માટીમાં મળી માટી થઈ જનારા પૂર્વજોની વાત સાવ પ્રગટ છે. ખૈયામ હિન્દુ હોત તો એને આવી 'દિવ્ય-દૃષ્ટિ' મળી ન હોત એમ કહી શકાય. આદમ અને ઇવ પૃથ્વી પર આવ્યાં ત્યારે એમને આ પૃથ્વી જેટલી પ્રિય હતી, એ કરતાં એમના પછીની પેઢીઓને આ પૃથ્વી વધારે જ પ્રિય હોય! ત્રીજી પંક્તિમાં 'નજર આવ્યું મને' એ પ્રયોગ મને નથી ગમતો. શૂન્ય ગુજરાતીના શિક્ષક હતા, બલોચ હતા અને ઉર્દૂયે જાણતા હતા.

અહીં અજાણ્યે ઉર્દૂના સંસ્કાર આવી ગયા. 'મને નજર આવી' એ મહાવરો ઉર્દૂનો છે, ગુજરાતીનો નથી.

—દિવ્ય દૃષ્ટિથી અજબ જેવું જ મેં કૌતુક દીઠું

—દિવ્ય દૃષ્ટિએ અજબ કૌતુક દેખાયું મને

—દિવ્ય દૃષ્ટિએ અજબ કૌતુક દેખાડયું મને

આવા તો ઘણા પાઠાન્તરો વિચારી શકાય. પ્રથમ પંક્તિમાં જ કવિ દૃષ્ટિ કરે છે, તે પછી દિવ્ય દૃષ્ટિ જ એને દેખાડે કે પૂર્વજોના દેહ પર કારીગીરી થાય છે.

ઝ઼ામ ઘડનારા, કરે છે શું તને કંઈ જ્ઞાન છે?
જેને તું ખૂંદી રહ્યો એ તો એક઼ ઇન્સાન છે!
આંગળી અકબરની, માથું કોઈ આલમગીરનું,
ચાક પર શું શું ધર્યું છે, મૂર્ખ; તુજને ભાન છે?

જામ અને સુરાહી તો ખૈયામની શાયરીનાં પ્રતીક છે એટલે કુંભારને બીજું કશું નહિ પણ માટીનો જામ-પ્યાલો ઘડતો જુએ છે અને એ વ્યાકુળ હૈયે જામ ઘડવા માટે માટી ખૂંદી રહેલા કુંભારને આર્ત સ્વરે કહે છે, તને કંઈ જ્ઞાન-ભાન છે કે નહિ?

કવિની માટીદૃષ્ટિ અને સૌન્દર્ય દૃષ્ટિ એમ કહો કે માનવીય સૌન્દર્ય ભાવ પ્રીતિની પ્રતીતિ કરાવતું શ્રેષ્ઠ મુક્તક ટાંકીને અટકું. આ પૃથ્વીની માટીમાં મારા પૂર્વજોય છે, એવી ભાવના હોય તો આપણે આ પૃથ્વી, માટીને કયા રૂપે કેવા ભાવે જોઈએ? શું આવી પૃથ્વી પર યુદ્ધ શકય છે ખરું? સુરાહી અનુવાદમાં કૂજો બને છે. લાગે છે કે, ખૈયામના સમયમાં જામ અને સુરાહી પણ માટીનાં જ હશે!

## ખજૂર / તૈયબ સાલેહ

ત્યારે હું બહુ નાનો હોઈશ. ઉમર બરાબર યાદ નથી, પણ એટલું બરાબર યાદ છે કે, દાદાની સાથે હું બરાબર જતો ત્યારે લોકો મારું માથું થાબડતા અને ગાલે ચીમટી ભરતા. અજબ જેવી વાત એ કે હું અબ્બાજાન સાથે ક્યારેય ઘરની બહાર જતો નહિ, માત્ર દાદા જ હું મસ્જિદમાં કુર્આન પઢવા સવારે જતો તે સિવાયના સમયે મને બહાર લઈ જતા. મસ્જિદ, નદી અને ખેતર એ જ અમારી જિંદગીના માઈલસ્ટોન હતા. મારી વયનાં બીજાં બાળકો મસ્જિદમાં કુર્આન પઢવા જતાં કતરાતાં, પણ મને એ સારું લાગતું હતું. કદાચ એ કારણ હશે કે બધું મારા હૃદયમાં સરળતાથી ઊતરી જતું, યાદ રહી જતું અને બહારના લોકો ત્યાં આવતા ત્યારે શેખ-સાહેબ મને જ કુર્આનની આયત બોલવા માટે ઊભો કરતા. એ લોકો પણ મારું માથું થાબડી ગાલે ચીમટી ભરતા.

હા, મસ્જિદ મને સારી લાગતી હતી, નદી પણ સવારનું કુર્આનનું વાચન પૂરું કર્યા પછી, પાટી એક બાજુ ફેંકતો, અમ્મીજાન પાસે જઈને નાસ્તો કરતો અને નદીમાં ડૂબકી દેવા ચાલ્યો જતો. તરતાં થાકી જતો ત્યારે કિનારા પરની ભીની રેતી પર બેસીને પૂર્વની તરફ જંગલની દિશામાં જતી નદીનાં પાણીને જોયા કરતો. મને કલ્પનાના ઘોડા દોડાવવાનું ગમતું. હું મનોમન, જંગલમાં રહેતા જિન્નાતી કબીલાની કલ્પના કરતો. મને થતું કે એ લોકો મારા દાદા જેવા જ ઊંચા અને પાતળા હશે, એવી જ સફેદ દાઢી અને

લાંબુ નાક હશે. દાદાને કોઈ પૂછતું તો તેઓ પ્રથમ તો નાકે આંગળી ઘસતા પછી જવાબ આપતા. એમની દાઢી મુલાયમ, સુંદર, કપાસ જેવી સુંદર હતી, એનાથી વિશેષ પાકીઝગી અને ખૂબસૂરતી જિંદગીમાં બીજી મેં જોઈ નથી.

મારા દાદા બહુ લાંબા હશે, કારણ કે આડોશપાડોશનું કોઈ એમની સામે ઊંચું માથું કરીને વાત કરતું નહિ. એમના સિવાય કોઈ જાણે મેદાન પાર કરી શકતું નહિ અને નદીની જેમ ષળાંક લઈને જંગલ ઓળંગી શકતા નહિ હોય. ખુદ મારા વિશે વિચારવાનું મને ગમતું કે હું ઊછરીને એક પૂરો માણસ બની જઈશ, ત્યારે એમના જેવા જ લાંબો, પાતળો દેખાઈશ અને લાંબાં લાંબાં પગલાં ભરીને ચાલતો હોઈશ.

હા, હું એમનો વહાલસોયો પૌત્ર હતો. મારી ઉંમરનાં બીજાં બાળકો ઘરમાં હતાં તે બધાં બુદ્ધુ, જાહિલ હતાં, બીજાઓના મતે હું સારો, સમજદાર હતો. હું જાણતો હતો કે દાદાને મારું હસવું રમવું ક્યારે ગમતું હતું, ક્યારે ચૂપ રહેવું. મને એમની નમાજનો સમય પણ યાદ રહેતો અને એમના કહ્યા વિના હું ચટાઈ લાવીને આપતો, વુજૂ માટે ઘડો ભરી પાણી પણ તૈયાર રાખતો. દાદા સાવ નવરા હોય ત્યારે મારા સૂરીલા અવાજે કુર્આનની આયત સાંભળવાનું પસંદ કરતા.

એક દિવસ મેં અમારા પાડોશી મસૂદ વિશે પૂછ્યું. 'મને લાગે છે કે તમે મસૂદને પસંદ કરતા નથી.' નાકની અણીને સ્પર્શીને એ બોલ્યા, 'એ નકામો માણસ છે, અને નકામા લોકો મને ગમતા નથી.'

'નકામો એટલે કેવો?' મેં પૂછ્યું. દાદા શિર ઝુકાવી થોડીવાર વિચારવા લાગ્યા. પછી ખુલ્લા મેદાનની પેલે પાર જોતા એ બોલ્યા, 'આ રેગિસ્તાનના છેડેથી નીલના કિનારા સુધીનો પૂરો વિસ્તાર તું જુએ છે ને, પૂરા સો એકર છે. ત્યાં જેટલાયે ખજૂરીના બાગ અને

જંગલ છે, એ બધું ક્યારેક મસૂદની માલિકીનું હતું. એને એ બધું વાલિદ તરફથી વારસામાં મળ્યું હતું.' એટલું કહીને દાદા ચૂપ થઈ ગયા. મેં દાદાએ કહેલા વિસ્તાર પર નજર દોડાવી. 'પરવાહ નહિ' મેં મનોમન કહ્યું, 'આ ખજૂરીઓ, વૃક્ષો અને કાળી જમીન કોની છે? હું તો બસ એટલું જાણું છું કે એ મારાં સ્વપ્નોની લીલાભૂમિ છે, મારે માટે રમવાની જગ્યા છે.'

દાદાએ વાત આગળ ચલાવી. 'હા, મારા બચ્ચા, ચાળીસ સાલ પહેલાં એ બધું મસૂદનું હતું, હવે એનો બે તૃતીયાંશ ભાગ હવે આપણો છે.'

મારે માટે તો એ હેરત પામવા જેવી વાત હતી. હું તો એમ માનતો હતો કે ખુદાએ ધરતી બનાવી ત્યારથી એ ભાગ મારા દાદાના કબજામાં હશે.

'ચાળીસ વર્ષ પહેલાં મેં અહીં કદમ મૂકયા ત્યારે મારી પાસે એક એકર જમીન પણ ન હતી. બધી જાયદાદનો માલિક મસૂદ હતો. પણ હવે હાલત જુદી છે અને મને ઉમેદ છે કે પાક પરવરદિગારની મહેરથી બાકીની જમીન પણ મારા કબજામાં આવી જશે.'

કોણ જાણે કેમ, મને દાદાજીના એ શબ્દો ખૌફનાક લાગ્યા. મને મસૂદ તરફ હમદર્દી થઈ. દાદાએ કહ્યું તેવું તેમણે ન કર્યું હોત તો કેવું સારું, એવું મને થયું. મને એકાએક મસૂદની જિંદાદિલી યાદ આવી. એના ગાવાનો પુરબહાર અંદાજ, પુરલુત્ફ હાસ્ય અને શો એનો ખનકદાર અવાજ! એનાથી સાવ વિરુદ્ધ મેં દાદાને કદી હસતા જોયા નહોતા.

મેં પૂછ્યું, 'મસૂદે પોતાની જમીન તમને કેમ વેચી?'

'ઓરતો માટે, બીજા શેને માટે વળી!' એમના બોલવાનો લહેજો એવો હતો કે ઓરતો જાણે ઓરત હોવાને બદલે કોઈ ખતરનાક ચીજ ન હોય!

'બેટા, મસૂદને બીબીઓનો રોગ છે. નિકાહ પર નિકાહ કર્યે

જાય, દર વખતે એક એકર જમીન વેચે—મને વેચે.'

મેં મનમાં જ ગણતરી માંડી કે આ રીતે મસૂદે કોઈ નેવું બીબી કરી હશે. અને તે સાથે એની ત્રણ બીબીઓનો, એની ગરીબીનો, ફાટેલી બાંયવાળા પોશાકનો અને એના મરિયલ અને લંગડા ખચ્ચરનો ખ્યાલ આવ્યો અને તે મગજમાં ઘૂમરાવા લાગ્યો. એવામાં મસૂદ સામેથી આવતો દેખાયો. અમારી નજરો મળી.

'આજે અમે ખજૂરની ફસલ ઉતારવા જઈએ છીએ, તમે નહિ આવો?'

મને લાગ્યું કે મસૂદ મનમાં હોય તેના કરતાં જુદું બોલે છે. એ દાદાને આવવાનું કહેતો હતો, પણ એના મનમાં હશે કે ના કહે તો સારું. દાદા તો જાણે ખુશીથી ઊછળી પડ્યા. એમની આંખો એકાએક ચમકી ઊઠી, મારો હાથ પકડી, મને લગભગ ખેંચતા ખજૂરની ફસલ ઉતરાવવાને ચાલ્યા.

અમે પહોંચ્યા. એકે દાદા માટે આસન આપ્યું એ પર એ બેઠા. હું ઊભો રહ્યો. ઘણા માણસો ભેગા થયા હતા. હું એ બધાને જાણતો હતો. પણ મારી નજર મસૂદના ચહેરા પર મંડાઈ હતી. તે ખોવાયેલો ખોવાયેલો, બેચેન લાગતો હતો, એની જ ખજૂરીઓ પરથી ફસલ ઉતારવાની હોવા છતાં ખજૂરનો મોટો ઝૂમખો જમીન પર પડતો ત્યારે મસૂદ ઊંઘમાંથી જાગ્યો હોય એમ ચોંકતો. એક છોકરાએ બેતમાથી ખજૂરનો ઝૂમખો કાપવા દાતરડું ચલાવ્યું ત્યારે મસૂદ બોલ્યો, 'ભાઈ જરા સાચવીને. ખજૂરીનું દિલ ક્યાંક જખમી ન થઈ જાય...'

મસૂદના કહેવા પર કોઈએ ધ્યાન આપ્યું નહિ. સૌએ પહેલાંની જેમ જ દાતરડાં ચલાવ્યાં. જમીન પર ખજૂરના ઝૂમખા પડતા રહ્યા.

કોણ જાણે કેમ, મારા મગજમાં મસૂદના શબ્દો 'ખજૂરીનું દિલ...' ઘુમરાતા રહ્યા. મગજના કેનવાસ પર ખજૂરીઓની જીવતી જાગતી તસવીરો ઊભી થઈ ગઈ. મને યાદ આવ્યું કે એકવાર અમે

છોકરાઓ વૃક્ષો સાથે મનફાવે તેમ ખેલતા હતા ત્યારે મસૂદે કહ્યું હતું, 'બરખુરદારો, ઇન્સાનની જેમ ખજૂરી પણ ખુશ થાય છે ત્યારે રડે છે, દુઃખી થાય છે.' ત્યારે મને ઘણો પસ્તાવો થયો હતો.

મેં જોયું કે મીઠાઈની આસપાસ માખીઓ ભેગી થઈ જાય એમ વસ્તીના બધા છોકરા ખજૂરીઓની આસપાસ ભેગા થઈ ગયા હતા. નાચતાં કૂદતાં ખજૂર વીણતા હતા, ખાતા હતા. ચારે તરફ ખજૂરના ઢગલા થયા હતા તેને તોલી તોલીને બારદાનમાં ભરવામાં આવતા હતા. છેલ્લે મેં ગણ્યાં તો વીસ બારદાન હતાં. છોકરાઓ અને માણસોની ભીડ ઓછી થવા લાગી. છેવટે હું દાદાજી, મસૂદ અને ચાર માણસો રહ્યા. હુસેન નામનો વેપારી, અમારા બાગના પૂર્વ તરફનો માલિક મૂસા અને બે અજાણ્યા માણસો હતા.

મેં વળીને દાદા તરફ જોયું તો એ સૂતા હતા અને એમના હોઠ હાલતા હતા. મસૂદ સામે જોયું તો તે ગુમસુમ લાગ્યો. અલબત્ત એ દરમ્યાન સૌની નજર બચાવીને ખજૂરની એક પેશી એણે મોઢામાં નાખી દીધી. એ દરમ્યાન દાદાની ઊંઘ ઊડી ગઈ. આળસ મરડીને ઊભા થયા અને ખજૂરના થેલાઓ પાસે ગયા. એમની પાછળ હુસેન સોદાગર, બરાલી બાગનો માલિક મૂસા અને પેલા અજાણ્યા બે માણસ ગયા. મેં જોયું મસૂદ બહુ ધીમી ચાલે નજીક ગયો. જાણે નછૂટકે આગળ વધતો હોય એ રીતે એના પગ ઊપડતા હતા.

બધા ખજૂરના થેલાઓની આસપાસ કુંડાળે વળ્યા. માલની તપાસ થવા લાગી. કોઈ કોઈએ એકબે ખજૂર ખાઈ પણ જોઈ. એ દરમ્યાન મેં જોયું કે મસૂદ ખજૂર હાથમાં લેતો, સૂંઘતો અને પાછો થેલામાં મૂકી દેતો.

પછી ખજૂરની વહેંચણી થઈ. દસ થેલા હુસેન સોદાગર માટે, પાંચ પાંચ પેલા બે અજાણ્યાઓ માટે અને પાંચ મારા દાદાને મળ્યા. મને કંઈ સમજાયું નહિ. મેં મસૂદની સામે જોયું, એની આંખો પોતાનો દર શોધી ન શકતા ઊંદરની જેમ ચકરવકર થતી

હતી. ત્યાં દાદાનો સાદ સંભળાયો, 'હજીયે તારા ઉપર મારા પચાસ પૌંડ નીકળે છે. ખેર, એ વિશે હવે પછી વાત કરીશું.' એ મસૂદને કહેતા હતા.

હુસેને પોતાના માણસોને હાંક મારી, તેઓ ખચ્ચર લઈને હાજર થયા. પેલા બે અજાણ્યા પોતાના ઊંટ લઈ આવ્યા. એમના પર ખજૂરના થેલા લાદવામાં આવ્યા. એવામાં એક ખચ્ચર બરાડવા લાગ્યું, ઊંટોના મોઢે ફીણ હતાં અને તેમાં પણ જાણે ફરિયાદ કરતાં હોય એવો અવાજ કાઢતાં હતાં.

મને લાગ્યું કે હું મસૂદની નજીક ખેંચાતો જાઉં છું. મારા હાથો જાણે એના તરફ લંબાય છે, જાણે હું એણે પહેરેલા ઝભ્ભાની ફાટેલી બાંયને હાથો દ્વારા સ્પર્શવા માગતો હતો. મને લાગ્યું કે ઘેટાના બચ્ચાને ઝબ્બે કરે ત્યારે નીકળે એવો અવાજ એના ગળામાંથી નીકળે છે. ખબર નહિ પણ એ વખતે મારી છાતીમાં તીખા દર્દનો તરફડાટ થવા લાગ્યો...અને હું એકાએક દોડવા લાગ્યો. પાછળથી દાદાનો અવાજ આવતાં અટક્યો, પરંતુ ફરી દોડવા લાગ્યો. એ ક્ષણે મને લાગ્યું કે હું એમની નફરત કરું છું. હું એવી રીતે દોડતો હતો કે, મારા હૈયામાં હું એક રહસ્ય ઊંચકી લાવ્યો છું અને મારે એનાથી છૂટવું છે. હું વળાંક લેતી નદી પાછળ જંગલમાં ગુમ થઈ છે એ નદીકિનારે આવ્યો. ત્યાં મેં ગળામાં આંગળી નાખી ખાધેલાં બધાં ખજૂર ઓકી નાખ્યાં. ▣

(અરબી નવલિકા)

## નવાં પ્રકાશનો

**કિમ્ અધુના?**: કાવ્યસંગ્રહ: નિખિલ ખારોડ, પ્ર. પોતે ૨૩–૨૪, શાંતિવન, જકાત નાકા પાસે, કરમસદ–વિદ્યાનગર રોડ, પો. ઓ. વિદ્યાનગર–૩૮૮ ૧૨૦, મૂલ્ય જણાવ્યું નથી.

## ફુરસદ નથી / રમાનાથ રાય

અચાનક નજર પડી, દસ વાગવામાં હતા. હું ચોંકી ઊઠ્યો. હવે જરાય મોડું થઈ શકે એમ નહોતું. ઝડપભેર બૂટની દોરી બાંધી ઓરડાની બહાર નીકળ્યો, ત્યાં જ પાડોશના ઓરડામાંથી પત્નીએ આવી કહ્યું, 'હમણાં જ પિતાજીનું પ્રાણપંખી ઊડી ગયું.'

'ખાસ તકલીફ તો પડી નહોતી ને ?'

'ના, માત્ર મરતાં પહેલાં કહી ગયા...'

'અત્યારે રહેવા દે, સાંજે કહેજે.'

'ડેડ બૉડીનું શું કરીશું ?'

'હિન્દુ સંસ્કાર સમિતિને જાણ કરી દે.'

'માની તબિયત પણ સારી નથી...'

'મને અત્યારે વાત કરવાની ફુરસદ નથી...જાઉં છું.'

સ્કૂલે પહોંચવામાં મોડું થતું હતું. ઝડપભેર દાદર ઊતરી ગયો. રસ્તા પર આવ્યો. લગભગ દોડતો બસસ્ટોપ પર પહોંચ્યો. બસનો પત્તો ન હતો. રહી રહીને ઘડિયાળ પર નજર જતી હતી. દસ મિનિટ પછી બસ આવી. બસ ઠસોઠસ ભરી હતી. જોર કરીને બસમાં ઘૂસ્યો. કોઈએ મને કોણીથી ધક્કો માર્યો. એકે મારો પગ કચડ્યો. એક મને ચપ્પટ કરતો મારી પાસેથી પસાર થઈ ગયો. દરેક વખતે મારા મોઢામાંથી માત્ર 'આહ' નીકળતી. હું કોઈની સાથે ઝઘડી શકતો નહોતો. ભીંસ સહન કરતો બસમાં ઊભો રહ્યો. ભીડની અસહ્ય ભીંસ સહન કરતો રહ્યો. એક સ્ટેન્ડ પર કેટલાક લોકો

ઊતરી ગયા. ઘણી સીટ ખાલી પડી. હું એક ખાલી સીટ પર બેસી ગયો. બેઠા પછી ખ્યાલ આવ્યો કે પિતાજી હવે રહ્યા નથી. થોડી વાર પહેલાં જ એ સ્વર્ગે ગયા. માની હાલત પણ ખરાબ છે. પરંતુ એથી વધારે વિચારી ન શક્યો. મને સ્કૂલમાં જવાનું મોડું થતું હતું. આ મહિને બે વાર મોડો પડી ચૂક્યો છું. રજિસ્ટરમાં લાલ નિશાન લાગી ચૂક્યું હતું. આજે મોડો પડીશ તો ત્રણ દિન થશે. આ પહેલાં મારી ત્રણ કેજ્યુઅલ લીવ કટ થઈ જશે. આ રીતે રજા બરબાદ થાય એમ હું ઇચ્છતો નહોતો. કંડક્ટરને કહ્યું, બસ જરા ઝડપે ચલાવો. એણે મારા કહેવા પર કશું ધ્યાન આપ્યું નહીં: બસ ચાલતી હતી તેમ જ ચાલતી રહી.

અગિયાર ને પાંચે બસ સ્કૂલ સામે પહોંચી. બસમાંથી ઊતરી સ્કૂલમાં ગયો. બીજા માળે ટીચર્સ રૂમ હતો. લગભગ છલાંગ મારતો દાદર પર થઈ ઉપર પહોંચ્યો. તે પછી ટીચર્સ રૂમમાં પહોંચ્યો. ત્યાં એટેન્ડેન્સ રજિસ્ટર નહોતું. હેડ માસ્તરના રૂમમાં ચાલ્યું ગયું હતું. ટીચર્સ રૂમમાંથી હડી કાઢીને હેડ માસ્તરના રૂમમાં પહોંચ્યો. એ રજિસ્ટર ખોલીને લાલ નિશાન કરવા જતા હતા. મેં હાંફતાં હાંફતાં કહ્યું, 'હું આવી ગયો છું.'

હેડમાસ્તરે રજિસ્ટર મારી સામે ધરતાં કહ્યું, 'તમારું નસીબ સારું છે, તમારા હસ્તાક્ષરના ખાનામાં લાલ નિશાન કરવા જ જતો હતો.'

જવાબમાં હું જરા હસ્યો. મારી પાસે વાત કરવાની ફુરસદ નહોતી. ઝટપટ સહી કરીને ટીચર્સરૂમમાં પાછો ફર્યો. મને તરસ લાગી હતી, થયું કે એક ગ્લાસ પાણી પી લઉં...ત્યાં તો આસિસ્ટંટ હેડમાસ્તરે કહ્યું, 'ઝટ ક્લાસમાં પહોંચો છોકરા ગોકીરો કરે છે.'

પાણી પીધા વિના જ ફર્સ્ટ પિરિયડ મારે લેવા જવું પડ્યું. હું એમને અંગ્રેજી ભણાવતો હતો. હું વિદ્યાર્થીઓની હાજરી બુક લઈને ચોથે માળે પહોંચ્યો. કેટલાક વિદ્યાર્થી ક્લાસની બહાર ગપ્પાં

મારતા હતા, કેટલાક ક્લાસમાં શોરબકોર કરતા હતા. મને જોઈને બધા ચૂપ થઈ ગયા. બહાર હતા તે અંદર આવી ગયા. હું ક્લાસમાં ગયો. મને જોઈને બધા ઊભા થઈ ગયા. મેં ખુરશી પર બેસીને સૌને બેસી જવા કહ્યું. બધા બેસી ગયા. રજિસ્ટર ખોલી મેં ફટાફટ એમની હાજરી પૂરી, તે બંધ કરીને મેં પૂછ્યું, 'આજે તમને શું ભણાવવાનું છે?'

એકે ઊભા થઈને કહ્યું, 'લોરેન્સની ધી હોકિંગ હોર્સ વિનર.'

મને યાદ આવી ગયું–શું શિખવવાનું છે તે પણ યાદ આવી ગયું. કશું વિચારવાનું નહોતું. ચિંતાયે કરવાની નહોતી. હું ખુરશી પરથી ઊભો થઈને વિદ્યાર્થીઓ સામે આવી ગયો. તે પછી યંત્રની પેઠે એમને સમજાવવા લાગ્યો કે, કહાણીનો અર્થ શો થાય છે. લોરેન્સ વિશે પણ કહ્યું. એ પણ કહ્યું કે, કળા વિપ્લવને કઈ રીતે અર્થકામનાને જન્મ આપે છે. એમને કહ્યું કે, આ વાર્તામાં માતાની ધન પ્રત્યેની લોલુપતા પૂરી કરવા માટે કઈ રીતે પોલને એનો જીવ ગુમાવવો પડ્યો. એમને પૂરૂં સમજાવું તે પહેલાં ઘંટ વાગ્યો. હું ટીચર્સ રૂમમાં પાછો ફર્યો. મારું ગળું ખૂબ જ સુકાતું હતું. મેં એક ગ્લાસ પાણી પીધું. પાણી પીતાં મને યાદ આવ્યું કે પિતાજી ગુજરી ગયા છે, ઘણી વાર પહેલાં એમનો દેહાંત થઈ ગયો છે. માની હાલત પણ ખરાબ છે. પણ એ બધું વિચારવાની અત્યારે ફુરસદ નહોતી. બીજો પિરિયડ ૯–બ મારે લેવાનો હતો. એક સિગાર પીને હું ક્લાસમાં ગયો. પ્રવેશતાં જ પૂછ્યું, આજે શું ભણાવવાનું છે? ટેક્સ્ટ કે ગ્રામર?'

જવાબ આવ્યો : 'ગ્રામર.'

'એડવર્બ થઈ ગયો?'

'હા.'

'પછી, આજે શું ભણવાનું છે?'

'પ્રેપોઝીશન.'

તે સાથે યંત્રની જેમ મારા મોઢામાંથી શબ્દો નીકળવા લાગ્યા. એ વિષય વિશે એકધારું બોલવા લાગ્યો. એમને નિયમ અને કાયદા સમજાવવા લાગ્યો. એમને સમજાવવા લાગ્યો કે, ક્યાં 'ઇટ'નો ઉપયોગ થાય અને ક્યાં 'ઇન'નો, ક્યાં 'ફોર'નો ક્યાં 'સિન્સ'નો. ઉદાહરણ સાથે એમને સમજાવતાં સમજાવતાં કલાક થઈ ગયો. મને પણ થાક લાગ્યો હતો. તકલીફ થતી હતી. ટીચર્સ રૂમમાં પાછા ફરીને ફરી એક ગ્લાસ પાણી પીધું. બરાબર એ જ વખતે હેડમાસ્તર ઓરડામાં આવ્યા. મને જોતાં જ પૂછ્યું, 'તમારો કલાસ નથી?' મેં કહ્યું, 'જી, છે.' 'ક્યાં?' 'આઠ–બમાં. 'તો જાઓ, મોડું થશે તો છોકરા શોરબકોર કરશે.'

'જાઉં છું.' બેસવાનો, કમર સીધી કરવાનો સમય નહોતો. સિગારેટ ફેંકીને આઠ-બમાં ભાગતો પહોંચ્યો ત્યાં પહોંચતાં જ પૂછ્યું, 'આજે શું ભણાવવાનું છે?'

'ટ્રાન્સલેશન.'

'ચોપડી હાથમાં લ્યો.'

વિદ્યાર્થીઓએ ચોપડી કાઢી. હું કહેવા લાગ્યો. ખેડૂત પરિવાર પાસે મરઘી હતી. તે રોજ સોનાનું ઈંડું આપતી હતી. ખેડૂતને થયું કે, મરઘીના પેટમાં જરૂર સોનાની ખાણ છે, એટલે એક દિવસ એમણે મરઘીને મારી નાખી. પણ પેટ ચીર્યું તો તેઓ સ્તબ્ધ થઈ ગયા. મરઘીનું પેટ બીજી મરઘી જેવું જ હતું. રાતોરાત ધનવાન થવાના લોભમાં તેઓ મૂરખ બન્યા, રોજ સોનાનું એક ઈંડું મળતું હતું તે પણ એમણે ગુમાવ્યું.

પિરિયડ પૂરો થાય એની પંદર મિનિટ પહેલાં વિદ્યાર્થીઓ અનુવાદ કરીને નોટબુક મારી પાસે લાવવા લાગ્યા. હું એકેક કરતાં તપાસવા લાગ્યો, પણ બધી નોટબુક તપાસી શક્યો નહિ. ઘંટ વાગ્યો. મેં એમને કહ્યું, 'બાકીની કાલે જોઈશ.'

મારો ચોથો પિરિયડ ખાલી હતો. હવે ટીચર્સ રૂમમાં જરા

શરીર લંબાવીને બેસાશે. રૂમમાં બેત્રણ લોક પોલીસ–બળવામાં બંગાળીઓની ભૂમિકા પર ચર્ચા કરવા લાગ્યા. બેત્રણ વળી ભારતને આઝાદી અપાવવા અંગેનો સુભાષચન્દ્ર બોઝના ફાળાની ચર્ચા કરવા લાગ્યા. ચર્ચામાં કોઈ વળી વચ્ચે ઉત્તેજિત પણ થઈ જતું. આસિસ્ટંટ હેડમાસ્ટર એમને તરત રોકતા, 'ધીમે, પાસેના રૂમોમાં કલાસ ચાલે છે.' મેં ચર્ચામાં ભાગ ન લીધો. નવમા કલાસની નોટબુકો જોવાની પડી હતી. તે લઈને હું બેઠો. નિરાંતે તપાસવા લાગ્યો. એ જ વખતે પટાવાળો મારી પાસે રજિસ્ટર લઈને આવ્યો. એક શિક્ષક આવ્યા નહોતા. એમનો સિક્સ્થનો કલાસ મને અપાયો હતો. મનમાં ખીજાતો. એ આદેશ નીચે મેં સહી કરી. હું ફરી નોટ તપાસવા લાગ્યો. ત્યાં કોઈએ પૂછ્યું, 'કેચ ટ્વંટી ટ્ સિચ્યુએશનનો અર્થ શો થાય?'

મેં કહ્યું, 'જેમાંથી ઊભરવાનું મુશ્કેલ હોય એવી સ્થિતિ.' હવે વળી બીજા સજ્જને પૂછ્યું, 'ફેચ અને બ્રિંગમાં શો ફેર?'

મેં એમને સમજ પાડી. ત્યાં વળી ત્રીજાને જિજ્ઞાસા જાગી, 'એવવ ક્યાં લાગે અને ઓવર ક્યાં? એમને પણ સમજ પાડી. વળી એક બીજા સજ્જને પૂછ્યું. નોટ તપાસવાની રહી ગઈ. રિસેસ પડી. જોતજોતામાં ટીચર્સ રૂમ ભરચક થઈ ગયો.

કોઈએ મને કહ્યું કે, 'બહાર કોઈ સજ્જન તમને મળવા માગે છે.'

'મેં પૂછ્યું કોણ છે?'

'કદાચ તમારા ઓળખીતા હશે.'

હું બહાર ગયો. એક સજ્જને ,મને જોતાં જ નમસ્કાર કર્યા. પૂછ્યું, 'બોલો.'

'મારો પુત્ર સુજન દસમીમાં ભણે છે. એ અંગ્રેજીમાં જરા નબળો છે. તમે અઠવાડિયે બે વાર સમય કાઢીને...'

'પણ, મારી પાસે બિલકુલ સમય નથી...'

'એ હું નહિ સાંભળું, તમને ઠીક લાગે તે સમયે...'

'કેટલા આપશો?'

'બસો.'

'અશક્ય, અઢીસોથી ઓછા...'

'અઢીસો આપીશ.'

'ઠીક છે. કાલથી આવીશ. સુજનને કહી દેજો, એ મને મળે.' એ સજ્જન કૃતજ્ઞતા વ્યક્ત કરીને ગયા. હું ટીચર્સ રૂમમાં પાછો ફર્યો. ચપરાશી ચા-બિસ્કિટ લઈ આવ્યો. ખાતાં ખાતાં સાથીદારો સાથે એ પર ચર્ચા થવા લાગી કે લોકો આજે પૈસા માટે લોલુપ થઈ ગયા છે. ચર્ચા અધૂરી રહી અને ઘંટ વાગ્યો. ફિફ્થ પિરિયડ શરૂ થયો. બધા પોતપોતાના ક્લાસમાં ગયા. હું નવરો હતો. બેસીને નોટબુકો તપાસવા લાગ્યો. ત્યાં યાદ આવ્યું કે આજે સવારે પિતાજીનું મોત થઈ ગયું. માની હાલત પણ ગંભીર છે. પણ મારે એમાં શું કરવાનું હતું? આ દુનિયામાં કુદરતના કાનૂન પ્રમાણે જીવ પેદા થાય છે અને એક દિવસ નાશ પામે છે.

છેવટે ફિફ્થ પિરિયડ પૂરો થયો. સિક્સ્થ પિરિયડ શરૂ થયો. મેં નોટબુકો મૂકી દીધી. ક્લાસમાં ગયો પછી સિક્સ્થ ક્લાસ પૂરો થયો. સેવન્થ પિરિયડ શરૂ થયો. મારે એમાં ભણાવવાનું હતું. સિક્સ, સી કો. સારું માથું ચકરાતું હતું, છતાં ક્લાસમાં ગયો ને ભણાવવા લાગ્યો. વચ્ચે અટકી ગયો. એક વિદ્યાર્થીએ ઘાંટો પાડચો, 'સર, મને ચીમટા ભરે છે.'

'કોણ છે?'

'સર, તપન છે.'

તપને ઊભા થઈને કહ્યું, 'સર, મેં ચીમટા ભર્યા નથી.'

'ત્યારે કોણે ભર્યા?'

ઘંટ વાગી ગયો. કોણે ચીમટા ભર્યા તેની જાણ થઈ નહિ.

શરીર લંબાવીને બેસાશે. રૂમમાં બેત્રણ
બંગાળીઓની ભૂમિકા પર ચર્ચા કરવા લાગ
આઝાદી અપાવવા અંગેનો સુભાષચન્દ્ર
કરવા લાગ્યા. ચર્ચામાં કોઈ વળી વચ્ચે ઉ
આસિસ્ટંટ હેડમાસ્ટર એમને તરત રોકતા,
ક્લાસ ચાલે છે.' મેં ચર્ચામાં ભાગ ન લીધો
બુકો જોવાની પડી હતી. તે લઈને હું બે
લાગ્યો. એ જ વખતે પટાવાળો મારી પાસે
એક શિક્ષક આવ્યા નહોતા. એમનો
અપાયો હતો. મનમાં ખીજાતો. એ આદેશ
હું ફરી નોટ તપાસવા લાગ્યો. ત્યાં કોઈએ
સિચ્યુએશનનો અર્થ શો થાય?'

મેં કહ્યું, 'જેમાંથી ઊભરવાનું મુશ્કેલ
હવે વળી બીજા સજ્જને પૂછ્યું, 'ફ્રેચ અ

મેં એમને સમજ પાડી. ત્યાં વળી
'એવવ ક્યાં લાગે અને ઓવર ક્યાં? એ
વળી એક બીજા સજ્જને પૂછ્યું. નોટ તપાસ
પડી. જોતજોતામાં ટીચર્સ રૂમ ભરચક થઈ

કોઈએ મને કહ્યું કે, 'બહાર કોઈ સ
માગે છે.'

## ડાયરી / નરોત્તમ પલાણ

### 21 એપ્રિલ 1991, રવિ

આજે 'નયામાર્ગ'ના આંબેડકર જન્મ શતાબ્દી વિશેષાંકનું વાંચન પૂર્ણ થયું. પહેલી છાપ એ પડી છે કે ગુજરાતીમાં પ્રસિદ્ધ થયેલી આંબેડકર વિષયક સાહિત્યમાં આ અંક વર્ષો સુધી યાદ રહેશે. અહીં કુલ છ વિભાગોમાં આંબેડકર જીવન, વિચાર, સંસ્મરણો, મૂલ્યાંકન, કાવ્યાંજલિ અને સંદર્ભ મૂકાયા છે. આંબેડકર વિશે આટલી સામગ્રી કદાચ અહીં જ એક સાથે મળે છે, જે આંબેડકરને સમજવા માટે એક કિંમતી ભૂમિકા પૂરી પાડે છે. સામાન્ય રીતે ગુજરાતમાં જેમ ગાંધીજીને ન સમજનાર એક નાનકડો વર્ગ છે, તેમ આંબેડકરને ન સમજનાર એક મોટો વર્ગ પણ છે. રેલવેસ્ટેશન, બસ સ્ટેન્ડ કે એવી જાહેર જગ્યાની દીવાલો ઉપર 'જય ભીમ, જય ભીમ' લખીને આંબેડકરનો જે બાલીશ પ્રચાર થઈ રહ્યો છે તેણે પણ આંબેડકરને ન સમજવાની ભૂમિકા પૂરી પાડી છે. 'જય ટાગોર' કે 'જયશ્રી અરવિંદ' આપણે ક્યાંય વાંચીએ છીએ ? અને છતાંય ટાગોર–અરવિંદ આપણા સમાજમાં બરાબર જીવંત છે !

આજે આંબેડકર વિશે આટલું વાંચીને એ કેવડો મહાન અને ગંભીર માણસ હતો એની પ્રતીતિ થાય છે અને પ્રશ્ન પણ જન્મે છે કે 'જય ભીમ' કહેનાર મિત્રો એને બરાબર સમજ્યા હશે કે કેમ ? આંબેડકરમાં ક્યાંય સસ્તી મનોવૃત્તિ નથી. એણે રાષ્ટ્રની અખંડિતતાને સતત નજરમાં રાખી છે. એમ લાગે છે કે ગુજરાતમાં આંબેડકરનો

હું ટયૂશન કરવા નીકળી પડયો. મારે ચાર સ્થાને જવાનું હતું અને દરેક સ્થાન એકબીજાથી દૂર હતું.

રાતે અગિયાર વાગ્યે ઘેર પાછો ફર્યો. પત્ની કદાચ સૂતી હતી. બારણું ખોલીને ફરી સૂઈ ગઈ. મેજ પર મારું જમવાનું ઢાંક્યું હતું. હું જમીને સૂઈ ગયો. સૂતાં સૂતાં યાદ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. આજે પિતાજીનું મોત થઈ ગયું. તે પછી વિચાર્યું કે મરી ગયા તો હું શું કરું? મને ઊંઘ આવતી હતી. હું ઊંઘવા ચાહતો હતો, ઊંઘી ગયો.

બીજા દિવસે સવારે ઊઠીને રોજની જેમ ચા પીધી. દૂધ લાવ્યો. બજારે ગયો. બે ટયૂશન કર્યાં. તે પછી સ્નાન કરીને, જમીને ઓરડાની બહાર નીકળતો હતો ત્યાં પત્નીએ આવીને ખબર આપી, હમણાં હમણાં માએ જીવ છોડયો...'

'તકલીફ તો નો'તી થઈ ને?'

'ના, પણ મરતાં પહેલાં કહેતાં હતાં કે...'

'અત્યારે રહેવા દે પાછો ફરીને સાંભળીશ.'

'ડેડ બોડીનું શું થશે?'

'હિન્દુ સંસ્કાર સમિતિને જાણ કરી દેજે.

મને મોડું થતું હતું. મને વધારે વાત કરવાની ફુરસદ નહોતી. હું બહાર નીકળી ગયો. □

(બંગાળી નવલિકા)

## નવાં પ્રકાશનો

**વસંત:** રાહીરાજ કોટી, દર્દ ફાઝલાણી, મઝહર ફારુકી, ફજલ જામનગરીની ગઝલોનો સંગ્રહ: મૂલ્ય ૩૦ રૂપિયા. પ્રાપ્તિસ્થાન ઉપલા બંને પુસ્તકોનું: ગુજરાતી કવિ સંગત, એમ. આર. ૫/૪૫, ગ્રીન હાઉસ, બીજા માળે મીઠાદર, જોડિયા બજાર, કરાંચી-૨ (પાકિસ્તાન).

## ડાયરી / નરોત્તમ પલાણ

### 21 એપ્રિલ 1991, રવિ

આજે 'નયામાર્ગ'ના આંબેડકર જન્મ શતાબ્દી વિશેષાંકનું વાંચન પૂર્ણ થયું. પહેલી છાપ એ પડી છે કે ગુજરાતીમાં પ્રસિદ્ધ થયેલી આંબેડકર વિષયક સાહિત્યમાં આ અંક વર્ષો સુધી યાદ રહેશે. અહીં કુલ છ વિભાગોમાં આંબેડકર જીવન, વિચાર, સંસ્મરણો, મૂલ્યાંકન, કાવ્યાંજલિ અને સંદર્ભ મૂકાયા છે. આંબેડકર વિશે આટલી સામગ્રી કદાચ અહીં જ એક સાથે મળે છે, જે આંબેડકરને સમજવા માટે એક કિંમતી ભૂમિકા પૂરી પાડે છે. સામાન્ય રીતે ગુજરાતમાં જેમ ગાંધીજીને ન સમજનાર એક નાનકડો વર્ગ છે, તેમ આંબેડકરને ન સમજનાર એક મોટો વર્ગ પણ છે. રેલવેસ્ટેશન, બસ સ્ટેન્ડ કે એવી જાહેર જગ્યાની દીવાલો ઉપર 'જય ભીમ, જય ભીમ' લખીને આંબેડકરનો જે બાલીશ પ્રચાર થઈ રહ્યો છે તેણે પણ આંબેડકરને ન સમજવાની ભૂમિકા પૂરી પાડી છે. 'જય ટાગોર' કે 'જયશ્રી અરવિંદ' આપણે ક્યાંય વાંચીએ છીએ ? અને છતાંય ટાગોર–અરવિંદ આપણા સમાજમાં બરાબર જીવંત છે !

આજે આંબેડકર વિશે આટલું વાંચીને એ કેવડો મહાન અને ગંભીર માણસ હતો એની પ્રતીતિ થાય છે અને પ્રશ્ન પણ જન્મે છે કે 'જય ભીમ' કહેનાર મિત્રો એને બરાબર સમજ્યા હશે કે કેમ ? આંબેડકરમાં ક્યાંય સસ્તી મનોવૃત્તિ નથી. એણે રાષ્ટ્રની અખંડિતતાને સતત નજરમાં રાખી છે. એમ લાગે છે કે ગુજરાતમાં આંબેડકરનો

જે રીતે (માત્ર એના નામનો જ) પ્રચાર થઈ રહ્યો છે તે આંબેડકરને ફિલ્મી દુનિયા જેવી સસ્તી જાહેરાત આપે છે.

ગાંધી–આંબેડકર વિશેની અમુક ભ્રામક માન્યતાઓ પણ આપણામાં ઘર કરી ગઈ છે. આ અંકમાં પણ એની ચર્ચા મળે છે. મને એમ લાગે છે કે બન્ને સાચા અને પોતાની દષ્ટિને વફાદાર મહાપુરુષો છે. આંબેડકરે કાયદા ઉપર બધો મદાર બાંધ્યો જ્યારે ગાંધીજીએ કરુણા ઉપર. આજે આટલાં વર્ષે બન્ને અપૂર્ણ લાગે છે! કાયદાથી કેવાં હાસ્યાસ્પદ પરિણામો આવ્યાં તે સૌની નજર સામે છે, જ્યારે બીજી બાજુ કરુણાનો દુરુપયોગ પણ કોઈની નજર બહાર નહિ હોય. મનુષ્ય સમાજ હજુ વધુ પ્રયોગોની અપેક્ષા રાખે છે એટલું જ.

આ અંકમાં આંબેડકરના મૂલ્યાંકનનો વિભાગ મોટો થયો છે અને પ્રમાણમાં નબળો પણ થયો છે. ઘણા લેખો સપાટી પરના છે, જે દૂર કરી શકાયા હોત. વિભાગ એકના અંતે આંબેડકર જીવન-તવારીખ અને વિભાગ છમાં સંદર્ભ સાહિત્ય, નાના મોટા સૌ અભ્યાસીને ઉપયોગી બની રહે તેવાં છે. મહારાષ્ટ્રના શિક્ષણ વિભાગ તરફથી આંબેડકરના સમગ્ર સાહિત્યને આવરી લેતા આઠ ગ્રંથ પ્રસિદ્ધ થયા છે અને ગુજરાતીમાં પણ લગભગ બધું જ સાહિત્ય પ્રસિદ્ધ છે. હજુ આના જેવાં વિશેષ વિશેષાંકો અને ચર્ચાઓ પ્રસિદ્ધ થાય, એવી અપેક્ષા જન્મે છે.

## 22 એપ્રિલ 1991, સોમ

આજે સાંજની ટપાલમાં નિરીક્ષક, ખેવના, કુમાર, વર્લ્ડ વાઇડ ફંડનું ત્રૈમાસિક અને સ્પાન–એક સાથે આવ્યાં! બહાર ફરવા જવા માટે હું તૈયાર હતો અને રસીલા તૈયાર થતી હતી ત્યાં ટપાલનો થોકડો પડ્યાનો અવાજ આવ્યો! (આ અવાજ સાંભળવા માટે હું હંમેશાં ઉત્સુક રહું છું.) પાંચે પાંચ સામયિકો ફેરવી લીધા પછી જ બહાર નીકળવા ઊભો થયો ત્યાં રસીલાએ હજુ સાડી બદલી

નો'તી અને ઘઉં જોવા બેસી ગઈ હતી! હું એની પાસે ગયો ત્યાં નિમ્ન મસ્તકે જ ચશ્માની ઉપરથી એણે જે રીતે મારા સામું જોયું, મજા આવી ગઈ!

'નિરીક્ષક'માં ડાયરી છપાણી છે તેની વાત અને આંબેડકર એના માતાપિતાનું ચૌદમું સંતાન હતું તથા પિતાએ બીજી પત્ની કરી તેના વિરોધમાં આંબેડકરે ઘર છોડવાનું નક્કી કરેલું, આ જ આંબેડકરે પોતે બીજી પત્ની કરી – એમાં કુદરતે વર્તુલ પૂરું કર્યાનો ન્યાય વાંચી શકાય છે! આમ જુઓ તો, જીવનમાં બનતી ઘટનાઓ ઉપર આપણો કાબૂ નથી.

**23 એપ્રિલ 1991, મંગળ**

'ફાર્બસ', ખાસ તો એની સંપાદકીય સૂઝથી મનભર બની રહ્યું છે. દર વખતે કોઈ ને કોઈ ગંભીર ગ્રંથ કે મુદ્દો લઈને મંજુબેન સંપાદકીય લખે છે. કદાચ આટલી હાઈટ, ગુજરાતીમાં સંપાદક તરીકે એક પાત્ર મંજુબેન જ ધરાવે છે. આ વખતે (જાન્યુ. માર્ચ ૧૯૯૧) મેઘાણીના પત્રોનો મહાગ્રંથ 'લિ. હું આવું છું' સંપાદકીય પામ્યો છે. સામયિક સાઇઝનાં નવ પૃષ્ઠોનું આ ભરચક લખાણ મેઘાણીને આમ ઉલટાવીને, માછલીનું પડખું પ્રકાશમાં ચમકી જાય તેમ, આપણી સામે રજૂ કરે છે! સંપાદકીય સૂઝની વાહ–વાહ તો આગળ–પાછળ ઢેલીઆઈ અને મકરંદ દવેનાં મેઘાણી વિષયક જે લખાણો મૂકવામાં આવ્યાં છે તે જોઈને જ બોલાઈ જાય! આ બે લખાણો મેઘાણીના એક મધુર અંશને આપણી સામે ખોલી આપે છે. મેઘાણી કેવું રસભર ગાઈ શકતા કે એક બાજુથી ગામડાની અભણ નારી અને બીજી બાજુથી સુશિક્ષિત શિષ્ટકવિ એના સૂરમાં જાતને ભૂલીને એક નવા પ્રદેશની મોજ માણી શકતા! મેઘાણી જાણે મેઘાણી હતા! એનું નવું મૂલ્ય 'લિ. હું આવું છું'થી તેમજ આજના આ સંપાદકીયથી મનમા વસે છે.

**24 એપ્રિલ 1991, બુધ**

શિવકુમાર આચાર્ય હમણાંથી 'ફૂલછાબ'માં જોડાયેલા છે.

## માની છબિ / મંગલેશ ડબરાલ

ઘરમાં માની કોઈ છબિ નથી. ફોટો પડાવવાનો સમય આવે છે ત્યારે મા ઘરમાં કોઈ ખોવાયેલી ચીજ શોધતી હોય કે લાકડાં, ઘાસ કે પાણી લેવા માટે ગઈ હોય છે. જંગલમાં એને એક વાર વાઘ મળેલો, પણ એ ડરી નહિ, એણે વાઘને ભગાડચો, ઘાસ વાઢયું, ઘરે આવીને ચૂલો પેટાવ્યો, સૌને માટે રસોઈ કરી. હું કદી લાકડાં લાવવા માટે જંગલે ગયો નથી, કદી ચૂલો પેટાવ્યો નથી. હું મોટે ભાગે જૂના સમયની હજીયે કામ આપતી નકશીદાર ખુરશી પર બેસી રહ્યો. જે ખુરશી પર બેસીને ફોટો પડાવી શકાય છે. માના ચહેરા પર કોઈ કોઈ વાર જોઉં છું — એક જંગલની તસવીર: લાકડાં, ઘાસ અને પાણીની તસવીર, એક ખોવાઈ ગયેલી ચીજની તસવીર. □

## નવાં પ્રકાશનો

**વાંક દેખાં વિવેચનો:** જયંત કોઠારી, પ્ર. પોતે ૨૪, નેમિનાથનગર, (સત્યકામ) સોસાયટી, સુરેન્દ્ર મંગળદાસ માર્ગ, અમદાવાદ–૩૮૦ ૦૧૫, મૂલ્ય ૫૫ રૂપિયા.

**પદ્યશાસ્ત્ર:** ગઝલરચના માટે છંદોની ઉદાહરણો સહિત અપાયેલી સમજ: ‘નઝર’ ગફૂરી, મૂલ્ય ૨૫ રૂપિયા.

# ઘટગોળી મુક્તકો



અંજુમ વાલોડી

# કંકાવટી

ઑગસ્ટ
૧૯૯૩

રમણીક અગ્રાવત

યોગેશ પટેલ

રાધેશ્યામ શર્મા

રતિલાલ 'અનિલ'

પિરાન્દેલો

શરીફા વીજળીવાળા

બહાદુરભાઈ જ. વાંક

હિમાંશી શેલત

મેઘનાદ હ. ભટ્ટ

ભરત સોલંકી

# કંકાવટી

ઑગસ્ટ ૧૯૯૩

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૩ : અંક ૪૦૪ : મૂલ્ય : ૪ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂા. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર. આર. રૂપાવાળા, કંકાવટી, ૨૪ રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સૂરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

*

તંત્રી–મુદ્રક પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

કંકાવટી, ૨૪, રીવર બેન્ક સોસાયટી,

ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી

સૂરત–૩૯૫ ૦૦૯. ફોન નં. ૮૫૬૪૧

*

પ્રકાશન સ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ, પાણીની ટાંકી, સૂરત–૩૯૫ ૦૦૯

મુદ્રણ સ્થાન : ભગવતી મુદ્રણાલય, અજય એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ-૪

બે કવિતા / રમણીક અગ્રાવત

## વહી જતા આભાસનું રેખાચિત્ર

સ્ફટિક નિર્મળી ક્ષિતિજ તગતગતો સૂરજ લાલ
ગંધાસવ ચકચૂર થનગનતાં વૃક્ષ અપાર.
હવા પાતળું વસ્ત્ર સુગંધી નજર ભરી લહેરાય
ઘ્રાણપ્રિયાના કેશ મનને મથે મથે લગાર.
છાતીમાં ટમક્યાં કરે કંપ હજી ય અનેક
ખળખળ મુઠ્ઠી ભીંસતી સંઘર્યા સ્પર્શ ડસેલ.
વહી જતા આભાસ સામટા સ્તબ્ધ ખડા રહી જાય
વિહ્વળ મનનો વેશ બાવરો ફરી ફરી ભજવાય.

## મદિરા

અંધારાને ભૂંસવા ઝૂઝે ચન્દ્ર અંધીર
ઝાડ તળેની ચાંદની ડહોળે ઝટ સમીર.
ગંધ કહે કે 'હુ ચઢુ' પવન કહે કે 'હું'
વડછડ મીઠી વેરતી રાત કહે કે 'છું.'
ઓચિન્તા જાગી પડી કોકિલ બોલે 'કૂ....'
પળને પોરે ઠેકતો વાયરો હભળક છૂ....
સન્નાટાના સાપને ચઢિયાં ઘેન મદીર
જળ જંપ્યાં દશ દિશનાં કાળવતીને તીર.

# કંકાવટી

ઑગસ્ટ ૧૯૯૩

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૩ : અંક ૪૦૪ : મૂલ્ય : ૪ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.


## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂા. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર. આર. રૂપાવાળા, કંકાવટી, ૨૪ રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સૂરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

*


તંત્રી–મુદ્રક પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

કંકાવટી, ૨૪, રીવર બેન્ક સોસાયટી,

ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી

સૂરત–૩૯૫ ૦૦૯. ફોન નં. ૮૫૬૪૧

*

પ્રકાશન સ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ, પાણીની ટાંકી, સૂરત–૩૯૫ ૦૦૯

ણ સ્થાન : ભગવતી મુદ્રણાલય, અજય એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ-૪

બે કવિતા / રમણીક અગ્રાવત

## વહી જતા આભાસનું રેખાચિત્ર

સ્ફટિક નિર્મળી ક્ષિતિજ તગતગતો સૂરજ લાલ
ગંધાસવ ચકચૂર થનગનતાં વૃક્ષ અપાર.
હવા પાતળું વસ્ત્ર સુગંધી નજર ભરી લહેરાય
ઘ્રાણપ્રિયાના કેશ મનને મથે મથે લગાર.
છાતીમાં ટમક્યાં કરે કંપ હજી ય અનેક
ખળખળ મુઠ્ઠી ભીંસતી સંઘર્યા સ્પર્શ ઠસેલ.
વહી જતા આભાસ સામટા સ્તબ્ધ ખડા રહી જાય
વિહ્વળ મનનો વેશ બાવરો ફરી ફરી ભજવાય.

## મદિરા

અંધારાને ભૂંસવા ઝૂઝે ચન્દ્ર અધીર
ઝાડ તળેની ચાંદની ડ્હોળે ઝટ સમીર.
ગંધ કહે કે 'હુ ચઢું' પવન કહે કે 'હું'
વડછડ મીઠી વેરતી રાત કહે કે 'છું.'
ઓચિન્તા જાગી પડી કોકિલ બોલે 'કૂ....'
પળને પોરે ઠેકતો વાયરો હળક છૂ....
સન્નાટાના સાપને ચઢિયાં ઘેન મદીર
જળ જંપ્યાં દશ દિશનાં કાળવતીને તીર.

/ યોગેશ પટેલ

દોડો પછી થોભો પછી દોડો પછી હાંફ્યા કરો,
શું થાય જળઘેલા હરણ છો તો પછી દોડ્યા કરો.

રખડી પડયા છો ધડ વગરના થઈ હવે આજે તમે
છોડી કબર ઊભા થયા છો તો પછી ભટક્યા કરો.

ચાલી સડક પોતે જ લો ચીલો મૂકી બીજે કશે
દિશા વગર ચાલ્યા કરો છો તો પછી ચાલ્યા કરો.

મળવા તો મન આતુર ઘણું છે પણ સમય ક્યાં છે ભલા
ડૂબી પડયા પરસાળમાં છો તો પછી ડૂબ્યા કરો.

ગુમ્મસ બની નીકળ્યા હતા, જાણી જશે કો, ડર હતો
સૂરજ વગર ઘૂમ્યા કરો છો તો પછી ઘૂમ્યા કરો.

શું કહું? / રતિલાલ 'અનિલ'

આભના અજવાસને હું શું કહું?
સૂર્યના આભાસને હું શું કહું?
કોઈ પણ ભીનપવિહોણા શૂન્યને,
આવા શ્રાવણ માસને હું શું કહું?

**સેજલ અન્ધકારમાં...**

ગભારામાં હિજરાતા
તાંબાના નાગને
કચડતો
ફૂલોની ગન્ધવાળો
સેજલ અન્ધકાર.
નાગને માથે
ખીલેલું
જાસૂદનું ફૂલ.
દીવાની સ્થિર સળગતી જ્યોત.
મન્દ્ર ગાન્ધારમાં
કડકડાટ મહિમ્ન બોલતો
વરસાદ.
નગારાં બજી ઊઠે છે.
આરતી પ્રગટે છે.
એઠેલો નન્દી ઊછળે છે.
સેજલ અન્ધકારમાં
આગિયા રેલાય છે....

—જયદેવ શુક્લ

/ યોગેશ પટેલ

ઢોળો પછી થોભો પછી દોડો પછી હાંફ્યા કરો,
શું થાય જળઘેલા હરણ છો તો પછી દોડ્યા કરો.
રખડી પડ્યા છો ધડ વગરના થઈ હવે આજે તમે
છોડી કબર ઊભા થયા છો, તો પછી ભટક્યા કરો.
ચાલી સડક પોતે જ લો ચીલો મૂકી બીજે કશે
દિશા વગર ચાલ્યા કરો છો તો પછી ચાલ્યા કરો.
મળવા તો મન આતુર ઘણું છે પણ સમય ક્યાં છે ભલા
ડૂબી પડ્યા પરસાળમાં છો તો પછી ડૂબ્યા કરો.
ધુમ્મસ બની નીકળ્યા હતા, જાણી જશે કો, ડર હતો
સૂરજ વગર ઘૂમ્યા કરો છો તો પછી ઘૂમ્યા કરો.

શું કહું ? / રતિલાલ 'અનિલ'

આભના અજવાસને હું શું કહું ?
સૂર્યના આભાસને હું શું કહું ?
કોઈ પણ ભીનપવિહોણા શૂન્યને,
આવા શ્રાવણ માસને હું શું કહું ?

અવનવું રચાયું છે.

ભેજલ અન્ધકારનું શુદ્ધ રૂપ નિખાર પામ્યું છે. શિવાલયના ગભારા, ગર્ભગૃહમાં જે અન્ધકાર કુંડલિની કરી પડયો રહ્યો છે એને શિવલિંગસિક્ત ફૂલોની ગંધ બાઝી છે, અને —

—શંકરકંઠને સોહાવતો, નીલકંઠને ઓપાવતો સર્પ અહીં તાંબાના નાગરૂપે જાણે કે હિજરાઈ રહ્યો છે. આ હિજરાટ શિવ-તત્ત્વના વિરહયોગથી સંપન્ન છે એવું તત્ત્વટૂંપણું ડહોળીને છેડવું નથી પણ આ ભેજલ તમસ્ હિજરાતા તામ્રનાગને કચડી રહ્યું છે. કૃતિગત વાસ્તવના પરમ સ્વીકારમાં જ આપણી ભાવક તરીકેની પાત્રતા અને ગુણાનુગામી સજ્જતાનો અંદાજ નીકળે... નાગને તાંબાનો કહી અથવા વધુ સાચું તો કવી, ધાતુસ્થિત પદાર્થત્વને ભેજલ અંધકાર શી પ્રવાહિત ક્રિયા આરોપિત કરી કચડવાની ક્રિયા દ્વારા અન્ધકારનું વાયોલન્ટ આક્રમણ ચાક્ષુષ કરી દીધું છે.

પછીની પંક્તિઓમાં પ્રકૃતિગત પરિમાણનું ઉદ્ઘાટન : 'નાગને માથે ખીલેલું જાસૂદનું ફૂલ'. જાસૂદનું ફૂલ નાગમસ્તકે ખિલાવી દઈ નાગને બાગ દર્શાવતું પ્રક્રિયા-નાટય અવચેતનામાં ભજવાઈ ગયું। પાઠકે જાસૂદને તાકીને જોયું હોય, દૃશ્યવૈભવ માણ્યો હોય તો ઓર સુવાસ મળે.

જેના માથે જાસૂદનું ફૂલ ખીલી ઊઠયું છે એવા તાંબાના નાગનેય, ભેજલ અન્ધકારનો અજગર જાણે કે પોતાના વ્યાપક ભરડામાં કચડી રહ્યો છે.

તરતની પંક્તિમાં બીજો કોન્ટ્રાસ્ટ, વિરોધ. અન્ધકારના નાગ-દમન કરતા આક્રમણની પડછે અને પડખે શું છે? 'દીવાની સ્થિર સળગતી જ્યોત.' જ્યોત તો સળગતી જ હોય ને. (સળગે તો જ જ્યોત ને?) પણ પંક્તિ, પઠનમાં તો આમ જ ઓપે છે : 'દીવાની સ્થિર સળગતી જ્યોત.' દીવાની વીતરાગ સાક્ષીમાં જ તમસ્નું આ નેકેડ એગ્રેશન સંભવ્યું છે. જ્યોત હાલીડોલી નથી, સ્થિર રહી છે,

'પ્રાથમ્ય'ના પ્રથિતયશ કવિ શ્રી જયદેવ શુકલની કૃતિનું મથાળું જ જુઓને... અરે, અનુભવોને. 'ભેજલ અન્ધકારમાં'. અડકીને ભીના થઈ જાઓને. સામાન્ય કવિતાપાઠક મૂંઝાય. અન્ધકાર તો ભેજલ હોતો હશે? કવિઓ તો આવાં ગાંડાં કાઢે. કારણ ઇન્દ્રિય-વ્યત્યય–વ્યત્યયની એમને ગમ ના પડે. ઇન્દ્રિયસંકર પણ એમને મૂંઝવે. પરંતુ કવિ તો ચંદ્રને ચૂમી શકે, ચૂસી શકે, સૂંઘી શકે અને જાગતાં જ ચંદ્રને ઊંઘી શકે! યેસ, પોએટ્સ કેન સ્લીપ ધેયર મૂન... હું તો હસવામાં એમ પણ કહું કે ચંદ્રમાના કેળા પર લપસવાની કેલિક્રીડા કવિઓ જ કરી શકે. કહો મંજૂર હૈ?

કવિઓને બધી છૂટ. વૈયાકરણીઓ, વિદ્વાન શાસ્ત્રજ્ઞો કે અવનવી પરિભાષામાં ઊંચું નાક રાખી પ્રભાવ પાડવા તાકતા જમણી સૂંઢના ગણપતિ જેવા વિવેચકોનો લાજ કાઢી મલાજો રાખવાની સર્જકને જરૂર ન હોય. જોકે કેટલાક કાવ્યકારો બિનજરૂરી ધાકની બીન બજાવતા વિવેચક-સર્પને ટોપલામાં ઘાલવા ઘૂમે છે ખરા. ચાલ્યા કરે...

કવિએ અંધકારને અહીં ભેજલ કવી દશ્યને ભીનાશ અર્પી છે. કહેવું જરૂરી ખરૂં કે કવિ કથે નહિ, કવે. જરૂર પડયે જ કથે પણ કવતાં કવતાં. આવું કવન જ, કાનની કળા કાવ્યને બનાવે. પણ આ કૃત, વાંચતાં વાંચતાં માણવાની છે.

મહાશિવરાત્રિનું ડમરુ નજદીકમાં સંભળાઈ રહ્યું છે...

વિપ્રસંસ્કૃતિનાં પ્રથિતયશ પ્રતીકોનો સામગ્રી લેખે અહીં થયેલો વિશિષ્ટ વિનિયોગ કૃતિને કાવ્યકક્ષાએ મૂકી આપે છે. શુકલ જયદેવ પર અભિનંદનનો અભિષેક...

'ભેજલ અંધકારમાં'...કહ્યા પછી એ અંધકારના અન્ય આયામો (ડાયમેન્શન્સ) ઉદ્‌ઘાટિત કરવાનો વિશદ ઉપક્રમ છે. આમ તો અન્ધકાર ભેજલ કેવોક છે એનો ખુલાસો બહુ રોચક ના બને. કળામાત્ર એક્સ્પ્લેનેશનને, સ્પષ્ટતાને પરહરે. જોકે, અહીં તો

અવનવું રચાયું છે.

ભેજલ અન્ધકારનું શુદ્ધ રૂપ નિખાર પામ્યું છે. શિવાલયના ગભારા, ગર્ભગૃહમાં જે અન્ધકાર કુંડલિની કરી પડયો રહ્યો છે એને શિવલિંગસિક્ત ફૂલોની ગંધ બાઝી છે, અને —

—શંકરકંઠને સોહાવતો, નીલકંઠને ઓપાવતો સર્પ અહીં તાંબાના નાગરૂપે જાણે કે હિજરાઈ રહ્યો છે. આ હિજરાટ શિવ-તત્ત્વના વિરહયોગથી સંપન્ન છે એવું તત્ત્વટૂંપણું ડહોળીને છેડવું નથી પણ આ ભેજલ તમસ્ હિજરાતા તામ્રનાગને કચડી રહ્યું છે. કૃતિગત વાસ્તવના પરમ સ્વીકારમાં જ આપણી ભાવક તરીકેની પાત્રતા અને ગુણાનુગામી સજ્જતાનો અંદાજ નીકળે... નાગને તાંબાનો કહી અથવા વધુ સાચું તો કવી, ધાતુસ્થિત પદાર્થત્વને ભેજલ અંધકાર શી પ્રવાહિત ક્રિયા આરોપિત કરી કચડવાની ક્રિયા દ્વારા અન્ધકારનું વાયોલન્ટ આક્રમણ ચાક્ષુષ કરી દીધું છે.

પછીની પંક્તિઓમાં પ્રકૃતિગત પરિમાણનું ઉદ્‌ઘાટન : 'નાગને માથે ખીલેલું જાસૂદનું ફૂલ'. જાસૂદનું ફૂલ નાગમસ્તકે ખિલાવી દઈ નાગને બાગ દર્શાવતું પ્રક્રિયા-નાટય અવચેતનામાં ભજવાઈ ગયું। પાઠકે જાસૂદને તાકીને જોયું હોય, દશ્યવૈભવ માણ્યો હોય તો ઓર સુવાસ મળે.

જેના માથે જાસૂદનું ફૂલ ખીલી ઊઠયું છે એવા તાંબાના નાગનેય, ભેજલ અન્ધકારનો અજગર જાણે કે પોતાના વ્યાપક ભરડામાં કચડી રહ્યો છે.

તરતની પંક્તિમાં બીજો કોન્ટ્રાસ્ટ, વિરોધ. અન્ધકારના નાગ-દમન કરતા આક્રમણની પડછે અને પડખે શું છે? 'દીવાની સ્થિર સળગતી જ્યોત.' જ્યોત તો સળગતી જ હોય ને. (સળગે તો જ જ્યોત ને?) પણ પંક્તિ, પઠનમાં તો આમ જ ઓપે છે : 'દીવાની સ્થિર સળગતી જ્યોત.' દીવાની વીતરાગ સાક્ષીમાં જ તમસ્‌નું આ નેકેડ એગ્રેશન સંભવ્યું છે. જ્યોત હાલીડોલી નથી, સ્થિર રહી છે,

સળગતી રહી છે.... દીવાની ઉપસ્થિતિમાં કદી અંધારું લેશમાત્ર બચે? પણ આવી કળાકૃત રચનામાં તર્કસરણીને અવકાશ અલ્પ. કૃતિગત તથ્ય તો એવું છે કે પ્રદીપની ઉપસ્થિતિમાં, એ હોવા છતાં અન્ધકાર આક્રમક બનવાની ક્ષમતા રાખે છે. અ-શિવયુગ છે, કળયુગ છે — ભલે નીલકંઠ, ગર્ભાગારમાં — લિંગાકારમાં પ્રત્યક્ષ! પરિ-બદ્ધ? હા.

શંકરનું, શિવાલયનું નામેય દીધા વિના જે 'વિપ્રશીલ' વાતાવરણ ખડું થયું છે એ વિધાનને પુષ્ટ કરતી પંક્તિ તો હવે અહીં પ્રકટી છે: 'મન્દ્ર ગાન્ધારમાં કડકડાટ મહિમ્ન બોલતો વરસાદ'. વરસાદથી આપણા સંસ્કાર શ્રાવણ માસની મોસમને ઉદ્બુદ્ધ કરે છે. વરસાદ મહિમ્નગાન, શિવમહિમ્નસ્તોત્ર-સ્તવન કરે છે તેથી તે વિપ્રવત્ છે, 'કડકડાટ'માં વર્ષાનો ગગડાટ ઊભરે છે પણ ગોખણપટ્ટી કરતા છાત્રની છવિ ઊપસે છે અને 'મન્દ્ર ગાન્ધાર'માં (કર્તાની પણ) શાસ્ત્રીય રાગસૂઝ ફરફરતી ઝલમલે છે... કહો, કાવ્યકૃતિમાં કેટકેટલી વસના 'કોલાજ' સંરચાય છે? ભાવક પણ સંસ્કાર-સાહચર્યો માટે સ્વતંત્ર. શંકરદેરામાં પછી નગારાં–આરતી સ્પન્દિત થતાં બેઠેલો નન્દી ઊછળીને નાચે નહિ તો ક્યાં જાય? છેલ્લી પંક્તિના ભેજલ અન્ધકારમાં, પલપલ થતા, દીવાના ટમટમાટને સ્થાને આગિયા 'રેલાય છે'... હું રેલાઈ, ગયો સત્યજિત રાયના 'અપરાજિતો'ની એક ફ્રેમમાં... જ્યાં ઝાડમાં આગિયા, આરતીદીવાની જેમ ટમટમતા હતા.... ◻

## નવાં પ્રકાશનો

**મુક્ત દીર્ઘ કવિતા:** અદ્યતન દીર્ઘ કવિતા: વિવેચન. દીપક રાવલ, મૂ. ૫૩ રૂપિયા.

**સંચય બીજો:** એકાંકી-સંગ્રહ: સુભાષ શાહ, મૂ. ૩૫ રૂપિયા.

## સમાચાર / રતિલાલ 'અનિલ'

શરીરસુખ મેં ભોગવ્યું હશે એટલે જ આ શરીરદુ:ખ આવ્યું હશે. પગના સાંધા કળે છે અને પ્રવાસી નહિ થયેલો એનો બદલો મળે છે. ઝાઝું ચાલ્યો નહિ, આવડી મોટી પૃથ્વી મળી તોયે. ઘરથી ઑફિસ અને ઑફિસથી ઘર એટલું જ તારી દુનિયાનું માપ –ઘાંચીના બળદ કરતાં તું જુદો, ગોળ ગોળ નહિ, પણ સીધી લીટીએ આવ-જા કરનારો! અલ્યા, વણજારો થયો હોત તો? આ પૃથ્વી-સ્વામિત્વનો ભાવ તો ન આવત! સરનામું જાળવવા માટે વણજારો થવાનું ટાળ્યું! હવે સરનામું ઝાલીને બેસ ઘરમાં અને આખી રાત, પગના સાંધાના કળતરે જાગ! — આવું કંઈ મનમાં પડઘાયા કરે છે. 'અલ્યા, તારે તે પગ છે કે પૈડાં!' એવું મહેણું કોઈએ ન માર્યું એનો રંજ છે. ઘર છોડી દૂર ગયો તોયે બસ કે રેલવેના પૈડે ચડીને. 'પગ મળ્યા તોયે પરિવ્રાજક ન થયો!' આવો ઠપકો સાંભળ્યા કરું છું.

રેડિયો પર આખી રાત રાષ્ટ્રીય સર્વિસ આવે છે અને અરીસામાં ત્રણના આંકે મોટો કાંટો જોઉં છું અને સમાચાર જાણવા રેડિયો શરૂ કરું છું. જિંદગીનાં ૪૫ વર્ષ અખબારોની કચેરીમાં ગયાં એટલે સમાચારો જાણવાની ટેવ પડી ગઈ. સમાચાર, અને સમાચાર, વિગત અને માત્ર વિગત! જાણવાનું અને બસ જાણવાનું! પણ શું જાણવાનું? કોઈ દિવસ સમાચારોમાં કવિતા તો આવતી નથી! હા, વળી બજેટ આવે અને, ગામમાં દાંડી પિટાય અને ગભરાટ ફેલાય એમ બજેટ આવે છે ત્યારે ભય ફેલાય છે. આપણા રક્ષકોને

ધાડપાડુ રૂપે અનુભવવા એ પણ હવે નિયતિ છે. સમાચાર એટલે? વિકૃતિ, કૃતિ નહિ! વિકૃતિ નહિ ત્યારે વૈચિત્ર્ય – એક સ્ત્રીએ એક સાથે આટલાં બાળકોને જન્મ આપ્યો! ૪૫ વર્ષ અખબારોની ઑફિસોમાં ગયાં પણ પત્રકાર ન બન્યો! કોઈ વાર પી.ટી.આઈ., યુ.એન.આઈ.ના કટકટિયા પાસે ન ગયો. એના લહેરાતા કાગળમાં કોઈ પ્રિયાનો લહેરાતો પાલવ મેં જોયો નહિ! જોશીના લાંબા ટીપણા જેવો એ લંબાય કાગળ, પણ એમાં ભાવિ નહિ, વર્તમાન હોય! વર્તમાન પણ મોટા પનાનો નહિ, દસબાર કલાકનો! રોજ દાળભાત ખાતાં કંટાળો કેમ આવતો નહિ? છાપાના એક જેવા સમાચારો જાણીને કંટાળો આવી જાય છે, કદાચ એમાં જીવનદાયક સમાચારોનો અભાવ હશે એટલે! કૃતિ નહિ, વિકૃતિ એ સમાચાર છે! હું ડૉકટર, વૈદ્ય ન થયો, એટલે સમાચાર-પ્રિય ન થયો! ડૉકટરને કોઈ પગ ભાંગીને આવે કે કોઈ લોહી નીગળતું માથું લઈને આવે એથી એનું હૃદય પીગળી જતું નથી, દર્દીને મોતને કાંઠે પહોચેલો જુએ તોયે, એનું હૃદય હાહાકાર કરી ઊઠતું નથી... પત્રકાર પણ આ માણસજાતનાં દુઃખદર્દ જોઈને પીગળતો નથી, પણ કમાણી આપે એવો કેસ જોઈને કદાચ ડૉકટર ખુશ થતો હશે તેમ, એકસાથે પંજાબમાં સામટી હોળી થાય છે અને 'પહેલા પેજનું મથાળું મળ્યું!' એવો હર્ષ પત્રકારને થતો જોયો છે. હું સ્તબ્ધ થઈ જાઉં છું. સહાનુકમ્પા, સહાનુભૂતિ થવી જોઈએ તેને બદલે પહેલા પાનાનું મથાળું મળ્યું એવો પ્રાપ્તિભાવ! ટીવી પર બી.બી.સી. પર દર કલાકે સમાચાર આવે છે. ખાસ્સો અડધો કલાક! એટલે કે દર અડધા કલાક પછી સમાચાર આવે છે! ધૂળ પોતે જ વાહનોનાં પૈડાંથી પિસાઈ દળાઈને ધૂળ બની હોય છે, એક ચોક્કસ સ્થિતિ તેને પ્રાપ્ત થઈ ગઈ હોય છે, તે છતાં એના પર વાહનોનાં પૈડાં ફર્યા કરે છે, ધૂળ પછી માટીની કોઈ બીજી સ્થિતિ અસંભવિત હોવા છતાં, તેમ એક વાર આપેલા સમાચાર

ફરી લગભગ આખો દિવસ અપાયા કરે છે — સમાચારનો બોધ ભરી જાય એ માટે? હેતુ એવો ન હોય, તોપણ પરિણામ તો એવું જ આવે છે. ચેઇન-સ્મોકરને ધુમાડાનો શો નવો સ્વાદ આવતો હશે? પત્રકારને પણ ઘટનાનો શો બોધ થતો હશે? પત્રકાર થવા છતાં સમાચારનો વાચક જ થયો એ ઠીક થયું. મને ખૂન, તોફાન, આગ, લૂંટ, બળાત્કાર, ગોટાળા, કાવતરાં પ્રત્યે તટસ્થભાવ ન રહ્યો એ ઠીક જ થયું. રાવજીએ સમાચાર રૂપ વ્યંડળ માથે ફેંટો બાંધીને પહેલા પાને બેઠો છે એવું અદ્‌ભુત આરોપણ કર્યું છે. વ્યંડળો છાપાના મથાળે ફેંટો બાંધી બેઠા છે એવું વેધક વર્ણન રાવજીએ કર્યું છે – આટલા સંક્ષેપમાં સમાચાર અને મથાળા વિશે બીજા કોઈએ વેધક કહ્યું હોય એવું મને સાંભરતું નથી. કૃતિ તો હોય જ, એ સ્વાભાવિક છે, એની વળી શી નોંધ લેવાની? આપણે કદી ઘરના માણસોની ગિનતી કરીએ છીએ ખરા? ગિનતી તો જેલમાં થાય! ઘરના માણસોની ગિનતી કરીએ તો, ઘર જેલ બની જાય! પણ કોઈ દેખાતું જ ન હોય ઘરમાં ત્યારે પ્રશ્ન થાય છે: 'પેલો ક્યાં ગયો, દેખાતો કેમ નથી?' ભાવ નહિ, અભાવ પૃચ્છા બને છે! એટલે સંસારભરમાં શુભ અને સારું તો હોય, એ તો સ્વાભાવિક છે. એની તે વળી નોંધ લેવાની હોય? વિવેચકો કૃતિનું વિવેચન કરે છે, પત્રકાર વિકૃતિનું! વૃત્તવિવેચન મોટે ભાગે વિકૃતિ વિવેચન હોય! રાત્રે ત્રણ વાગ્યેય સમાચાર સાંભળવાની ઇચ્છા થાય છે, રેડિયો શરૂ કરું છું અને છાપાના મથાળે ફેંટો બાંધીને સવારે બેસનાર વ્યંડળની વાત આવે છે. રીઢા થવું એ તટસ્થ થવું હોઈ શકે ખરું? આ પ્રશ્ન મને સતત થતો રહે છે. પત્રકાર થનાર, સમાચારતંત્રી તટસ્થ હોય છે કે રીઢા? જયન્તી દલાલ અખબાર વાંચતા હતા. મને ત્રણ નાના સમાચાર સંભળાવ્યા અને કહે કે, આ ત્રણેય સમાચારમાં વાર્તાનું બીજ રહેલું છે! કોઈ એ દૃષ્ટિએ અખબાર વાંચતું હશે? સમાચારતંત્રી થવું અને સંવેદનશીલ રહેવું

એ કપરી કસોટી છે. સમાચાર દ્વારા આખા જગતને એક ચોક્કસ એંગલથી જોઈ શકાય. મોટે ભાગે એ અશુભ અને વિકૃત હોય છે. ચાલુ ઑપરેશનને જે નોકર ડૉક્ટરોને માત્ર સાધન, કપડું, ઓજાર આપ્યા કરતો હશે તેને શા ભાવ થતા હશે! ક્યારે ટાંકા લેવાય, ઑપરેશન પતે અને હાશ થાય, એવો ભાવ જ થતો હશે! હોસ્પિટલના શબઘર કે મુડદાં રાખવાના ખંડનો અખત્યાર જેના હસ્તક હશે તેને શો ભાવ થતો હશે? કલ્પના નિરર્થક છે. તે રીઢો થઈ જાય છે. તેને કશું સંવેદન થતું નથી. સમાચારતંત્રીઓ પણ એવા જ સંવેદનરહિત?– એવો પ્રશ્ન થયા વિના રહેતો નથી. મસાણના ચોકીદારનો દિવસ કેવી રીતે જતો હશે? એક પછી એક આવતાં મુડદાં જોઈને તેના ચિત્તમાં કેવો ભાવ ઉત્પન્ન થતો હશે — આ પ્રશ્ન વિચારું છું ત્યારે મારી આંખ સામે સત્યવાદી હરિશ્ચંદ્રનો ચહેરો સાકાર થઈ ઊઠે છે. એને મસાણે નોકર થવું પડ્યું. મુડદાં પરનું કપડું ચાણ્ડાળના લાગા પેટે ઉઘરાવી લેવાનું! હરિશ્ચંદ્ર કેવા રિબાયા હશે! તો આ અખબારની કચેરીમાં પણ કોઈક હરિશ્ચંદ્રને નોકરી કરવાનો વારો આવ્યો જ હશે ને! તેણે અવશ્ય આવ્યે જતા સમાચારોનો જુદો જ બોધ ગ્રહણ કર્યો હશે. મુડદા પરનું કપડું લાગા પેટે ઉઘરાવી લેવા જેવું ધર્મસંકટ તેણે પણ વેઠ્યું હશે, ત્યારે તે કેવો રિબાયો હશે! અખબારો સમાચારતંત્રીઓને જ નહિ, હવે વાચકોને પણ નિસ્પંદ કરતાં જાય છે. કોમી રમખાણોનો એક ભયાનક રૌદ્ર બીભત્સ તબક્કો તાજેતરમાં જ પસાર થઈ ગયો. ઘડીક હૃદય હાહાકાર કરી ઊઠ્યું પણ પછી બધું સહ્ય બનતું ગયું, એટલું જ નહિ, વધારે શું અશુભ બન્યું એવી ઉત્સુકતા પણ એણે જગાડી અને રમખાણોના સમાચારો આવતા બંધ થયા અને અખબારો ફિક્કાં લાગવાં માંડ્યાં... હું આવા મનોભાવથી ચોંકી જાઉં છું, છળી જાઉં છું. વધારે અશુભ થયાની શ્રદ્ધા અને ઉત્સુકતા! શું હું ધીરે ધીરે અમાનવીય થતો જાઉં છું? મેં નાનપણમાં 'આગલી રાતના મરેલાને ક્યાં સુધી રડશો!' એવો

ડપકો સાંભળ્યો છે તે સાંભરે છે અને સ્તબ્ધ થઈ જાઉં છું! આગલી રાતે જીવ છોડનારે જીવ છોડ્યો, પહાડ જેવી રાત વીત્યે, સવાર આવશે, તડકા ચડશે, લોકો ભેગા થશે તે પછી મુડદાને ઉપાડવામાં આવશે – ત્યાં સુધી તમે રડ્યા કરશો?–એવો વેધક પ્રશ્ન સ્તબ્ધ કરી મૂકે છે. 'આ તો હવે રોજનું થયું... એને રડવા બેસીએ તો મરી જઈએ...' રોજિંદી યાતના ભોગવનારના કુટુંબમાં આવા બોલ સાંભળ્યા છે અને સ્તબ્ધ થઈ ગયો છું. એ જ શબ્દો સવારનું અખબાર હાથમાં લઉં છું અને કાને પડઘાય છે. પણ હું એવો થાઉં તો મને, મારો જ ભય લાગવા માંડે! 'મૂઓ, નફ્ફટ!' એવા શબ્દો મેં મને પણ અખબાર વાંચતી વેળાએ કહ્યા છે.

**સંસાર શું સરસો રહે, મન રાખે મુજ પાસ:**
**સંસારને લોપે નહિ, એ જાણું મારો દાસ!**

આ સાદી સરળ પંક્તિઓ સાંભરી આવે છે. આ તો જગત છે, એના સરસા રહેવાનું છે, પણ એમાં રમમાણ રહેવાનું નથી, બલકે અલિપ્ત રહેવાનું છે. મન તો પેલા અગોચર પાસે રાખવાનું છે. પણ કોણ જાણે કેમ, હું આવી તટસ્થતા અને અમૃત પ્રત્યેનો નર્યો, એકલો પક્ષપાત કેળવી શકતો નથી. જેના પર આપણો કશો જ કાબૂ નથી, એના સાક્ષી થવાનું છે એને હું સજા માની શકતો નથી... માણુસને માણુસ તરીકે જીવંત રાખવા માટે આ ઘટમાળ ચાલ્યા કરે છે...

ગાંધીજી ગોળમેજી પરિષદમાં ભાગ લેવા લંડન જાય છે એવા સમાચાર પત્રકાર ઝવેરચંદ મેઘાણી પાસે આવ્યા ત્યારે 'છેલ્લો કટોરો ઝેરનો આ પી જજો બાપુ!' એ જાણીતું કાવ્ય એમણે લખ્યું. પત્રકારમાં એવો સંવેદનશીલ આત્મા જીવતો હોય તો એવી વાણી પ્રગટ થયા વિના રહે નહિ. પેલી મીરાં કહે છે, અમને ચાકર રાખો,

બાગ લગાવીશું ને તમારાં નિત્ય દર્શન પામીશું!' એવી ચાકરી! નોકરી તો ક્યાં મળે છે! આપણે મીરાં જેવા અભીપ્સુ પણ નથી... ઑપરેશન થિયેટરના પટાવાળા કે મુડદાઘરનું તાળું સાચવનારની નોકરીયે કરવી પડે છે. હરિશ્ચંદ્રની કસોટીનો કાળ તો બહુ ટૂંકો હતો, આપણે તો જિંદગી એવી નોકરીમાં કાઢવાની છે. છતાં કોઈ ગુરુ, કોઈ ગોવિંદ પ્રગટ થવાના નથી... પત્રકાર-જીવનની સાર્થકતા હોય તો રાત્રે ત્રણ વાગ્યે આટલી સમજાય છે. □

ઝવેરચંદ મેઘાણીની ૯૬મી જન્મજયંતી ઑગસ્ટમાં આવે છે: તે પ્રસંગે લેખકનાં કેટલાંક પુસ્તકો તદ્દન ઘટાડેલા દરે લોકમિલાપ ટ્રસ્ટ આપશે. અણનમ માથાં, દાદાજીની વાતો (પાંચ ભાગ), નાના થૈને રે, પરકમ્મા, પ્રતિમાઓ, મેઘાણીની કિશોરકથાઓ (ત્રણ ભાગ), મેઘાણી: સ્મરણમૂર્તિ, સોરઠ તારાં વહેતાં પાણી, સોરઠી બહારવટિયા (ત્રણ ભાગ) તથા સોરઠી સંતો — આ ૧૮ પુસ્તકોની છાપેલ કિંમત રૂ. ૧૪૦ છે પરંતુ ૩૦ સપ્ટેમ્બર સુધી ફક્ત રૂ. ૯૦ માં મળશે. ટપાલમાં મગાવનારે રજિસ્ટરના રૂ. ૧૫ ઉમેરવા. રકમ રોકડા કે ડ્રાફ્ટથી મોકલવાનું સરનામું : લોકમિલાપ ટ્રસ્ટ, પો. બો. ૨૩, સરદારનગર, ભાવનગર ૩૬૪ ૦૦૧. અમદાવાદ તથા મુંબઈના ચેક સ્વીકાર્ય છે.

## ઇટ ઇઝ સો! (ઇફ યુ થિન્ક સો!)

**લુઈજી પિરાન્દેલો; શરીફા વીજળીવાળા**

કવિ તરીકે સાહિત્યમાં પગપેસારો કરનાર પિરાન્દેલો નવલકથા પર સફળતાપૂર્વક હાથ અજમાવ્યા પછી ૧૯૧૭માં નાટક લખવાનું શરૂ કરે છે અને વીસમી સદીના મૌલિક અને શક્તિશાળી નાટ્યકાર તરીકે પ્રસિદ્ધિ મેળવે છે. ઈ.સ. ૧૯૩૪માં નોબેલ ઇનામ મેળવનાર આ લેખક ભ્રાન્તિ (illusion) અને વાસ્તવિકતા (reality) વચ્ચેના સંઘર્ષને વારંવાર વાચા આપે છે. સાહિત્યમાં ફિલસૂફી લાવી શકાય?—એ પ્રશ્નનો જવાબ તેનાં નાટકો આપે છે. અહીં વિવેચકની આંખે નહિ પણ ભાવકની નજરે પિરાન્દેલોનાં એક-બે નાટકોનો ક્રમશઃ પરિચય કરાવવાનો ઉપક્રમ છે.

આઇન્સ્ટાઇનની નહિ પણ પિરાન્દેલોની સાપેક્ષતાની વાત કરતું, illusion અને realityના આટાપાટા રમાડતું, તેનું અતિ વિખ્યાત નાટક ઇટ ઇઝ સો! (ઇફ યુ થિન્ક સો!)થી આજે શરૂઆત કરીએ.

નિરપેક્ષ સત્ય હોઈ શકે ખરું? મારું અને તમારું સત્ય એક જ હોય કે અલગ અલગ? સત્ય અને ભ્રાન્તિ વચ્ચે કેટલું અંતર? આ બધા પ્રશ્નોને લઈ પિરાન્દેલો આ નાટકની ગૂંથણી કરે છે. તેનું કહેવું છે કે સત્ય સાપેક્ષ છે અને વ્યક્તિપરક છે. કોઈને આમાં દોષદર્શી તત્ત્વજ્ઞાન દેખાય, પણ ખરેખર પિરાન્દેલો જેને ભાંડી રહ્યો છે તે સત્યપ્રિયતા છે શું? અહીં કંઈ સૉક્રેટીસની સત્યપ્રિયતા નથી.

આ તો કોઈ પણ શાન્તા, કાન્તા કે ઝમકુની કુતૂહલવૃત્તિ માત્ર છે.

ત્રણ અંકનું આ નાટક "તમે જે જુઓ છો, અનુભવો છો તે સત્ય છે, છતાં બીજા જે જુએ છે, અનુભવે છે એ પણ એમને માટે તો સત્ય જ છે. પછી તે તમારા સત્યથી બરાબર વિરુદ્ધનું હોઈ શકે" એ જ વાત કરે છે. નાટકનાં મુખ્ય પાત્રો છેઃ મિ. અગાસી, તેમની પત્ની એમીલિયા, પુત્રી ડાયેના અને પત્નીનો ભાઈ લ્યુડિસી. નાટક જે ત્રણ પાત્રોની આસપાસ ગૂંથાયેલું છે તે છે મિ. પૉન્ઝા, તેની પત્ની અને તેની સાસુ મિસિસ ફ્રોલા. બાકીનાં ગૌણ પાત્રો પડોશી, મિત્રો તરીકે આવજા કરતાં રહે છે.

નાટક શરૂ થાય છે ત્યારે એમીલિયા અને તેના મિત્રો મિ. અગાસીના સેક્રેટરી અને પોતાના પડોશી એવા મિ. પૉન્ઝાની વાત કરી રહ્યાં છે. મિ. પૉન્ઝા પોતાની સાસુને કેમ અલગ ઍપાર્ટમેન્ટમાં રાખે છે? મિસિસ ફ્રોલા પોતાની દીકરીને મળી શકતી નથી. મા-દીકરી ગૅલરીમાં ઊભાં રહી દોરી વડે ચિઠ્ઠીની આપલે કરે છે. આ બધા પાછળ શું રહસ્ય હોઈ શકે તે જાણવા એમીલિયા આણિ મંડળી તલપાપડ થઈ ઊઠી છે. એમીલિયા રહસ્ય જાણવાની ચટપટીમાં ફ્રોલાના ઘરે જઈ આવી છે પણ યોગ્ય આવકારના અભાવે તે છંછેડાઈ છે. તે આ બાબતે પોતાના પતિને ફરિયાદ કરે છે ત્યારે લ્યુડિસી ચિડાઈને કહે છે કે લોકોને પોતાના ઘરમાં પોતાની રીતે જીવવાનો અધિકાર ખરો કે નહિ? પણ એમીલિયા તો માને છે કે પોતે તેને મદદ કરી રહી છે. લ્યુડિસી આ પંચાતથી ગુસ્સે થતો રહે છે, વારંવાર કહેતો રહે છે, "આપણે ખરેખર બીજા લોકો વિશે કેટલું જાણતા હોઈએ છીએ? એક વ્યક્તિ, વસ્તુ કે વ્યક્તિને જે રીતે જુએ કે વર્ણવે તે જ રીતે બીજી વ્યક્તિ ન પણ સ્વીકારી શકે (40). દરેક વ્યક્તિ બીજી વ્યક્તિઓ માટે અલગ વ્યક્તિતા ધરાવે છે. છતાંયે દરેક વ્યક્તિ પોતાની રીતે એટલી જ સાચી છે જેટલું પેલી વ્યક્તિનું અસ્તિત્વ વાસ્તવિક છે. જ્યાં સુધી હું મને પોતાને જોઉં

એ જ રીતે તમે મને ન જુઓ ત્યાં સુધી તમે ભૂલો કરવાના જ." (71). પણ લ્યુડિસીના આ ભાષણને કોઈ સાંભળવા તૈયાર નથી.

મિ. અગાસી પોતાની સત્તાના જોરે પૉન્ઝા પર દબાણ લાવે છે. આથી મિસિસ ફ્રોલા માફી માગવા અને જમાઈનો બચાવ કરવા આવે છે. એમના આગમન પૂર્વે આખી મંડળી 'હમણાં જ સત્ય સામે આવશે' માની આતુર થઈ ઊઠે છે ત્યારે લ્યુડિસી અટ્ટહાસીને કહે છે, "નો વૂન કેન એવર નો ધી ટ્રૂથ."

મિસિસ ફ્રોલા માફી માગીને કહે છે કે નજીકના ભૂતકાળમાં થયેલા ધરતીકંપના કારણે અમારું આખું ગામ કબ્રસ્તાન થઈ ગયું. મારા જમાઈનું આખું કુટુંબ પણ એમાં તારાજ થઈ ગયું. આ આપત્તિના કારણે હજુ પણ અમે પૂરાં સ્વસ્થ નથી. મિસિસ ફ્રોલાની આ કેફિયત પછી એમની ટાળવાની અનેક કોશિશ છતાં પણ આ ટોળી તેમને ખોતરી ખોતરીને પૂછયે જાય છે. અંતે ના છૂટકે ફ્રોલા કહે છે કે તેમનો જમાઈ તેની દીકરીને એટલો બધો પ્રેમ કરે છે કે તેનો વચ્ચે કોઈ ત્રીજાની હાજરી સહી નથી શકતો. એટલે દીકરીની ખુશી ખાતર પોતે આટલું બલિદાન આપી રહી છે. બાકી બધી જ રીતે એનો જમાઈ સોનાનો છે એવું કહી મિસિસ ફ્રોલા વિદાય લે છે.

હજુ તો આ મંડળી આ વાતને પચાવે તે પહેલાં જ મિ. પૉન્ઝા પધારે છે. તે પોતાની સફાઈ આપવા આવ્યો છે. પૉન્ઝાના કહેવા પ્રમાણે તેની સાસુ છેલ્લાં ચાર વર્ષથી પાગલ છે. તે પાગલ દેખાતી નથી, પણ છે. તેનું પાગલપન 'હું તેને તેની દીકરીને મળવા દેતો નથી' એ વાતમાં સમાયેલું છે. જ્યારે ખરેખર તો એની દીકરી ચાર વર્ષ પહેલાં મૃત્યુ પામી છે. આ સાંભળતા જ એમીલિયા આણિ મંડળી પર વજ્રપાત થાય છે. "દીકરી મૃત્યુ પામી છે? તો પછી તમારી પત્ની?" પૉન્ઝા કહે છે, "તે મારી બીજી વારની પત્ની છે. દીકરીના મોતના આઘાતે મિસિસ ફ્રોલાને પાગલ બનાવી દીધાં

છે. તે માને છે કે તેમની દીકરી જીવે છે પણ હું – તેનો પતિ – તેને એકાધિકારથી પ્રેમ કરું છું આથી તેની માને મળવા નથી દેતો. અને આ માન્યતાથી તે ડાહ્યા માણસની જેમ ખુશીથી જીવી શકે છે. જોકે મારી પત્નીને બિચારીને આ ભ્રાન્તિ જાળવી રાખવામાં ઘણો ત્રાસ પડે છે. પણ થાય શું?"

પોન્ઝાની વિદાય સાથે જ મંડળી ચકરાવે ચડે છે. બધાં પોતપોતાના મત રજૂ કરે છે. "મને લાગતું જ હતું કે કંઈક ગોટાળો છે. જોને એમને શબ્દો શોધવા કેટલાં ફાંફાં મારવા પડતાં હતાં?" ને બધાં લગભગ સ્વીકારી લે છે કે મિસિસ ફ્રોલા પાગલ છે ત્યાં જ નોકર આવીને કહે છે, "મિસિસ ફ્રોલા આવ્યાં છે!" આખી મંડળી થોડીક વાર સ્તબ્ધ થઈ જાય છે અને પછી બધાં એક પાગલના આગમન માટે તૈયાર થાય છે. ફ્રોલા આવીને સીધો જ ફટકો મારે છે: "કેમ બધાં મને વિચિત્ર નજરે તાકો છો? તમે બધાં મને ગાંડી ધારો છો ને?" મંડળી ગલ્લાંતલ્લાં કરે છે પણ મિસિસ ફ્રોલા મક્કમતાથી પોતાની વાત રજૂ કરે છે. તે કહે છે, "થોડી વાર પહેલાં તમે મને જે પ્રશ્નો પૂછ્યા હતા તે ઘણા ક્રૂર હતા. અને હું જાણું છું કે મેં તેના જે જવાબ આપ્યા હતા તે કોઈને પણ ગળે ન ઊતરે એવા હતા. પણ મારે કરવું શું? કઈ રીતે સાચી વાત તમને કહી દઉં? અમે અમારી જિંદગી માંડ માંડ ગોઠવી છે. મારો જમાઈ પ્રામાણિકપણે બરાબર કામ કરતો હોય તોપણ મારા કુતૂહલ ખાતર તેની અંગત જિંદગીમાં માથું મારવાની જરૂર ખરી? તમે નથી માની શકતાં ને કે હું પાગલ છું? તમે માનો છો પોન્ઝાની પત્ની બીજી વારની છે? નહિ ને? અને તોય પોન્ઝાના ભલા ખાતર આ બધુંય માનવું જરૂરી છે, મારા મહેરબાનો. હકીકતે મારી દીકરી તો મરી જ નથી. તેમનાં લગ્ન થયાં ત્યારે તે પ્રેમમાં ઘેલો હતો. તેના આ પાગલ પ્રેમે મારી દીકરીને અધીર્ં કરી નાખી. ડૉક્ટર અને સગાંઓની સલાહથી છાનામાનાં અમે એને એક સૅનેટોરિયમમાં

દાખલ કરી દીધી અને પૉન્ઝાએ માની લીધું કે તે મરી ગઈ. અરે સૌથી વિચિત્ર અને આઘાત લાગે એવી વાત તો એ છે મહેરબાન કે જ્યારે મારી દીકરી સાજી થઈને પાછી આવી ત્યારે પૉન્ઝા ચીસો નાખી નાખીને કહેવા લાગ્યો કે એ તેની પત્ની નથી. અને તમે નહિ માનો, પણ મારી દીકરીને તે પત્ની તરીકે સ્વીકારી લે એટલા માટે અમારે તેને બીજી વાર લગ્ન કરાવી આપવાનો પ્રપંચ કરવો પડ્યો. અને હવે તે એ જ ભ્રાન્તિમાં જીવી રહ્યો છે. તે આ ભ્રાન્તિ વગર જીવી શકે એમ જ નથી. તેને ડર પેસી ગયો છે કે તેની આ પત્નીને પણ કોઈ તેની પાસેથી છીનવી લેશે. આથી તે તેને તાળામાં રાખે છે. તે મારી દીકરીને ચાહે છે, બલકે પૂજે છે અને આથી હું સંતોષ મનાવું છું કે મારી દીકરી સુખી રહેતી હોય તો મારી જાતને ગાંડી માની લેવામાં શો વાંધો? મારી દીકરીએ પણ આ પરિસ્થિતિ સ્વીકારી લીધી છે." લ્યુડિસી મિસિસ ફ્રોલાની વિદાય સાથે જ 'તમારું સત્ય ક્યાં?' કહી અટ્ટહાસે છે અને નાટકનો પ્રથમ અંક પૂરો થાય છે.

બીજા અંકમાં ગૂંચવાડે ચડેલી મંડળી પોતાની રીતે સત્ય શોધવા કમર કસે છે. પૉન્ઝાના નાશ પામેલા ગામમાં લગ્નમરણનાં સર્ટિફિકેટ વગેરેની તપાસ કરાવે છે. પણ કંઈ હાથ આવતું નથી. સાસુ જમાઈ બંને એકબીજાનાં વખાણ કરતાં એકબીજાને ગાંડાં સાબિત કરે છે. સાચું કોને માનવું?

માણસની જિજ્ઞાસા, સત્યની પોકળતાની પિરાન્દેલો, લ્યુડિસી દ્વારા સતત ઠેકડી ઉડાવતા રહે છે. નાટકનાં પાત્રોની સાથે અહીં ભાવક પણ ગૂંચવાય છે. અન્ય નાટકોમાં ભાવક સૌથી વધુ માહિતગાર હોય છે. પણ અહીં તો ભાવક પણ પાત્રો જેટલો જ અંધારામાં છે.

નાટ્યાત્મક પરિસ્થિતિ ઊભી કરતાં હોય એમ પાત્રો સત્યને પકડવા માટે છટકું ગોઠવે છે. સાસુ-જમાઈને અલગ મળી પછી

બંનેને એક જગ્યાએ ભેગાં કરવાનું નક્કી થાય છે. ફ્રોલાને મળનાર મંડળી પોન્ઝા ગાંડો જ છે એવી દલીલો જોરશોરથી આદરે છે, તો એ જ સમયે પોન્ઝાને મળવા ગયેલા મિ. અગાસી ફ્રોલાના ગાંડપણ વિશે એટલા જ ચોક્કસ છે. ને અચાનક બંને એક જગ્યાએ એકઠાં થઈ જાય છે. પોન્ઝા રાતોપીળો થતાં તેની સાસુ પર વરસી પડે છે: "તારી દીકરી ચાર વર્ષ પહેલાં મરી ગઈ છે તેનું નામ લીના હતું, જ્યારે મારી પત્નીનું નામ જુલિયા છે એ તને ખબર નથી? તું આ લોકોને આંખના ઇશારે શું સમજાવી રહી છે?" આમ, રાડો પાડતો પોન્ઝા રડી પડે છે. ફ્રોલા તેને આશ્વાસે છે, મેં આ લોકોને કંઈ જ કહ્યું નથી, તારી બધી જ વાત સાચી છે. હું ક્યાં ના પાડું છું તારી એક પણ વાતની?' વગેરે કહીને. પોન્ઝા ગુસ્સામાં તેને ઘરે જવાનો હુકમ આપે છે અને ફ્રોલા તે માને પણ છે. ફ્રોલાની વિદાય પછી બધાં પોન્ઝા તરફ દયા અને ભયની મિશ્રિત લાગણીથી તાકી રહ્યાં છે ત્યારે તે એકદમ સ્વસ્થ થઈને કહે છે: "આ નાટક કરવું પડ્યું એ બદલ માફ કરજો. પણ તેમની ભ્રાન્તિ જાળવી રાખવા માટે પાગલ થવું જ પડે." ને બીજા અંકને અંતે પણ પાત્રો અને પ્રેક્ષકો ગૂંચવાયેલાં જ રહે છે. જેની વાત સાંભળીએ તે સત્ય લાગે છે. આમાં સાચું સત્ય ક્યાં?

આ બધા ગૂંચવાડા સાથે જ પિરાન્દેલો ત્રીજા અંકની શરૂઆત કરે છે. સાવ નાનકડી વાતને બાલિશ કુતૂહલવૃત્તિએ ચોળીને એવી ચીકણી કરી દીધી છે કે પોન્ઝાની ઑફિસના બૉસ અને પોલીસ કમિશનરને આખી વાતમાં પ્રવેશ કરવો પડે છે. બૉસ પોતાની સત્તા વાપરીને પોન્ઝાની પત્નીને બધાં સમક્ષ બોલાવી મંગાવે છે. કારણ કે સત્ય સુધી પહોંચવાનો હવે એકમાત્ર આ જ રસ્તો બાકી રહ્યો છે અને બધાંને સત્ય તો જાણવું જ છે. લ્યુડિસીના શબ્દોમાં, "They all want the truth, a truth that is something specific, something concrete, they don't care what it is" (117).

પત્નીના આગમન પહેલાં પૉન્ઝા આવીને કહે છે કે હું તમારા બધાથી તંગ આવી ગયો છું. મારા અંગત જીવનના તમે લોકો જે રીતે ચીંથરાં ઉડાડો છો તેનાથી ત્રાસીને હું રાજીનામું આપવા માગું છું. આખી મંડળીની સાથે વાચક આ બધી વાતો માટે નહિ પણ પૉન્ઝાની પત્નીના આગમન માટે આતુર થઈ ઊઠ્યો છે ત્યાં જ ફ્રોલા આવી ચડે છે. – "તમારા લીધે હું શહેર છોડી રહી છું. શા માટે અમારી પાછળ પડયાં છો? મારા જમાઈએ તમારું શું બગાડ્યું છે?" વગેરે કકળાટ સાથે હમણાં રહસ્ય ખૂલશે, સત્ય બહાર આવશે એવી આતુરતા સાથે પૉન્ઝાની પત્ની પ્રવેશે છે અને ફ્રોલા તેને 'લીના! લીના!' કરતીક વળગી પડે છે. પૉન્ઝા રાડ પાડે છે. "લીના નહિ જુલિયા!" અને તે આખી મંડળીને ભાંડતો સાસુને લઈને બહાર જતો રહે છે. હવે પૉન્ઝાની પત્ની શારી નાખતા અવાજમાં કહે છે: "બોલો શું જાણવું છે તમારે? સત્ય? તો સાંભળો. સત્ય એ છે કે I am the daughter of Signora Frola." આખી મંડળી આનંદનો શ્વાસ હેઠો મૂકે ત્યાં જ તે આગળ બોલે છે... "and the second wife of Signore Ponza..."

બધાંના મોઢામાંથી એક જ શબ્દ નીકળે "What?" ને પેલી આગળ બોલે છે. "and for myself, I am nobody. I am she whom you believe me to be" (138).

જબ સમઝે તો યહ સમઝે કિ અભી તક કુછ નહીં સમઝે જેવો જ તાલ છે અહીં. જે illusion હતું એ તો એવું જ રહે છે. સત્યને પકડી શકાય ખરું મુઠ્ઠીમાં? ને એટલે જ નાટકના અંતમાં લ્યુડિસી પોતાના સ્વભાવ મુજબ અટ્ટહાસીને કહે છે, "And there, my friends, you have the truth. Are you satisfied?"

જીવનની વેદનાને, વક્રતાને પિરાન્દેલો હસતાં, હસાવતાં કહી જાય છે. માનવીનું જીવન એટલું સંકુલ છે કે એમાં સત્ય અને

[અનુસંધાન પૃ. ૨૭ પર]

# નામનો અર્થ

'હું મારા નામથી કંટાળી ગયો છું' નવભિક્ષુએ બુદ્ધને ફરિયાદ કરી. બુદ્ધ બોલ્યા, 'નગરમાં ભિક્ષા માટે જાય છે તો કેટલાક લોકોને તેમનાં નામ પૂછજે અને જે ઠીક લાગે તે નામ રાખી લેજે.'

નવભિક્ષુએ જોયું કેટલાક લોકોએ એક મૂર્દાને લઈ જતા હતા. 'એનું નામ શું હતું?' ભિક્ષુએ પૂછ્યું, 'જીવક.' ઉત્તર મળ્યો.

'શું જીવક પણ મરે છે?' ભિક્ષુએ પૂછ્યું.

'જીવક પણ મરે છે અને અજીવક પણ. તું મૂર્ખ છે.'

ભિક્ષુ આગળ વધ્યો. એક માણસે એને માર્ગ પૂછ્યો. ભિક્ષુએ રસ્તો બતાવવા સાથે એનું નામ પૂછ્યું. 'પંથક' ઉત્તર મળ્યો.

'શું પંથક પણ ભૂલો પડી જાય છે?' ભિક્ષુએ પૂછ્યું.

'અહીં પંથક પણ પંથ ભૂલી જાય છે અને અપંથક પણ.'

ભિક્ષુ આગળ વધ્યો તો કેટલાક લોકો એક સ્ત્રીને મારતા હતા.

'એને શા માટે મારો છો?' ભિક્ષુએ પૂછ્યું.

'એ ધન કમાઈને લાવતી નથી.' ઉત્તર મળ્યો.

'શું નામ છે એનું?'

'ધનપાલી.' ઉત્તર મળ્યો.

'શું ધનપાલીને પણ કમાણી કરવી પડે છે?'

એ લોકોએ કહ્યું કે, 'તું મૂર્ખ છે. નામને અને કમાણીને શા સંબંધ?'

ભિક્ષુ પાછો ફર્યો અને બુદ્ધના ચરણે ઢળી પડ્યો. બોલ્યો, 'હું હવે નામની નિરર્થકતા સમજી ગયો છું. મને બીજો ઉપદેશ આપો.' 

## ચાંદરણું / બહાદુરભાઈ જ. વાંક

રોજની ટેવ પ્રમાણે કેતકીએ વહેલા ઊઠીને ઘરની સાફસૂફીનું કામ હાથ ઉપર લીધું. હાથમાં ઝાપટિયું પકડીને સૌ પ્રથમ તે સ્ટૂલ ઉપર ઊભી રહીને કાંધી ઉપર રહેલાં પુસ્તકોની થપ્પીઓને સરખી કરતી તેના ઉપરથી ધૂળ ઉડાડવા લાગી. રોજ રોજ સાફસૂફી કરવા છતાં કાંધી ઉપર કેટલી બધી ધૂળ એકઠી થઈ ગઈ હતી ! તેમાં થોડી ધૂળ તેની આંખોમાં પડી. આંખો પટપટાવતાં તે સ્ટૂલ ઉપરથી નીચે ઊતરી ગઈ... કપડાથી આંખોને સાફ કરતાં કરતાં તેની નજર બારીમાંથી સામેના મકાનની લોબી ઉપર પડી. લોબીમાં ઊભો ઊભો ભાસ્કર દાતણ કરી રહ્યો હતો. અત્યારના પહોરમાં જ તેનું મોઢું જોવાઈ જતાં, આંખમાં જાણે ધુમાડો પ્રવેશી ગયો હોય તેમ કેતકીએ ઝડપથી બારી બંધ કરી દીધી. તેણે ઘડિયાળમાં જોયું. હજુ ૭ જ થયા હતા. તેને થયું, ભાસ્કર આટલો બધો વહેલો શા માટે ઊઠતો હશે... અને પાછો લોબીમાં ઊભો ઊભો જ દાતણ... મને તો તેનું મોં પણ...

ફાઇન આર્ટ્સ કોલેજ...

વિદ્યાર્થીઓની વચ્ચે સ્કેચિંગ કરવામાં કેતકીનું વ્યસ્ત થઈ જવું... સ્કેચ-બુકમાં ઝડપથી ફરતો તેનો હાથ... પછી તે કોઈકનું સીટિંગ લઈને પોર્ટ્રેટ બનાવવા જતી હતી, ત્યાં અચાનક તેની પાસે આવતાં ભાસ્કર બોલ્યો : "કેતકીબહેન, પોર્ટ્રેટમાં તમારો હાથ કેવોક બેસી ગયો છે, એ મારે જોવું છે. તમે મારો સીટિંગ પોર્ટ્રેટ

તે લૂછવા લાગી... ભાસ્કરની મેન્ટાલિટી જ સારી નથી. જ્યારે હોય ત્યારે બસ મારી સામે જ...પડોશી હોય તો શું થઈ ગયું? મોટાભાઈએ જ એને નકામો ઘરે હેળવ્યો છે. વારે વારે કંઈક ને કંઈક બહાનું બતાવી બસ ઊભો જ હોય! બે દિવસ પહેલાં આ જ ખુરશી ઉપર આવીને કેવો બેસી ગયો હતો! બસ, તેના મોંમાં પિક્ચરોની, ટીવી–સિરિયલોની જ વાત... મોટાભાઈ સાથે વાતો કરતાં પાછો મને પણ પૂછે: "કેતકીબહેન, તમને 'હમલોગ' સિરિયલ કેવી લાગી? તમે 'મહાભારત' સિરિયલ જોયેલી?" ફલાણી સિરિયલ તો આવી ને ફલાણી તેવી... હું કંઈ પણ જવાબ ન આપું તો કૉલેજની જ કંઈક વાત કાઢી મારી સાથે વાતે વળગવા પ્રયત્ન કરે – તમારો સ્કેચિંગ પાવર ગજબનો છે. લૅન્ડસ્કેપ પેન્ટિંગમાં તમારો હાથ બરાબર જામી ગયો છે. બસ... કેતકી-બહેન તમે આમ...ને તમે તેમ... મારી પાસે જ વારંવાર મારાં વખાણ કરવાનો શો અર્થ થાય? હું તેની સાથે વાત સુધ્ધાં કરવા ખુશી નથી. છતાં તે...

અત્યારે ટેબલ–ખુરશી–સોફા સેટને ઝાટકતાં ઝાટકતાં તેને થયું, એને એકાદ વખત તો સ્પષ્ટ શબ્દોમાં કહી જ દેવું પડશે કે... ત્યાં ભાસ્કરના મકાનમાંથી ટેપમાં શરણાઈ વાગતી તેને સંભળાઈ. શરણાઈ જાણે પોતાને જ ભાસ્કર સંભળાવી રહ્યો હોય તેમ તેને લાગ્યું... તેને ભાસ્કરને સંભળાવી દેવાનુ મન થઈ ગયું – તારાં લગન થાય ત્યારે શરણાઈ સાંભળજે ને... અત્યારે કાં મારું માથું પકવે? ને તેણે બીજી અર્ધખૂલેલી બારી બંધ કરી દીધી.

એક વખત કૉલેજમાં તેણે ભાસ્કરને સામે ચાલીને કહી દીધું હતું: "આપણે પડોશી છીએ, ને સાથે અભ્યાસ કરીએ છીએ, એની મતલબ એ નથી કે..."

"પડોશીના નાતે હું તમને પણ મારી બહેન જ માનું છું. તમે નકામી ગેરસમજણ..."

એ વખતે કેતકીના હોઠ ઉપર શબ્દો આવી ગયેલા — હું તમારી બહેન બનવામાં પણ ખુશી નથી. પણ પછી તે આ શબ્દો ઉચ્ચારી શકી નહોતી. પણ એટલું જ બોલી હતી: "તમે જ મને સમજવામાં ગેરસમજણ કરતા હો તેમ મને લાગે છે."

ભાસ્કરે જરા નારાજ બની કહી દીધું હતું: "ગેરસમજણનો પ્રશ્ન તમે જ ઊભો કરો છો, એટલે કશુંક તમારા મનમાં જ... બાકી તમે મારા મિત્રની બહેન, એટલે મારી પણ બહેન..."

ને કેતકીએ સ્ટૂલ ઉપર ઊભા રહીને ગોદરેજના કબાટ ઉપર જોરથી ઝાપટિયું વીંઝ્યું...સાલો, શું જોઈને બસ બહેન...બહેન જ... જાણે હું તેને ઓળખતી ન હોઉં...! ને તેણે કબાટ ઉપર ગોઠવેલી પોતાની સ્કેચ-બુકો અને કેટલાંક પુસ્તકોને નીચે ઉતારી, તેના ઉપર ઝાપટઝૂપટ કરવા લાગી. ત્યાં એકાદ સ્કેચ-બુકના પાના ઉપર તેની નજર પડી — એ પાના ઉપર ભાસ્કરે તેને અભ્યાસ માટે દોરી આપેલા આંખોના સ્કેચીઝ હતા. સાલાનો સ્કેચિંગ પાવર ગજબનો, પણ લખણનો જ ખોટો...વિચારતાંકને તેણે એ સ્કેચિંગ્ઝના પાનાના ટુકડેટુકડા કરી, બહાર ફગાવવા બારણું ખોલી પાછી તે બહાર આવી. જુએ છે તો ભાસ્કર લૉબીમાં ઊભો ઊભો છાપું વાંચી રહ્યો હતો. કેતકી પેલા ટુકડા ફગાવી, ઓરડામાં પ્રવેશે એ પહેલાં જ ભાસ્કર છાપામાંથી માથું ઊંચું કરી, કેતકી સામે જોતાં જરા ઊંચેથી બોલ્યો: "કેતકીબહેન, રાજ્ય કલા પ્રદર્શનની ચિત્રસ્પર્ધાનું પરિણામ આજે છાપામાં છે. ઇનામમાં આપણે બંને રહી ગયાં..."

"સારું..." બોલતાંકને કેતકી પાછી ઝડપથી ઓરડામાં આવી. શું આ તે વાતચીત કરવાની રીત છે? કોઈ શું સમજે? પાછો કહે છે — આપણે બંને રહી ગયાં. આપણે બંને એટલે? સાલાને ક્યારે, કઈ રીતે, શી વાત કરવી એનીય ગતાગમ નહિ... ને સ્કેચ-બુકો અને પુસ્તકો ફરી ગોઠવીને કબાટ ઉપર રાખવાનો તેનો 'મૂડ'

સ્પાયર સાથે જ છે એવું નથી, અન્ય પુરુષો પણ એના જીવનમાં છે જ. વેસ્ટરબોર્ક બન્કમાં મરવા વાંકે જીવતા યહૂદીઓ માટે અનુકંપા અને કરુણાનો અસાધારણ ભાવ અનુભવતી એટી લખે છે:

'I have broken my body like bread and shared it out among men. And why not, they were hungry and had gone without for so long.' (p. 195).

એ તાદાત્મ્ય અનુભવે છે સહુ સાથે, એને નિસ્બત છે છેલ્લા શ્વાસ લેતા પીડાગ્રસ્ત માણસ જોડે પણ, અને રસ્તાની બેય બાજુએ ખીલતાં ફૂલો સાથે પણ. એને રિલ્કે પ્રિય છે, એટલે વખત મળે ત્યારે વારંવાર રિલ્કેનાં કાવ્યો ને જે કંઈ હાથ લાગે છે તે વાંચે છે. પણ એટી કંઈ પ્રિય પુસ્તકને હાથમાં રાખીને સમગ્ર વિશ્વને બારણાં બહાર ધકેલી આરામખુરશીમાં બેઠેલી કોઈ ચિંતક વિચારક નથી. જ્યારે તમામ વિષાદનો બોજ અસહ્ય લાગે છે, ત્યારે એટી બહુ ખુલ્લી રીતે કહી શકે છે:

'Dear God, today I cannot praise you, I honestly don't feel happy enough.' જાતને ચકાસવાની, ઝીણવટથી જોવાની એની સાફ દાનત ભાગ્યે જ જોવા મળે તેવી નિખાલસતામાં વ્યક્ત કરે છે. એના પિતા ડૉ. હીલેસમ આમ તો મોટા વિદ્વાન, પણ એટી સાથે એમના સંબંધો બહુ ઉત્તમ નહિ. એટીને મળવા એ એક શનિવારે આવવાના છે એની જાણ એટીને થતાં પહેલો પ્રતિભાવ શો છે? પોતાની મોકળાશ પર કાપ આવશે, બધો સમય હવે પોતાને માટે નહિ ગાળી શકાય એનો વસવસો. હવે આ ભાવ ચિત્તમાંથી પસાર થતાંવેંત એટી એને ઝડપી લે છે, અને પોતાની જાતને પ્રશ્ન કરે છે કે, થોડા દિવસ માટે પિતા આવતા હોય તેનો આનંદ કેમ નથી? ઉત્તર મળે છે કે, સીધો હિસાબ છે. પોતાનો વિચાર પહેલો. પ્રેમની વાતો સિદ્ધાંતમાં

આલેખો ત્યાં લગી મજા જ મજા છે, પછી અમલમાં મૂકવાની તકલીફ જુઓ. સાદા પ્રેમની અહીં વાત નથી. આ તો માતાપિતા માટેના પ્રેમની વાત છે, જેમણે પોતાની હયાતીમાત્રથી તમારી તકલીફોમાં ક્યારેક ઠીક ઠીક ઉમેરો કર્યો છે, અને તમારા જીવનની સંકુલતામાં પોતાના જીવનની સંકુલતા ઉમેરી, એનો બોજો વધારી દીધો છે. એમને માફ કરી દેવાનું, પછી ચાહવાનું, અને મર્યાદિત સગવડોમાંયે એમનો વિચાર પહેલાં કરવાનું, સહેલું તો નથી જ. અને છતાં એટી આ પ્રકારના આત્મનિરીક્ષણને અંતે બધું માફ કરી, પિતાને રાજી રાખવાનું વલણ અપનાવે છે, જેમાં વેદના પણ છે, અને સ્નેહ પણ.

પોતાનાં વલણોના, માન્યતા કે વર્તનના વિશ્લેષણની એટીને એક સહજ આદત છે. સ્પાયર સાથેના પોતાના સંબંધને પણ એ ભારે તટસ્થતાથી જોઈ શકે છે. સ્પાયરના જીવનમાં અન્ય સ્ત્રી છે જ, જે ભલે આ દિવસોમાં સ્પાયરની નજીક નથી. અને એ સ્ત્રી વિષે એટીને કેવા પ્રકારનો ભાવ જાગે છે, એનું પણ એ કંઈ સંતાડચા વિના આલેખનં કરે છે. પોતાને સહુ સારી ગણે, પોતાની હાજરીથી બધાં પ્રસન્નતા અનુભવે, અને પોતે અઢળક ચાહના પ્રાપ્ત કરે, એ પણ છેવટે તો એક વળગણ જ છે. આવું વળગણ પણ મિથ્યા જ કહેવાય, અને એટી ક્રમશઃ તમામ વળગણોમાંથી મુક્તિ મેળવતી રહે છે. સ્પાયરના મૃત્યુનો પ્રચંડ પ્રહાર પણ એ ભારે ધીરજ અને હિંમતથી ખમી લે છે. હૃદયમાં હાહાકાર હોવા છતાં મૃદુ અવાજે ઈશ્વરને એ કહેતી જાય છે કે તારા આ રહસ્યનો પણ સ્વીકાર કરું છું. જીવનનો જેવો સ્વીકાર હોય તેવો જ મૃત્યુનો પણ સ્વીકાર. પોતાની આસપાસ અંતિમ શ્વાસ લેતા, અથવા તો માત્ર મૃત્યુની જ રાહ જોતા અનેક માણસોને એણે જોયા છે, તેથી મૃત્યુની વાસ્તવિકતા એટીના જીવનનો એક નિશ્ચિત અને નક્કર ભાગ બની રહે છે. અને તોયે એટીનો એક નાનકડો ઉલ્લેખ ભાવકના હૃદયને

હચમચાવી મૂકે તેવો છે. સ્પાયર તો હવે નથી જ, એમનો અવાજ હવે ક્યારેય સાંભળી શકાવાનો નથી, છતાં એટીને લાગ્યા કરે છે ફોનની ઘંટડી હમણાં રણકી ઊઠશે, અને વહી આવશે સ્પાયરનો ઉષ્માભર્યો, અધિકારથી કશુંક કહેતો અવાજ, 'જો, એટી...'

—તો એટી રહી શકે છે સંપૂર્ણ માનવ. મોટી મોટી ફિલસૂફીની કે આધ્યાત્મિકતાની વાતો કરતી, ગુરુતા ગ્રંથિએ ઠસોઠસ ભરેલી પંડિત નહિ. જેની સામે હૃદય ખોલીને વાત કરવાનું મન થાય, અને કાન માંડીને જેની વાતો સાંભળવાનું મન થાય એવી સંવેદનશીલ કુમાશભરી સ્ત્રી.

વેસ્ટરબોર્ક કેમ્પમાં પોતાની આસપાસ ફિક્કા મૃતપ્રાય ચહેરાઓ એટી જોતી રહે છે. બ્રિટિશ રેડિયો કહે છે કે બધા જ યહૂદીઓને હોલેન્ડમાંથી પોલૅન્ડમાં ધકેલવાના છે. આ હેરાફેરીમાં જ કેટલાક તો મરણને શરણ થાય છે. યહૂદીઓને લઈ જતી આવી ટ્રેનોનું દૃશ્ય ભયાનક છે. એક વૅગનમાં સિત્તેર માણસો ઠાંસી ઠાંસીને ભરેલા હોય. પાટિયાં પર જ બેસવાનું ને ઊભા રહેવાનું. વચ્ચે પાણીની ડોલ, ત્રણ દિવસની મુસાફરી. માંદા, અર્ધનગ્ન, હતાશ યહૂદીઓને વૅગનમાં ધકેલી ડબ્બો સીલ કરી દેવાનો. ઉપરના બાકોરામાંથી થોડાં માથાં અને થોડા હાથ દેખાય. બસ, આમ જ વિદાય લેવાની હોય. કેટલાક તો ડબ્બામાં ચડાવતી વેળાએ અવળા ભાગે, ત્યારે બીજા યહૂદીઓ જ ભાગેડુને પકડી લાવે. કારણ કે એક ભાગનારના બદલામાં વેર લેવા બીજા પાંચને વૅગનમાં ફેંકાવું પડે એવી નીતિ.

આ એ ક્ષણો છે જ્યારે એટી માટે સ્થિર રહેવું મુશ્કેલ છે. આ માણસને ભગવાને બનાવ્યો, એમ! એટી વિમાસે છે, અને મૃત્યુ પામનારા હતભાગીઓ માટે વેદના અનુભવે છે, પણ જીવન એને ક્યારેય કુરૂપ લાગતું નથી. જો એના ભાગ્યમાં વેદના જ છે તો ભલે, એનો પણ સ્વીકાર અને સ્વાગત :

'If it is your wish to let me suffer, then let

it be one great all-consuming suffering, not the thousand petty anxieties that break a human being.' (p. 190).

એટી એના ટૂંકા જીવનગાળામાં જે સિદ્ધ કરે છે, તે વર્ષોની તપસ્યા પછી સિદ્ધ કરવાનુંયે કદાચ સરળ નથી. અને તે છે સહન કરવું, અને સ્વીકારવું. કશીક વિપરીત દશામાં વિચિત્ર વર્તન થઈ બેસે, તો એ જાતને માફ નથી કરતી. એ તો કહે છે કે, આપણા સ્વભાવની વિચિત્રતા કે મર્યાદાઓ સાથે આપણે એ રીતે મેળ પાડવો જોઈએ જેથી સામી વ્યક્તિઓને એ કારણસર કશું વેઠવાનું ન આવે. પોતાના વિકાસની આખી પ્રક્રિયા ધ્યાનથી જોતી એટી જીવનની પળેપળ માણે છે. એ જીવે છે સાચા અર્થમાં, એટલે જ એ ચહેરાઓ વાંચવા મથે છે, લોકોને સમજવા મથે છે, વૃક્ષ સાથે આત્મીયતા અનુભવે છે અને મરણાસન્ન વૃદ્ધ કે બાળક સાથે પણ, અને તોયે એ ઊંડે ઊંડે જાણે છે કે એ કોઈની સાથે જોડાયેલી નથી, ક્યાંયે સપડાયેલી કે બંધાયેલી નથી. આ મુક્ત દશા એટીના જીવનને એક નવું જ પરિમાણ બક્ષે છે.

૧૯૧૪ના જાન્યુઆરીની ૧૫મીએ પ્રશિષ્ટ ભાષાના વિદ્વાન ડૉ. હીલેસમ, અને જન્મે રશિયન, પણ પછી નેધરલેન્ડ આવી વસેલી રેબેકાની પ્રજ્ઞાવાન પુત્રી એસ્થર, એટલે કે આ એટી, ૧૯૪૩ના નવેમ્બરમાં મૃત્યુ પામે છે. વેસ્ટરબોર્ક ખાતેના 'ટ્રાન્ઝિટ કૅમ્પ'-માંથી પરિવાર સહિત એટીને ૭મી સપ્ટેમ્બરે 'ટ્રાન્સપોર્ટ' કરવામાં આવી હતી, પેલી જ ખીચોખીચ ભરેલી ટ્રેનોમાંની એકમાં. વેસ્ટરબોર્ક એ ઓશવિટ્ઝ જતાં પહેલાં આવતું છેલ્લું મથક. ઓશવિટ્ઝ (પોલૅન્ડ) ખાતે નાઝીઓનો જબરદસ્ત કૉન્સન્ટ્રેશન કૅમ્પ હતો, જ્યાં કેટલાયે યહૂદીઓએ છેલ્લા શ્વાસ લીધેલા.

જતી વેળા ટ્રેનમાંથી હવામાં ફંગોળેલા એક પોસ્ટકાર્ડમાં એટીએ લખ્યું, 'અમે જઈ રહ્યાં છીએ, ગાતાં ગાતાં...' જીવનના,

પ્રારંભ કરે છે તે શું પરિણામનો વિચાર કરે? સમુદ્રનું ઊંડાણ માપવા નીકળેલ મીઠાના પૂતળાનો વિચાર એ તો કેમ જ કરે? લેખક ભલે સંન્યાસીનો કોથળો લઈ માત્ર પરિત્યાગની ભાવનાથી એની પરિક્રમા કર્યે રાખે—એમ કરતાં વીરમૃત્યુને પણ એ ભલે ભેટે. પણ, એની પરિક્રમાના પરિપાકરૂપે જે અનુભવબિંદુ એને મળે તે આપણે ન માણીએ, પ્રમાણીએ તો આપણી સંવેદના બુઠ્ઠી રહે. લગભગ સાડીત્રણસો પાનાંના વિશાળ ફલક પર વિસ્તરતી આ નવલકથામાં અનેક વિશ્વો સમાવાયાં છે. જે જોઈએ છીએ તે ગમે એવું નથી — ક્યારેક તો સંસ્કારી કહેવડાવવાની આપણી સામાજિક ચેતનાને લપડાક લાગી જાય એવાં ચિત્રો જોતાં વિહ્વળ થઈ જવાય. વાચક તો અભિભૂત થાય પણ "તેલ કે ઘીમાં મિલાવટ કરનાર સામે આપણે બળવો પોકારીએ છીએ, દવામાં જાલી મિશ્રણ કરનાર સામે આપણે ઊહાપોહ કરીએ છીએ પણ જાણી જોઈને સાહિત્યમાં કૃત્રિમતાની મિલાવટ કરનાર સામે કોણ આંદોલન કરશે?" એવો સવાલ એ જ્યારે કરે છે ત્યારે પ્રકાશકને પણ ચિંતા થાય છે. "સાહિત્યનો રાજહંસ સોનાનાં ઈંડાં આપે તો સ્વાભાવિક, પણ એ જો મૌલવીની જેમ ફતવો જાહેર કરે તો..." પુસ્તકના પાનેપાને કોમળ સંવેદના અને કડવા સત્યનો જે આવિષ્કાર થાય છે તે માણવાનું સૌ સહૃદય ભાવકોને નિમંત્રણ આપી અત્રે થોડાં અનવદ્ય ક્ષણોનું રેખાંકન:

સર્વ પ્રથમ કલકત્તા શહેરનું ચિત્ર: આમ જુઓ તો ભારતના કોઈ પણ શહેરનું આજનું એ ચિત્ર છે. "જે લોકો આ શહેરના જૂના નિવાસી છે તેને સમજાતું નથી કે બહારના લોકો કલકત્તાને કેમ એક અજબ નગરી માને છે. એ લોકોનો દોષ કાઢી શકાય એમ નથી, કારણ વૈભવ અને દારિદ્ર્યનું આવું સહઅસ્તિત્વ બીજા કોઈ પણ શહેરમાં કોઈએ ન જોયું હોય. અહીં ગગનચુંબી, સુરમ્ય ઇમારતોની પડોશમાં ગરીબી અને ગંદકીમાં ખદબદતી અધમ

ઝૂંપડપટ્ટીઓ છે. જ્યારે સમગ્ર દેશમાં ખાધાખોરાકીની તંગી વરતાય છે ત્યારે આ અજબ શહેરમાં લગ્ન સમારંભોમાં ખાદ્ય પદાર્થોની બીભત્સ બરબાદી થાય છે. એવી કોઈ વસ્તુ ન હોય જે અહીંની ન્યૂ માર્કેટમાં સુલભ ન હોય। કહેવત છે કે પૈસા ખરચતાં અહીં વાઘણનું દૂધ પણ મળે. પણ, આશ્ચર્ય તો એ વાતનું છે કે બાળકોને માટે દૂધના ડબ્બા, બીમારો માટે હોર્લિક્સ અને અન્ય રોજિંદા વપરાશની વસ્તુઓ અહીં મળતી નથી. મોંઘીદાટ હોટલોમાં મહેમાનોનાં દિલ બહેલાવવા માટે ધીમી રોશનીનું સ્વાપ્નિલ વાતાવરણ અહીં પથરાયેલું હોય છે. બીજી બાજુ રોશનીના અભાવથી સૂર્યની સંતાકૂકડીને કારણે ગરીબ ઘરોની ગલીચ વસ્તી ગંદા ખૂણાઓમાં ટૂંઠવાયા કરે છે." અનાદિપ્રસાદ જાણે છે કે "વાસ્તવિકતાના સાક્ષાત્કાર માટે આ બે દુનિયા વચ્ચેની દીવાલ તોડવી જ પડશે. આટલા દિવસોથી આપણે મનની ગલીકૂંચીમાં જેટલી દીવાલો ઊભી કરી છે તે સૌને ભૂમિગત કરવી જ પડશે. આ તો છે અસ્તિત્વનો સંઘર્ષ — ચાલવું અહીં લાચારી છે."

લાચારીથી ચાલનારા પણ અનેક પ્રકારના છે. રણાઘાટ લોકલમાં સવારે આઠ વાગ્યે, જે મળે તે કામ કરવા નીકળી પડેલી અનેક કુંવારી છોકરીઓ છે. રાજકારણીઓની વિદુરનીતિનો ભોગ બની નિરાશ્રિત બનેલ માબાપનાં આ સંતાનો છે. રેલવે સ્ટેશન યા નિરાશ્રિત કેમ્પ એમનું વતન છે. તેઓ સ્વપ્નામાં જ ગૃહિણી થઈ ઘરસંસાર માંડી શકે છે. એમની વાત સાંભળવા જેવી છે:

"કેમ રે મીતા, આજે તો નવીનકોર સાડી પહેરી છે ને?"

"હા, ખરીદી છે."

"વાહ કેટલી સરસ, નાની કિનારી, ઉપર છાપ. તને સરસ શોભે છે. કેટલા પૈસા આપ્યા?"

મીના ગભરાય છે, સંકોચાય છે. સવાલ પૂછનાર અને જવાબ આપનાર બંને જાણે છે કે આ તો એના શેઠે એને ભેટ આપી છે.

નથી હું સાથિયો રચી શકતો
નથી ક્રૉસને ભૂંસી શકતો !'

આ પણ આધુનિક સંવેદનનું જ દૃષ્ટાંત છે.

સર્વત્ર રીતે જોતાં કવિની એક મર્યાદા ઊઠીને આંખે વળગે છે શબ્દોની પુનરુક્તિઓ. 'ગ્હેકતું', 'છાતીના મોરલાં' જેવા શબ્દો અનેક વાર પ્રયોજાયેલા જોવા મળે છે. આ એકાદ મર્યાદાને બાદ કરીએ તો આ સંગ્રહ ઘણી શક્યતાઓ અને સિદ્ધિઓ તાકતો કાવ્ય-સંગ્રહ છે. વિષયોનું વૈવિધ્ય પણ કવિનું જમાપાસું છે. આ રીતે નવમા દાયકાનો આ નોંધપાત્ર સંગ્રહ છે જ તે વાત નિર્વિવાદ કહી શકાય તેમ છે. * □

* 'ભમ્મરિયું મધ': કાવ્યસંગ્રહ : કવિ જિતેન્દ્ર કા. વ્યાસ.

---


## વાચકોને, સંસ્થાઓને—

દક્ષિણ ગુજરાતમાંથી વર્ષોથી પ્રગટ થતા એકમાત્ર સાહિત્ય-માસિક 'કંકાવટી'એ શુદ્ધ સાહિત્યમાસિકનું સ્વરૂપ ધારણ કર્યું છે. કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા અને વિવેચન સાથે યથાશક્ય સમકાલીન સાહિત્યનો પરિચય, સહકાર આપતા કવિ–લેખકો દ્વારા અપાય છે.

આપને અંગતપણે, આપની સંસ્થાને, સ્કૂલને સાહિત્યિક બની રહેવાના ધ્યેય સાથે પ્રગટ થતા આ 'કંકાવટી'ના ગ્રાહક બની સહકાર આપવાની અપેક્ષા.

વાર્ષિક લવાજમ રૂપિયા ૩૦

૨૪, રીવર બૅંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણી ટાંકી,

**સૂરત–૩૯૫ ૦૦૯**

# વૃક્ષારોપણ કરીએ
# ધરતીને નંદનવન બનાવીએ



વૃક્ષ કુદરતની અણમોલ સંપત્તિ છે. વિકાસની પ્રક્રિયા સાથે વૃક્ષારોપણ અને
તેનું સંવર્ધન અવિભાજ્ય રીતે સંકળાયેલા છે.
ગુજરાતે આયોજિત વિકાસની ગતિશીલ વ્યૂહરચના અમલમાં મૂકી છે.
ગુજરાતની ભૂમિને હરિયાળી બનાવવા સમૃદ્ધ વનીકરણનું
સામાજિક અભિયાન આપણે હાથ ધર્યું છે.
વૃક્ષારોપણનું લોક-અભિયાન સઘન બનાવવા પ્રવૃત્ત થવાનો આ અવસર છે.
જ્યાં શક્ય હોય ત્યાં, વધુમાં વધુ વૃક્ષો વાવીએ અને ઉછેરીએ.
વૃક્ષ-ઉછેર આપણા જીવન-વ્યવહારની અંગભૂત પ્રવૃત્તિ બની રહે, ગુજરાતનો
એકેએક નાગરિક વ્યક્તિગત અને સામૂહિક રીતે વૃક્ષારોપણના
અભિયાનમાં જોડાય તેવી હું આગ્રહપૂર્વક અપીલ કરું છું.

—ચીમનભાઇ પટેલ
મુખ્ય મંત્રી, ગુજરાત રાજ્ય



# ઉદ્દેશ

સપ્ટેમ્બર
૧૯૯૩




મેઘનાદ હ. ભટ્ટ
માવજી કે. સાવલા
કિસન સોસા
રતિલાલ 'અનિલ'
નાદિન ગાર્ડિમર
બહાદુરભાઈ જ. વાંક
લુઈજી પિરાન્દેલો
શરીફા વીજળીવાળા
રાધેશ્યામ શર્મા

શુભેચ્છાઓ સાથે



પ્રત્યેક પ્રભાતે, નવું અખબાર

# ન્યૂ સૂરત ટાઇમ્સ

# ન્યૂ ભરૂચ ટાઇમ્સ

# ન્યૂ વલસાડ ટાઇમ્સ

દુનિયાથી માંડી ઘર આંગણાના સમાચાર સત્વરે

૯, અંબાનગર, ઉધના–મગદલ્લા રોડ

સૂરત–૩૯૫ ૦૦૨

# કંકાવટી

સપ્ટેમ્બર ૧૯૯૩

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૩ : અંક ૪૦૫ : મૂલ્ય : ૪ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂા. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર. આર. રૂપાવાળા, કંકાવટી, ૨૪ રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સૂરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

*

તંત્રી–મુદ્રક પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

માલિક : આર. આર. રૂપાવાળા

કંકાવટી, ૨૪, રીવર બેન્ક સોસાયટી,

ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી

સૂરત–૩૯૫ ૦૦૯. ફોન નં. ૮૫૬૪૧

*

પ્રકાશન સ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,

સૂરત–૩૯૫ ૦૦૯

મુદ્રણસ્થાન : ભગવતી મુદ્રણાલય, અજય એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ–૪

# એક કાવ્ય યાને વિલીન થયેલા કાળ પર દૃષ્ટિપાત

મેઘનાદ હ. ભટ્ટ

....હત્તારીની
ફુગ્ગાંમાં આવું મોટું કાણું
ને, હાળું દેખાણું જ ન્હૈ ને!
ફુગ્ગાનું કાણું ન્હૈં દેખાયુ ઈ તો જાણે હમજ્યાં
પ....ણ
આમ ફૂંક માર્યા કરી
ફૂંક માર્યા કરી એમ માન્યા કર્યું એય કાંઈ ઓછી મૂર્ખાઈ છે?
લો, ફૂંક તો મેં મારી,
 માર્યા કરી
અનર્થક,
શ્વાસ ઊં...ડો ખેંચ્યો
નીચે મૂક્યો...મૂક્યા કર્યો
ને, ફુગ્ગો તો માળો ફૂલ્યોય ન્હૈં
ને ફૂટ્યોય ન્હૈં.
ને ત્યારે
તમારી પાસે મારી મૂર્ખાઈનું હું પ્રમાણપત્ર લેવા આવ્યો.
હું તો પાછો ભોળોય એવો કે મને મેં ભોળો માન્યા કર્યું
ના,
પણ, હું છેક ભોળો તો ન્હૈં, હં!
—કે માની લઉં કે તમે માની લો
કે મેં ભોળપણમાં ફુગ્ગામાં ફૂંક માર્યા કરી છે.
...સાચ્ચું કહું?
હું જાણતો જ હતો—તમેય ક્યાં ન્હોતા જાણતા?

કે ફુગ્ગો તો કાણો જ હતો.
પણ, તોય મેં ફૂંક તો માર્યા જ કરી
કેમ?
નિર્ભ્રાન્તિની ભ્રાન્તિ?
કે, કર્મયોગીની કર્મક્રાન્તિ?
ના રે ના.
નીરોગી જે હતો જ નહિ
તે જોગાનુજોગ હતો હું તો યોગી.
અભાગિયો જે હતો જ નહિ
તે વિરાગી, અનુરાગી, અમથાનુભવી
હતો હું તો ભોગી
હા, એમ તો
હું રાગી, અનુરાગી, ત્યાગીય ખરો જ ને?
એથી જ તો
જાણી જાણી જોઈને
કાણાવાળા ફુગ્ગામાં મેં માર્યા કરી ફૂંક.
એમાં મારો વાંક?
— કશો કૈં ગુનો?
સાચું પૂછો તો
એમાં તમને મારો કાંઈ વાંક ગુનો દેખાય જો
તોય
એ તો તમારો જ વાંક
અને, જો ન દેખાય તો?
— તોય, એ તો તમારો જ વાંક.
તમે જ તો પાડ્યું'તું કાણું મારા ફુગ્ગામાં.



## ચાર ગઝલ / કિસન સોસા

વાસ્તવ-તીણા વગડામાંથી આવું છું,
સ્વેદ ટપકતા તડકામાંથી આવું છું.

સન્નાટે સૂસવાતા રાન-તરુવરના,
એકલદોકલ ટૌકામાંથી આવું છું.

કૈંક સદીના ચીસ અને ચિત્કારોના,
પ્હાડ રઝળતા પડઘામાંથી આવું છું.

કાળજયી કંઈ શિલ્પ સમો કંડારાતો,
નક્કર નોખા પથરામાંથી આવું છું.

મારા ધૂળિયા દોસ્ત, ન કર સંકોચ, હું પણ,
ધૂળ અને ધુમાડામાંથી આવું છું.

કાળઝાળ કંઈ તાંબાવરણો તણખાતો,
ભઠ્ઠાથી, નિંભાડામાંથી આવું છું.



હરેક મોસમ ઝીલી ગયો છું
તૂટી તૂટીને ટકી ગયો છું

હકીકતોમાં ફર્યો છું તરસ્યો
સ્વપ્ન ઢીંચી છકી ગયો છું

અગર તણા કંઈ પિરામિડોમાં
અમી ધરાનું સીંચી ગયો છું

લહુ લખક્યું ત્યાં ભીંગડેથી
થયું હતું કે રૂઝી ગયો છું.

અહર નિશા બંધ કરી ચસોચસ
હરેક દ્વારે ખૂલી ગયો છું



તડકા વચ્ચે બેઠો છું ને ધૂળ ઉપર કંઈ લખ્યું છે,
વૃક્ષ સીંચતા એ પુરાતન મૂળ ઉપર કંઈ લખ્યું છે.
લેતાં પ્હેલો શ્વાસ કડાકે જન્મારા પર તૂટી જે,
શૂળ ખૂંપી છે કાળજડે એ શૂળ ઉપર કંઈ લખ્યું છે.
માણસના પટકૂળ મહીં ગોપિત પશુને પરખ્યું છે,
શિંગ ઉપર કંઈ નહોર ઉપર લાંગૂલ ઉપર કંઈ લખ્યું છે.
'સૂક્ષ્મ'ના છિદ્રેથી નીકળી આવી પૂગ્યો દરવાજે,
હાજતમાં હિજરાતા હરદમ 'સ્થૂળ' ઉપર કંઈ લખ્યું છે.
રાત્રિનો ત્રીજો પહોર ને ઊંઘ ઊડી છે દુઃસ્વપ્ને,
આજુબાજુ જંપ્યા માનવકુળ ઉપર કંઈ લખ્યું છે.



મોતીઓ જળનાં, આયુનાં, આ જરતું શું કરું ?
રાણા થતા ચિરાગના ઝુમ્મરનું શું કરું ?
ચકલુંય ફરકે સ્હેજ ને ખરખર ખરી પડે
મનની તૂટી દીવાલના આ ઘરનું શું કરું ?
નાનકડા ટેટાએય જે ફળ્યો નહિ કદી
ઘેઘૂર એ વૈફલ્યના ઈશ્વરનું શું કરું ?
આખોય દેહ શહેરનો ખોદાઈ ગુમ થયો
દૃગમાં એ જૂનાં દૃશ્યોની હરફરનું શું કરું ?
પવનો પડી ગયા અને વૃક્ષો ગયાં કપાઈ
મનમાં રહી ગઈ છે એ મર્મરનું શું કરું ?

*

## આવો મારી સંગાથે / માવજી કે. સાવલા

આવશો તમે — મારી સંગાથે?
કહો મને,
મારી વિદાય પહેલાં જ;
કે પછી વેળા વીતી ગઈ હશે?
હું કોણ છું -
હું શું કહી રહ્યો છું -
એ તમને ક્યાંથી સમજાય?
તોપણ,
તમારા રક્તને શુદ્ધ કરતો,
તમારા સ્વાસ્થ્યને હું પોષતો રહીશ.
હતાશ થયા વગર;
એક સ્થળે ના જડું
તો મને બીજે ગોતો;
ક્યાંક,
તમારી રાહ જોતો
હું ઊભો જ છું

[Walt Whitmanના કાવ્ય Leaves of Grassનો ભાવાનુવાદ.]

# આ દૃશ્ય જગત આપણને જુએ છે!

રતિલાલ 'અનિલ'

આંખ ખુલ્લી છે અને મનમાં કોઈ વિચાર નથી એટલે આંખ સામેની ચીજો, દૃશ્ય દેખાય છે. આખો દિવસ ઘરમાં રહ્યો, આંખ ખુલ્લી જ હતી છતાં અત્યારે જે જોઉં છું તે, ત્યારે દેખાયું હતું ખરું? આપણી આંખ કૅમેરામાં લેન્સ જેવી નથી? ચાંપ દબાવીએ ત્યારે જ દૃશ્ય નોંધાય? એવું જ હશે. સામેની ચીજો બહુ વપરાયેલી લાગતી નથી, કદાચ દૃષ્ટિએ એને વાપરી જ નહિ હોય. 'પ્રત્યક્ષ' અને 'હાજરાહજૂર' શબ્દો સાંભરે છે. એમ તો આપણી આસપાસ ઘણું બધું હોય છે, પણ કોઈક વાર જ ભીંતમાં એક આકૃતિ જોઈ તે હજારો વાર ભીંત સામે જોયું ત્યારે દેખાઈ હતી ખરી? જે કંઈ પ્રત્યક્ષ છે તે ઘણી વાર હાજર હોવા છતાં ગેરહાજર હોય છે. કોઈ વાર તો એવોયે વિચાર આવે છે કે આપણને ઉપેક્ષા કરવાનો અધિકાર છે એ પુરવાર કરવા આપણે, આપણી આસપાસ ઘણું બધું ખડકી દઈએ છીએ અને અજાણ્યે પણ તેની ઉપેક્ષા કર્યાનો અપ્રગટ ભાવ અનુભવીએ છીએ. પેલા અર્જુને માત્ર પક્ષીની આંખ જોઈ, આખું પક્ષી નહિ, એમ આપણે જ્યારે જેની જરૂર હોય તે જ જોઈએ છીએ! બાકીનું હોવા છતાં, દેખાવા છતાં દેખાતું નથી! પણ એ ચીજોએ પોતાની ઉપેક્ષ થાય છે એવો ભાવ ન અનુભવવો જોઈએ. આપણે પોતે પણ પોતાને ક્યારે નજર નાખીને નીરખીએ છીએ? આસપાસની બધી ચીજો મૂગી છે એટલે કદાચ હું સૌની ઉપેક્ષા કરી શકું છું, નહિતર એ ચીજો ફરિયાદ કરવા માંડે તો હું

જગતનો નિયંતા છે, ચાલકબળ છે, છતાં ઉપયોગની દૃષ્ટિએ લખવાની પેન અને મૂર્તિ એકસમાન છે! માણસ કહેતો નથી કે મારી જરૂરિયાતની ચીજોમાં ઈશ્વરનો પણ સમાવેશ થાય છે, તે છતાં એનું વર્તન વાસ્તવમાં એવું જ હોય છે. કૉમોડિટીઝમાં ધર્મ અને ઈશ્વરનોયે સમાવેશ થાય છે એવો સ્વીકાર કરતાં આપણને ક્ષોભ થાય, આઘાત પણ લાગે. 'અગોચર, ગોચર હવું' ગાનારને ધન્ય છે. આપણને તો ગોચર પણ અગોચર બને છે. અર્જુને તો માત્ર પક્ષીને વીંધવાની ક્ષણે એની આંખ વિના બધું બાદ કરી દીધું, પણ આપણે આખો દિવસ કામને નામે પેલા પક્ષીની વીંધવાની આંખને જ જાણે જોયા કરીએ છીએ! 'ભૂતલ ભક્તિપદારથ મોટું' કહેનાર નરસિંહ મહેતાની આર્ષદૃષ્ટિ પર મુગ્ધ થઈ જવાય છે. એણે પૃથ્વીને ભક્તિના પદાર્થ રૂપે જોઈ. ભક્તિમાં ભાવ હોય, લગની અને લાગણી હોય, તો આપોઆપ સાધના થઈ જાય. પણ સાધનાનાં અંગોને આપણે 'વપરાશી વસ્તુ' બનાવી દીધાં છે. દુનિયામાં બધું મારે માટે, માનવી માટે છે, જાણે માનવી પોતાના સિવાય કોઈને માટે નથી એવું આપણું અનાયાસ વર્તન હોય છે. ઘણી વાર અંતરસ્થ થવાની વાત આવે છે. આખું જગત બહાર રહી જાય અને આપણે પોતાને અનુભવીએ. પણ એવી ક્ષણો કેટલી? આપણે આ સ્થૂળ જગતને ભોગવવા અને ત્યાગવાની વાતથી આગળ જ ગયા નથી. એ સિવાયની જાણે કોઈ સ્થિતિ જ નથી એવું માની બેઠા છીએ. લોભ અને ત્યાગ સિવાયની એક તટસ્થવૃત્તિ પણ છે— તે જડ નથી, તે બધું લીલારૂપે જુએ છે. બહારનું જગત જાણે એ રીતે આપણે એમાં ભાગ લઈ શકીએ, ત્યારે જે જોશું કે દેખાશે તેમાં આનંદની પ્રાપ્તિ હશે.

સાબરમતી જેલમાં રહેવાનું થયું ત્યારે એક અદમ્ય ઇચ્છા કાકા કાલેલકર એકલા જે ઓરડીમાં રહેલા તે જોવાની હતી. જેલમાં બે ચક્કર, છોટા ચક્કર અને બડા ચક્કર. બંને કેદીના નિવાસો પણ એ

અને ચક્કરથી અલગ. જેલના રસોડાની સામે એક ઓરડી, ત્યાંથી જેલની હોસ્પિટલે જવાય. કાકાસાહેબ રહેલા એ ઓરડી જોવાની તીવ્ર ઉત્કંઠા. એમ તો એવી માંદગી આવી કે મહિનો ઉપરાંત જેલની હોસ્પિટલમાં જ રહેવું પડેલું. પણ તે પહેલાં હોસ્પિટલે જવાને નામે વૉર્ડર સાથે જઈને એ ઓરડી મન ભરીને જોઈ. સાવ સામાન્ય ઓરડી. આસપાસ ખુલ્લી જગ્યા ને લીમડા. એ એકલવાસ કેવો ગયો, શું શું જોયું એ એમણે 'ઓતરાતી દીવાલો' ચોપડીમાં લખ્યું છે. એક નવલકથા કરતાંયે વધારે રસથી એ ચોપડી વાંચી શકાય છે. કીડી, ચકલી જેવા જીવો પણ એમાં જાણે નાયક રૂપે આવે છે. આપણે પોતે જ અંદરથી એટલા બધા ખાલી છીએ કે પોતાને, ઘરને ચીજવસ્તુઓથી ભરી દઈએ છીએ અને ભર્યા ભર્યા હોવાનું આશ્વાસન મેળવીએ છીએ, છતાં આપણે વારંવાર ખાલીપો, શૂન્યતા અનુભવીએ છીએ। જેલનું એકાંત, વળી એ ઓરડી સાવ અલગ, કેદીઓની બૅરેક સાથે સંપર્ક નહિ. માત્ર વૉર્ડર નક્કી કરેલા સમયે આવે અને જાય, તે છતાં કાકા કાલેલકરે કેવી પ્રસન્નતાથી ત્યાં લીલામય જગતનો અનુભવ કર્યો। એ અનુભવ વાંચો તો આપણને પણ લીલામય પ્રકૃતિની કવિતાનો રસાનુભવ થાય. જીભમાંથી રસ ન છૂટે તો બધી રસોઈ નીરસ છે. આપણો રસ મેળવીએ તો આ જગત, સ્થૂળ જગત પણ રસમય બની શકે છે, જરૂર છે અંતરમાં ભરપૂર હોવાની. ગોચર, અગોચર થતું હોય, ત્યાં અગોચર, ગોચર થવાની વાત જ ક્યાં રહે છે? □

૨૩, ઑગસ્ટ ૧૯૯૩

## સાભાર સ્વીકાર

**કાવ્યરસ :** ૩૫ દેશીવિદેશી કાવ્યોનો રસાળ અર્થ લક્ષી આસ્વાદ : પ્રો. વિજય શાસ્ત્રી, પ્ર. પોતે વિદ્યાભવન પાસે, એમ. ટી. બી. કૉલેજ કૅમ્પસ, અઠવા લાઈન્સ, સૂરત–૩૯૫ ૦૦૧, મૂલ્ય ૩૫ રૂપિયા

**ભૂંસાતા માણસને ઘૂંટું છું :** દલિત કાવ્યોનો સંગ્રહ: વિપીન ગોહિલ, પ્ર. પોતે સેલ્સટેક્સ ઑફિસ સામે, સૅન્ટપીટર્સ સ્કૂલ, કમ્પાઉન્ડ, મઝ ગાંવ, મુંબઈ–૪૦૦ ૦૧૦, મૂલ્ય ૨૫ રૂપિયા

## શહેરનાં પ્રેમીઓ / નાદિન ગાર્ડિમર

ડૉ. ફ્રાંત્સ જોસેફ ફોન લાઇન્સડૉર્ફ ભૂવૈજ્ઞાનિક છે. દરેક વખતે એ કામમાં ગરકાવ હોય છે. દર વર્ષે કામનો અનુભવ વધતો જ જાય છે. તેઓ જ્યાં જાય ત્યાં એમનું કામ એમને વસ્તીથી દૂર લઈ જાય છે.— પેરૂ, ન્યૂઝીલૅન્ડ, યુનાઇટેડ સ્ટેટ્સ. એમનું કાયમ એવું રહ્યું છે, એમની મા અને જન્મભૂમિ ઑસ્ટ્રિયા એની સાક્ષી પૂરે છે. ખૂબસૂરત નાના બાળકરૂપે પણ એમની માને એમની પીઠ જ દેખાતી હતી. તેઓ કાયમ પથ્થરના ટુકડા અને પથરા પર જ ઝૂકેલા હોય. એમના આરામના શોખો પણ બદલાયા નથી. કોઈ કોઈ વાર સ્વીઇંગ માટે જવું, સંગીત સાંભળવું, કવિતા વાંચવી. રૈના મારિયા રિલ્કે એક વાર એમની દાદીની સ્ટાઇરિયા જંગલની શિકારગાહે રોકાયા હતા. રિલ્કેની કવિતાથી એમને બાળપણથી જ પરિચિત કરાવવામાં આવ્યા હતા.

એમનું કામ એમને અહીંથી તહીં લઈ જાય. છેલ્લાં લગભગ સાત વર્સથી તેઓ દક્ષિણ આફ્રિકામાં છે. પહેલાં આઇવરી કોસ્ટમાં હતા, હવે પાંચ વર્ષથી દક્ષિણ આફ્રિકામાં છે. તદ્‌વિષયના જાણકારોના અભાવે એમની નિયુક્તિ થઈ છે. એ ગમે ત્યાં કામ કરે, એમને સ્થાનિક રાજકારણમાં જરાયે રસ નહિ. એમના કામના વિશાળ વર્તુળમાં એક નાનું વર્તુળ છે, ભૂમિગત જળમાર્ગોની શોધ કરવી. જે કંપનીએ એમને રાખ્યા છે તેને માત્ર ખનિજ પદાર્થોની શોધમાં જ રસ છે, એટલે તેઓ મોટે ભાગે ફીલ્ડમાં જ રહે છે.

એ જગ્યાને વેલ્ડ કહે છે. ત્યાં તેઓ સોનું, તાંબું, પ્લૅટિનમ, યુરેનિયમના નવા ભંડારોની શોધ કરે છે. આ નોકરીમાં એ ઘેર હોય છે ત્યારે નગરના પરા વિસ્તારમાં એકબે ઓરડીના ફ્લૅટમાં રહે છે. અહીં એક લૅન્ડસ્કેપ્ડ બગીચો પણ છે. સડકની પેલી બાજુએ સુપરમાર્કેટ છે. હજી પરણ્યા નથી. એમની સાથે કામ કરનારા હેડ ઑફિસના માણસો, ટાઇપિસ્ટ અને કારકુનોના મતે, પુરુષો અને સ્ત્રીઓની દૃષ્ટિએ તેઓ સારા માણસ છે. એમના ચહેરાનો નીચલો ભાગ શ્યામલો, આધેડ જેવો છે, મોઢું પાતળું અને ગોળ. શેવ કર્યું હોય તોયે દાઢીના ખાંચામાં વાળના ખૂંપરા હોય જ. પણ ચહેરાનો ઉપલો ભાગ યુવાન લાગે છે. આંખો ચહેરાની અંદર ધસેલી છે. કોઈ કહે છે કે સ્લેટિયા છે, કોઈ કહે છે કે કાળી છે. પણ પલકો અને ભવાં ગીચ છે. નજર ઘેરી. તેમાં એકાગ્રતા અને ચમકદાર વિચારશીલતા આગ જેવી લાગે છે. એ કારણે તો ઑફિસની સ્ત્રીઓ કહે છે કે એ અનાકર્ષક નથી. નજર આમંત્રણનો આભાસ ભલે આપે પણ કોઈએ પણ એમને કોઈની સાથે ફરવા જતા જોયા નથી. સામાન્ય મત એવો છે કે એમના વતનમાં એમને લાયક છોકરીની પસંદગી થઈ ગયેલી છે. ઘણાખરા શિક્ષિત યુરોપિયનોનો સ્થાયી પ્રવાસી થવાનો કશો ઇરાદો હોતો નથી, એમને ગોરા સંસ્થાનવાદીઓનું શેષ જીવન આકર્ષતું નથી. તે સાથે કાળા આફ્રિકનો સાથે કોઈક રીતના આદર્શવાદમાં સંડોવાવું પણ ગમતું નથી.

અલ્પવિકસિત કે અર્ધવિકસિત દેશોમાં રહેવાનો લાભ એ છે કે ફ્લૅટોમાં બધી જ સેવા પ્રાપ્ત હોય છે. ડૉ. ફ્રૉન લાઇન-સડૉર્ફને રેસ્ટોરાંમાં ન જવું હોય તો ઘરે રસોઈ કરી લે. બપોરે એક ટ્રૉલી લઈને આગળપાછળ ધકેલતા વિવિધ શેલ્ફો આગળ થોભે અને ટિનના ડબ્બા, પૅકેટો, પ્લાસ્ટિકના કાગળે વીંટેલું માંસ, ચીઝ, ફળો, શાકભાજી, ટ્યૂબ્સ, બાટલીઓ જરૂર પ્રમાણે ભેગી કરે. બધા ગ્રાહકો કૅશિયરનાં કાઉન્ટરો પર ભેગા થાય. છેલ્લી મિનિટની

ખરીદી માટે રેંકો પર નાનીમોટી ચીજો રાખી હોય. ત્યાં કાળી છોકરીઓ યોગ મશીનો પર જુદાં જુદાં બટન દબાવે. સિગારેટ, ખારા દાણા, ચૉકલેટ મળી જાય. યાદ આવે તો રેઝર બ્લેડ પણ ખરીદી લે.

શિયાળાની એક સાંજે એમણે જોયું કે પોતાની પસંદગીની રેઝર બ્લેડ નથી. એમણે એ તરફ કેશિયરનું ધ્યાન ખેંચ્યું. કાળી છોકરીઓ જરાકેય મદદ કરતી નથી, માત્ર પૈસા લઈને મશીનનાં બટન દબાવે છે. જાણે અજાણ ગ્રાહકો પ્રત્યે એમની કોઈ જવાબદારી જ હોતી નથી. પરંતુ ત્યાં હતી તે છોકરીનું ધ્યાન એ તરફ ગયું, માફી માગી. કહ્યું કે મને મારી બેઠક પરથી આઘાપાછા થવાની મનાઈ છે, પણ હવે તમે આવો ત્યારે તમને જોઈતી બ્લેડ હોય તેનું ધ્યાન રાખીશ. બે દિવસ પછી એ ત્યાં ખરીદી માટે ગયા ત્યારે છોકરીએ એમને દીઠે ઓળખી કાઢ્યા. એ નજીક આવ્યા ત્યારે એણે કહ્યું, પેલી બ્લેડનો સ્ટૉક નથી. મેં પૂછ્યું હતું. એમણે કહ્યું, 'ચાલો, હશે.' 'આવશે તો હું તમારે માટે પૅકેટ રાખી મૂકીશ'. એમણે આભાર માન્યો. આખું અઠવાડિયું તેઓ શોધક ટુકડી સાથે બહાર રહ્યા. શુક્રવારે ઢળતી સાંજે પાછા ફર્યા, અને કારમાંથી પોતાની બ્રીફકેસ, સૂટકેસ વગેરે લઈને ફ્લૅટ તરફ જતા હતા ત્યારે ક્ષોભના ભાવે ઊભેલી છોકરીએ તેમને રોકયા. એ પસાર થવા જતા હતા ત્યાં જ એ બોલી, 'હવે બ્લેડ આવી ગઈ છે. ગયા અઠવાડિયે તમે ન દેખાયા. મેં તમારા માટે કેટલીક બ્લેડ મેળવી રાખી છે, તો...'

એમણે એ છોકરીને ઓળખી કાઢી. આ પહેલાં એમણે એ છોકરીને સામે ઊભેલી જોઈ નહોતી. એણે સફેદ કોટ પહેર્યો હતો. કદ નાનું છતાં, વંશીય વિશિષ્ટતાઓ છતાં એનું શરીર ચુસ્ત અને પ્રમાણસર ઘાટનું હતું. કોટ પાતળો હતો પરંતુ એની પાછળનો કોઈ પણ ઉભાર ડોકિયાં કરતો નહોતો. ઠંડીને કારણે એના ગાલો પર ખાસ્સો રંગ ઊભરી આવ્યો હતો, એની આભામાં ચહેરો

નાજુક લાગતો હતો. ત્વચા લિસ્સી, રંગ પીળા લાકડાના નરમ મખમલી રંગ જેવો હતો. વાળ ક્રેપ જેવા હતા. તેને પાછળ વાળી ઝૂડો બાંધ્યો હતો. ઉપર સસ્તા ઊનનું સુશોભન હતું. સ્ટોરની બાંધેલી ચીજો પર એવું ઊન હોય છે. એમણે આભાર માન્યો અને કહ્યું કે 'અત્યારે હું ઉતાવળમાં છું, લાંબા પ્રવાસેથી પાછો ફર્યો છું.' એમણે ઊંચકેલી ચીજોનો હાથબદલો કર્યો. 'ઓહ, માફ કરજો. તમે કહો તો હમણાં દોડીને લઈ આવું...'

એમને લાગ્યું કે છોકરી સુપરમાર્કેટ જવા માગે છે, બ્લેડ ખરીદીને પાછી ફરીને ઊભા છે ત્યાં જ ફરી આવે. એમણે છોકરીનો આત્મવિશ્વાસ જોઈને કહ્યું, હું સામે જ રહું છું — ઍટલાંટિસમાં, ફ્લૅટવાળી બિલ્ડિંગમાં, તું ત્યાં મોકલી શકે તો મોકલ. સાતમા માળે નંબર સાતસો અઢાર પર.'

એ કામ કરતી હતી એની આસપાસ આવેલી બિલ્ડિંગોમાં કદી ગઈ નહોતી. એ શહેરની પશ્ચિમે રેલવે કે બસમાં જઈ શકાય એવી દૂરની કાળાઓની વસ્તીમાં રહેતી હતી. ઍટલાંટિસના પ્રવેશ આગળ તળાવ અને વૉટરસેલ હતાં, તેની ચટ્ટાનો પર વીજળી દ્વારા પાણી ચડાવવામાં આવતું હતું. ફર્નનાં વૃક્ષ હતાં. 'સામાન લઈ જવા માટે' એવી સૂચનાવાળી લિફ્ટને બદલે 'ગોરાઓ માટે' એવું સૂચન કરતી લિફ્ટમાં એ ગઈ. એની સાથે એક ગોરી મહિલા ચડી તેની સાથે પાળેલો કૂતરો હતો, પણ તેણે છોકરી તરફ જરાયે ધ્યાન આપ્યું નહિ. ફ્લૅટ સુધી જતા કૉરિડૉર પર જાડા કાચ મઢ્યા હતા, પવનનાં મોજાં ન આવી શકે તે માટે.

એમને થયું કે આ છોકરીએ આટલી તકલીફ લીધી તો એને વીસ સેન્ટનો સિક્કો આપું કે નહિ. કાળી વ્યક્તિ માટે તો દસ સેન્ટ જ ઘણા કહેવાય. પણ એણે ના પાડી: 'પ્લીઝ.' એ ઉંબરે ઊભી હતી, એણે રેઝરના પૈસા કાપી પરચૂરણ પાછું આપી દીધું. ટિપ લેવાની ના પાડ્યાનું ગૌરવ અનુભવતી એણે પ્રથમ વાર સ્મિ

આ દેશમાં એમની સાથે કેવો વ્યવહાર કરવો એ જાણવું મુશ્કેલ હતું. ટિપ લેવાની ના પાડ્યા પછીયે તે ઊભી હતી, સાવ વિનીત ભાવે. બહારની ઠંડીમાંથી આવી હતી એટલે એના હાથ સસ્તા કોટનાં ગજવાંમાં હતા. સુંદર પાતળા પગ સાથે સાથે, જોડાયેલા હતા.

'તું એક કપ કોફી કે બીજું કંઈ લઈશ?'

કશુંક પિવડાવવા માટે તેઓ એ છોકરીને સ્ટડી-કમ-લિવિંગ રૂમમાં તો લઈ જઈ શકે એમ નહોતા. એ તેમની પાછળ પાછળ એમના કિચનમાં ચાલી આવી. પણ એણે કોફી પીવા માટે કિચન-ટેબલ પાસે રાખેલી એકમાત્ર ખુરશી ખેંચવાનો પ્રયત્ન કર્યો ત્યારે એ બોલ્યા, 'ના, ના, અહીં લઈ આવ.' અને એ પોતાના મોટા ઓરડામાં એને લઈ આવ્યા. ત્યાં પુસ્તકો, પોતાનાં પેપર્સ, વૈજ્ઞાનિક પત્રવ્યવહારની ફાઈલો, વપરાયેલી ટપાલટિકિટોથી ભરેલા સિગારનાં બૉક્સ, ખનિજો અને પથ્થરના નમૂનાઓ વચ્ચે એ એકલા રહેતા હતા.

એને કશી મુશ્કેલી ન હતી. એણે એમને સુપરમાર્કેટના ફેરા-આંટાથી બચાવી લીધા. અઠવાડિયે બે-ત્રણ વાર એમને જોઈતી ચીજો એ પહોંચાડી જતી. કોઈ વાર એ ઘરે હોય, કોઈ વાર ન પણ હોય. એ બારણાની સામે બિછાવેલી મૅટની નીચે જોઈતી ચીજોનું લિસ્ટ અને ચાવી મૂકી જતા. લંચના સમયે એ યાદી લઈ જતી અને નોકરીએથી છૂટ્યા પછી ચીજો પહોંચાડી દેતી. એમણે ચૉકલેટનો ડબ્બો ખરીદીને ચિઠ્ઠી સાથે મૂક્યો હતો તે ભેટ રૂપે એણે સ્વીકારી લીધો.

એની આંખો ફ્લૅટમાંની દરેક ચીજ પર ફરતી હતી, એનું શરીર સ્થિર રહીને ખોટી જગ્યાએ હોવાના ભાવને છુપાવવાનો પ્રયત્ન કરતું. એને સ્થિર બેસવાની ખુરશી મળી હતી તેમાં જાણે કોઈ ચીજ મૂકી હોય એમ બેસી રહેતી. 'તમે આ બધું ભેગું કરો છો?'

'હા, એ નમૂના મારા કામ અંગેના છે.'

'મારો ભાઈ પણ નાનીમોટી ચીજો ભેગી કરતો. ભરેલી બ્રાન્ડી, વ્હિસ્કી જેવી ચીજો, જુદા જુદા દેશોની.'

બીજી વાર કોફી પિવડાવવાની ઓફર કરી હતી તે માટે એ બુંદદાણા દળતા હતા તે જોઈ એણે પૂછ્યું, 'તમે દર વખતે કોફી માટે બુંદદાણા દળો છો?'

'બેશક, તને સારી નથી લાગતી, શું વધારે સ્ટ્રૉંગ થઈ જાય છે?'

'અરે, ના. હા, મને એની ટેવ નથી. અમે તો તૈયાર ખરીદી લઈએ. તમે જાણો છો કે એ બાટલીમાં મળે છે. થોડું દૂધ કે પાણી મેળવવું પડે.'

એ હસ્યા. સમજાવતા હોય તેમ એ બોલ્યા, 'એ કોફી નહિ, એમાં નકલી સુગંધ હોય છે. અમારા દેશમાં અમે તો માત્ર અસલી કોફી જ પીવાના. બુંદદાણા પિસાય ત્યારે કેવી સુગંધ આવે છે!'

*

ચોકીદારે એને રોકીને પૂછ્યું, 'તારે શું કામ છે?' એની પાસે પહોંચાડવાની ચીજો હતી. એણે કહ્યું, 'હું સાતમા માળે આવેલા સાતસો અઢાર નંબરના ફ્લૅટમાં કામ કરું છું.' ગોરાઓ માટેની લિફ્ટમાં જતી એને ચોકીદારે રોકી નહિ. એ સાવ કાળી તો નહોતી જ, એના પરિવારના માણસોનો રંગ ઘણો ખુલ્લો હતો.

એની ખરીદીના લિસ્ટમાં પૅન્ટ માટેના સ્લેટિયા બટનનો સમાવેશ થતો હતો. સુપરમાર્કેટથી આણેલું પૅકેટ ખોલતાં એણે કહ્યું, 'તમે મને પૅન્ટ આપો.' એ સોફા પર બેસી ગઈ. તેના પર પાઇપના તમાકુનો ભૂકો પડેલો જ હોય. એને બટન ટાંકવાનો અનુભવ હોય તેમ એ સોય ચલાવતી હતી. એની વાતચીતના ગુમ શબ્દોએ હવે ઉચ્ચારણનું સ્થાન લઈ લીધું હતું. એની સામેના બે દાંત વચ્ચેની ખાલી જગ્યા હસતી વખતે દેખાઈ જતી, તેને એ પસંદ નહોતું.

પણ ત્રીજા ચોથા કોણ પર દીર્ઘવૃત્ત ચહેરો અને એકાગ્રતામાં ઝૂકેલી આંખો, તથા લગભગ ભીડેલા કોમળ હોઠને કારણે કશો ફરક પડતો નહોતો. એને સિલાઈ કરતી જોઈને એ બોલ્યા, 'તું સારી છોકરી છે.' અને તેમણે એને સ્પર્શ કર્યો.

હવે એ દરેક બપોરે મોડેથી બિછાનેથી ઊઠતા તો એ બિછાનું સરખું કરી દેતી અને ઘરે જવા પહેલાં ફરી કપડાં પહેરી લેતી. અઠવાડિયા પછી એક દિવસ એવો યે આવ્યો કે બપોરને બદલે સાંજ પડી જતી. પણ એ હજી બિછાને જ હતા.

'શું તું રાતે રોકાઈ નહિ શકે?'

'મારી મા...' એણે કહ્યું.

'એને ફોન કરી દે, કોઈક બહાનું બતાવ.' એ વિદેશી હતા, પાંચ વર્ષથી અહીં રહેતા હતા પણ કાળાઓની વસ્તીમાં ફોન હોતો નથી એ તેઓ જાણતા નહોતા. એ કપડાં પહેરવા માટે ઊઠી. તેઓ નાજુક શરીરને રાતની ઠંડીમાં બહાર જવા દેવા માગતા નહોતા, એટલે હાથ લંબાવીને એને રોકવા લાગ્યા. એ કોટ પહેરતી હતી, શરીર છુપાઈ ગયું ત્યારે એ બોલ્યા, 'પણ, તારે કશીક વ્યવસ્થા તો કરવી જ પડશે.'

'ઓહ, મારી મા!' એનો ચહેરો ડર અને ખાલીપાથી એવો થઈ ગયો કે તેઓ એને વાંચી શક્યા નહિ. એમને વિશ્વાસ નહોતો પડતો કે એની મા મારી દીકરી હજી સાવ કુંવારી જ છે એવું માનતી હશે...'કેમ?'

છોકરીએ કહ્યું, 'એને ડર લાગતો હશે – આપણે પકડાઈ જઈએ એનો ડર.'

'તું કંઈ કહેતી નહિ. કહેજે કે મેં તને નોકરીએ રાખી લીધી છે.' એ કામ કરતા હતા તે દેશમાં ફ્લેટિયાં બિલ્ડિંગોમાં છત પર ભાડૂતોના નોકરોને રહેવા માટે ખોલીઓ હતી.

એણે કહ્યું, 'મેં મારી માને એમ જ કહ્યું હતું.'

*

એ રાત્રે કામ કરતા અને એમને કોફીની જરૂર પડતી ત્યારે એ બુંદદાણા દળતી. એમને કેવી રસોઈ ગમે છે, કેવી રીતે તૈયાર થાય એ ગમે છે એનો પૂરો અભ્યાસ ન કર્યો ત્યાં સુધી એણે રસોઈ કરવાનો પ્રયત્ન ન કર્યો. એ ખૂબ ભાવપૂર્વક પથ્થરના નમૂનાઓને સ્પર્શતી. પહેલાં એમના રંગોની પ્રશંસા કરતી, 'આમાંથી સુંદર અંગૂઠીઓ અને નેકલેસ બનશે ને?'

એમણે રેખાઓ બતાવી. દરેક ટુકડાની બનાવટ સમજાવી કહ્યું કે પ્રત્યેક ટુકડો શું છે, અને પૃથ્વીના લાંબા જીવનમાં એનું નિર્માણ કેવી રીતે થયું. એમણે એમાંથી નીકળનારાં ખનિજોનાં નામ કહ્યાં, એનો ઉપયોગ કહ્યો. તેઓ પોતાના લેખો પર કામ કરતા હતા, લખ્યા કરતા, લખતા રહેતા—દરેક રાતે એટલે જાહેર સ્થળે તેઓ સાથે જઈ શકતાં નહોતાં. રવિવારે બેસમેન્ટના ગૅરેજમાં રાખેલી કારમાં બેસતી, બંને ગામડે પહોંચી જતાં, મેગાલીસબર્ડમાં પિકનિક ઊજવતાં—ત્યાં એમના સિવાય બીજું કોઈ જ ન હોય. એ વાંચતા કે ચટ્ટાનોમાંથી પથ્થર લઈને ઉલટાવી-પલટાવીને જોતા. બંને પહાડનાં તળાવો સુધી સાથે જતાં. એમણે એને તરતાં શીખવ્યું. એણે કદી સાગર જોયો ન હતો. એ પાણીમાં રહી ચીસો પાડતી ત્યારે બે દાંત વચ્ચેનો અવકાશ દેખાતો. એને થયું, અમારા લોકો વચ્ચે પણ હું આમ જ કરતી હોઈશ. એમને વારંવાર ખાણ કંપનીના સહકાર્યકરોના ઘરે ડિનર લેવા જવું પડતું ત્યારે એ સિલાઈ કરતી કે રેડિયો સંગીત સાંભળતી અને એ પાછા ફરતા ત્યારે બિછાનાની ઉષ્મામાં સૂતી હોય. કશું કહ્યા વિના એ પોતાને એના શરીરમાં ઉતારી દેતા, એ પણ એકે શબ્દ કહ્યા વિના પોતાના શરીરમાં એમને આવકારતી. એક વાર એમણે પોતાના દેશની એલચી કચેરીએ યોજેલા ડિનરમાં જવા માટે ઇવનિંગ ડ્રેસ કાઢયો. ખૂબ શોભતા ઘેરા રંગના જૅકેટના સ્કંધના ભાગે રહેલા બેએક વાળ ખંખેરતા જોઈને એ કલ્પના કરવા લાગી. એક વિશાળ

ઓરડો, ફુગ્ગા અને તોરણોથી ભરેલો, ફિલ્મી લોકો જેવા ભપકાદાર કપડાં પહેરેલા, નાચતા લોકો, હાથમાં હાથ પરોવી ફરતા શાહી લોકો- એણે અટકળ કરી કે તેઓ કારમાં મારે બદલે બીજા કોઈને લઈ જશે. બંનેમાંથી કોઈ એક બહાર જતું ત્યારે ચુંબન કરતા નહિ. સિગારનું પૅકેટ અને ચાવીઓ ઉપાડતાં એમણે ખૂબ સ્નેહપૂર્વક કહ્યું, 'એકલી કેમ રહે છે?' પછી ઉમેર્યું, 'મારે બહાર જવું પડે છે ત્યારે તું તારા પરિવારને મળવા કેમ જતી નથી?'

એમણે એને કહ્યું હતું કે, ક્રિસ્મસ પછી ઇટાલીની સરહદ નજીક (નકશો બતાવીને) આવેલા મારા દેશમાં જંગલ અને પહાડો વચ્ચે આવેલા મારા ઘરે મારી માને મળવા જઈશ. એમણે એમ નહોતું કહ્યું કે, મારી મા બીજા ડૉકટરો વિશે નથી જાણતી. એ તો એમ જ માને છે કે હું ડૉકટર જ છું. એટલે એણે એને ડૉકટરનાં બાળકો અને ડૉકટરની પત્ની વિશે કહી રાખ્યું હતું કે તે એક દયાળુ મહિલા છે અને એવી નોકરડીને પામીને ખુશ છે કે જે સર્જરીના કામકાજ સાથે ફ્લૅટની દેખરેખમાં બંનેને મદદ કરી શકે.

એક દિવસ પછી એમણે એ વિશે આશ્ચર્ય વ્યક્ત કર્યું કે પોતે કેવી રીતે મધરાત ને પરોઢિયા સુધી કામ કરી શકે છે. એ તો સુપરમાર્કેટની નોકરી કર્યા પછી એટલી તો થાકી જાય કે ડિનર લીધા પછી મુશ્કેલીએ ઊંઘને રોકી શકે. એ સમજી શકે એ રીતે એમણે બતાવ્યું કે તારું કામ એક જ વાત વારંવાર કરતા રહેવા જેવું છે એથી એમાં ખાસ અપેક્ષા રાખી શકાય નહિ. એમાં ખાસ અક્કલ ચલાવવી પડતી નથી એટલે એમાં કશો ફાયદો નથી. મારું કામ મારી ખાસ રુચિ અને પસંદગીનું છે. એમાં માનસિક શક્તિને તેના છેલ્લા બિન્દુ સુધી પહોંચાડી એકાગ્ર થવું પડે છે. સમસ્યા ઊભી કરીને એનું સમાધાન કરવું ખૂબ જ લાભપ્રદ છે. તે પછી પોતાના પેપરને બાજુએ મૂકતાં થોડી વાર ચૂપ રહ્યા પછી પૂછ્યું, 'શું તેં કોઈ બીજી જાતનું કામ કર્યું છે?'

એણે કહ્યું, 'પહેલાં હું તૈયાર કપડાંની એક ફેક્ટરીમાં કામ કરતી હતી. સ્પોર્ટ્સ્બો શર્ટ્સ, તમે તો જાણો છો ને? પણ અહીં દુકાનમાં પગાર સારો મળે છે.'

તેઓ જ્યાંયે રહ્યા તે દેશોનાં અખબારોના જાગ્રત વાચક તરીકે એ જાણતા હતા કે આ દેશમાં હજી હમણાં કાળા લોકોને ફૂટકળ ચીજોની દુકાનોમાં મદદનીશ રૂપે નોકરીએ રાખવાની છૂટ મળી હતી. ઓછા-દક્ષ ગોરાઓની અછતને કારણે જ આ છોકરી જેવા લોકોને નોકરીમાં જરા આગળ વધવાની તક મળશે. પહેલાં તો એમણે એને ટાઇપ કરતાં શીખવવા માંડ્યું. તેઓ જાણતા હતા કે એનું અંગ્રેજી નબળું છે. પરંતુ પોતે એક વિદેશી હોવાથી એમના કાનોને એના ઉચ્ચાર ખરાબ લાગતા નહોતા. જેમની માતૃભાષા અંગ્રેજી હોય તેમને એ ખટકે ખરું. તેઓ એની વ્યાકરણની ભૂલો સુધારતા, કોઈ કોઈ વાર એના અજબ થવા જેવા ભાષાપ્રયોગને કારણે ખાસ ભૂલોને જવા દેતા, જ્યાં બહુવચન 'ધે'ના સ્થાને એ એકવચન 'ઇટ'નો પ્રયોગ પણ કરતી. એ વિદેશી હતા (પરંતુ સમજદાર) છતાં એ એમની સાથે સામાન્ય સ્થિતિને મુકાબલે ટાઇપ કરતાં ખોટા છાપેલા શબ્દો વિશે ઓછો ક્ષોભ અનુભવતી. ટાઇપરાઇટર પર બેસતી ત્યારે વિચારતી કે પોતે કેવી રીતે એમની નોટ્સ ટાઇપ કરશે, એમને ગમતી કોફી બનાવશે અને કશું કહ્યા વિના એમને પોતાના શરીરમાં ઉતારી દેશે અને કારમાં એમની પત્નીની જેમ એમની પાસે બેસશે — પછી ભલે રવિવારે સૂની સડકે કાર દોડતી હોય.

ક્રિસ્મસની નજીક એક ઉનાળુ રાત્રે એમણે એક દેખાવે લોભામણી પણ સારી ઘડિયાળ એને ગમશે એવા વિચારે ખરીદીને છુપાવી રાખી હતી. બારણે ટકોરા પડ્યા તો એ બાથરૂમની બહાર નીકળી. એ પણ મેજ પર કામ કરતા હતા તે ગભરાઈને ખુરશી પરથી ઊભા થઈ ગયા. રાત્રે ફ્લૅટમાં કોઈ આવતું નહોતું. પહેલેથી ખબર આપ્યા

વિના આવી ચડે એવા કોઈ મિત્ર પણ એમને નહોતા. બારણે જોરથી ટકોરા પડતા હતા. કોઈ પણ રીતે જાણે ટકોરા મારનારા બારણું ખોલાવવા માગતા હતા.

એ બાથરૂમના ખુલ્લા બારણે ઊભી હતી અને તેઓ સામે આવેલા લિવિંગ રૂમમાં ઊભા હતા. એના પગ ખુલ્લા હતા, બીજો સ્નાનનો મોટો ટુવાલ પણ નહોતો. એ કશું બોલી નહિ. બબડીયે નહિ. જાણે આખો ફ્લેટ બારણે પડતા ટકોરાથી હાલતો હતો.

એ આગળ વધ્યા, જાણે બારણા તરફ જતા હતા પણ છોકરીએ દોડીને એમને બંને ખભેથી પકડી લીધા. એણે જોર જોરથી પોતાનું માથું હલાવ્યું. એના હોઠ ખૂલ્યા પણ દાંત ભીંસેલા હતા, કશું જ બોલતી નહોતી. એમને ખેંચીને બેડરૂમમાં લઈ ગઈ. બિછાને પડેલાં ચોખ્ખાં કપડાંમાંથી કેટલાંક ઉપાડયાં અને ભીંત સાથે બનેલી આલમારીમાં એ ઘૂસી ગઈ, ચાવી એમના હાથમાં આપી દીધી. એમના હાથપગ જાણે સુન્ન થઈ ગયા હતા, તોપણ પોતાના સૂટો અને કોટની નીચે ઉભડક બેઠેલી છોકરીની સીધી પીઠ જોઈને શરમ સાથે ડર પણ અનુભવતા હતા. દૃશ્ય ડરામણું તેમ હાસ્યાસ્પદ પણ હતું. એ બબડયા, 'બહાર આવ, બહાર આવ.' એ ભીંસેલા દાંતે બોલી 'કયાં? આવું?'

'કોઈ વાત નહિ, તું બહાર આવ.' એમણે એને પકડવા માટે હાથ લંબાવ્યો, તો એ સિસકાર કરતી હોય એમ બોલી, 'હું બારીમાંથી બહાર કૂદી પડીશ.'

કોઈ ચપ્પુ કે લાકડી હોય એમ એમના હાથમાં ચાવી પકડાવી દીધી. એમણે આલમારીનું બારણું બંધ કર્યું, તાળું ભેરવી ચાવી ઘુમાવી, પેન્ટના ખિસ્સામાં સિક્કા ભેગી નાખી દીધી.

પછી એમણે ફ્લેટના બારણેથી સાંકળ હટાવી. તાળું ખોલ્યું. ત્રણ પોલીસોમાં બે સાદાં કપડાંમાં હતા, શાંતિથી ઊભા હતા. એકે હાથ લંબાવ્યો, તેમાં ઓળખપત્ર હતો.

ડૉ. ફોન લાઇન્સડૉર્ફના હાથપગમાં ફરી લોહી ફરવા માંડયું હતું. એમણે શાંતિથી પૂછ્યું, 'શી વાત છે?'

સાર્જન્ટે કહ્યું, 'અમને જાણવા મળ્યું છે કે ફ્લૅટમાં એક કાળી છોકરી છે. હું ત્રણ માસથી આ ફ્લૅટ પર નજર રાખું છું. હું બધું જાણું છું.'

'હું અહીં એકલો રહું છું' ડૉ. ફોને સામાન્ય સાદમાં કહ્યું.

'હું જાણું છું, અહીં કોણ રહે છે તે. આવો,' એણે સાથીઓને કહ્યું. બંને મદદનીશો લિવિંગરૂમ, કિચન, બાથરૂમ (સાર્જન્ટે આફ્ટર શેવ કોલોની શીશી ઉપાડી, તેના પરનું ફ્રેન્ચ લેબલ વાંચવાનો પ્રયત્ન કર્યો) અને બેડરૂમમાં ગયા. મદદનીશોએ બિછાને પડેલાં ધોયેલાં કપડાં હટાવીને બિછાનું ઉલટાવ્યું. સાર્જન્ટે ટૉર્ચ સળગાવી, સહાયકોએ તપાસ માટે ચાદર એક બાજુએ મૂકી અને આફ્રિકી ભાષામાં બંનેએ વાત કરી. ડૉક્ટર કંઈ સમજી શકયા નહિ. સાર્જન્ટે પોતે બિછાના નીચે જોયું, બારીના લાંબા પરદા ખસેડચા. ભીંત સાથે બનેલી આલમારી પર તાળું લાગ્યું હતું. પહેલાં આફ્રિકી-ભાષામાં, તે પછી અંગ્રેજીમાં કહ્યું, 'અમને ચાવી આપો.'

ડૉ. ફોન લાઇન્સડૉર્ફે કહ્યું, 'મને ખેદ છે કે હું ચાવી ઑફિસે ભૂલી ગયો છું. સવારે તાળું મારીને હું ચાવી સાથે લઈ જાઉં છું.'

'જુઓ મિસ્ટર, કશો ફાયદો નથી, મને ચાવી આપી દો.'

એમણે સ્મિત કરીને કહ્યું, 'ચાવી મારી ઑફિસના મેજ પર છે.'

મદદનીશોએ પેચિયું કાઢયું. તાળાના હોલમાં નાખ્યું અને સફાઈથી આંચકો માર્યો, તાળું ખૂલી ગયું.

બહારથી બારણું ખખડાવ્યું ત્યારે એ નિર્વસન હતી, પણ હવે એણે એક ટી શર્ટ અને જીન્સ પહેર્યું હતું. પગ હજી ખુલ્લા હતા. એણે અંધકારમાં ફંફોસી ફંફોસીને કેટલાંક વસ્ત્ર પહેરી લીધાં હતાં. બિછાનેથી ઉઠાવેલાં તો પણ પગમાં જોડા નહોતા. કદાચ એ

આલમારીમાં રડતી રહી હશે એવું ચહેરા પરથી લાગતું હતું. એનો ચહેરો ફૂલેલો હતો અને એ જોરજોરથી શ્વાસ લેતી હતી. એના હોઠ ઝડપભેર ઉઘાડબંધ થતા હતા. એનાં સ્તન હાંફવાને કારણે જાણે કપડાને ઠેલતાં હતાં. જાણે એ ગુસ્સે ન થયાં હોય! બનવા જોગ છે કે આલમારીમાં બેઠી એ અધમૂઈ થઈ હોય અને એને ઑક્સિજનની જરૂર હોય. એણે ન તો ડૉ. લાઇન્સડૉર્ફ સામે જોયું, ન તો સાર્જન્ટના પ્રશ્નોના જવાબ આપ્યા.

બંનેને પોલીસ ચોકીએ લઈ જવામાં આવ્યાં. બંનેને અલગ કરવામાં આવ્યાં. પછી વારાફરતી ડિસ્ટ્રિક્ટ સર્જન પાસે પરીક્ષણ માટે લઈ જવામાં આવ્યાં. પુરુષનું અંડરવેર પણ પરીક્ષા માટે લઈ જવામાં આવ્યું, ચાદરોની જેમ વીર્યનાં નિશાન શોધવાને માટે. છોકરીએ કપડાં ઉતાર્યાં ત્યારે જાણવા મળ્યું કે જીન્સની નીચે એણે પુરુષનું કપડું પહેર્યું હતું. એના પર સિલે લોન્ડ્રી લેબલ પર એનું નામ સીવેલું હતું. છુપાઈ જવાની ઉતાવળમાં એ ભળતું કપડું લઈ ગઈ હતી. હવે એ ડિસ્ટ્રિક્ટ સર્જન સામે પુરુષના અંડરવેરમાં ઊભી રડતી હતી.

ડૉક્ટરે શાલીનતાથી એ પર ધ્યાન ન આપતા હોવાનું નાટક કરીને બ્રીફ્સ, જીન્સ અને ટી શર્ટ બારણાની બહાર પકડાવી દીધાં. એને સફેદ ચાદર બિછાવેલા મોટા ટેબલ પર સૂઈ જવાનું કહેવામાં આવ્યું. પછી તો છોકરી થથરી જાય એવી રીતે ઓજારોથી તપાસ કરી.

પરીક્ષણના ઓરડામાંથી એ ચાર્જ ઑફિસમાં પાછી ફરી ત્યારે ડૉ. ફૉન લાઇન્સડૉર્ફ ત્યાં નહોતા. કદાચ એમને બીજે લઈ જવામાં આવ્યા હતા. બાકીની રાત એણે પોલીસ કસ્ટડીમાં ગુજારી. સંભવ છે કે ડૉક્ટરે પણ એવી જ રીતે રાત ગુજારી હોય. એક ગોરા સાથે છોકરીને એની મા પાસે લઈ જવામાં આવી. ગોરાએ કહ્યું કે હું ડૉક્ટર લાઇન્સડૉર્ફે છોકરી માટે રોકેલા વકીલનો કલાર્ક

હું. એણે એમ પણ કહ્યું કે ડૉક્ટર પણ જામીન પર છૂટયા છે. પણ એ તેમને ક્યારે મળશે એ વિશે કશું જ ન કહ્યું.

એ છોકરી અને ડૉક્ટરને જોહાનિસબર્ગના એક ફ્લૅટમાં ૧૯ ડિસેમ્બરની રાતે અનૈતિકતાના કાનૂન અન્વયે કૉર્ટમાં રજૂ કરવામાં આવ્યાં ત્યારે છોકરી તરફથી પોલીસ સમક્ષ કરેલું બયાન કોર્ટમાં રજૂ કરવામાં આવ્યું: હું એ શ્વેત વ્યક્તિ સાથે એમના ફ્લૅટમાં રહેતી હતી. એ કોઈક વાર મારી સાથે સંભોગ કરતા હતા. એમણે મને ગર્ભનિરોધક ગોળીઓ ગળવા માટે આપી હતી.

રવિવારે પ્રગટ થતાં અખબારોને છોકરીએ આપેલા ઇન્ટરવ્યૂમાં છોકરીએ કહ્યું, 'મારે કારણે મારી માને બહુ દુઃખ થયું એનો મને ખેદ છે.' એણે કહ્યું કે 'હું લૉન્ડ્રી વર્કર પિતાનાં નવ સંતાનોમાંની એક છું. મેં ત્રીજા ધોરણથી ભણવાનું છોડી દીધું હતું. ઘરમાં જિમ્નાસ્ટિક્સનાં કપડાં અથવા સ્કૂલ બ્લેયર ખરીદવાના પૈસા નહોતા. મેં એક ફૅક્ટરીમાં મશીનિસ્ટ અને સુપરમાર્કેટમાં કેશિયર તરીકે કામ કર્યું છે. ડૉ. લાઇન્સડૉર્ફે જ મને પોતાની નોટ્સ ટાઇપ કરવાનું શીખવ્યું.

ડૉ. ફ્રાંત્સ જોસેફ ફૉન લાઇન્સડૉર્ફ એક મોટી રઈસજાદીનો પૌત્ર અને આંતરરાષ્ટ્રીય ભૂવૈજ્ઞાનિક શોધ કરનાર સુસંસ્કૃત વ્યક્તિ હોવાનું કહેવાયું. એમણે એવું બયાન આપ્યું કે લોકો વચ્ચે ભેદભાવ હોય એ તો હું માનું છું પણ એને કાનૂની રૂપે લાદવો ન જોઈએ. 'મારા પોતાના દેશમાં કોઈ ઉચ્ચ વર્ગની વ્યક્તિ કોઈ નિમ્ન વર્ગની વ્યક્તિ સાથે લગ્ન કરે એ અશક્ય છે, એટલે પ્રશ્ન કાળાગોરાનો નહિ, બે વર્ગોનો છે.' બંને આરોપીઓએ કોઈ સાક્ષી રાખ્યા નહોતા. કોર્ટમાં ન તો બંનેએ એકમીજાને અભિવાદન કર્યાં, ન તો બંનેએ વાત કરી. બચાવ પક્ષની દલીલ અનુસાર બંને પતિપત્ની રૂપે રહેતાં હતાં એ વાત હમ્બગ હતી.

કૂતરાવાળી પેલી મહિલા (કેઅરટેકર ?) મૅજિસ્ટ્રેટે બંનેને છોડી મૂકયાં કેમ કે આરોપ મૂકનારા એવું પુરવાર કરી શકયા નથી કે, ૧૯મ ડિસેમ્બરે બંનેએ સંભોગ કર્યો હતો.

રવિવારનાં અખબારોમાં તસવીર સાથે છોકરીની માનું બયાન છપાયું હતું; 'હવે હું કદી મારી છોકરીને કોઈ ગોરાને ત્યાં નોકર તરીકે કામ કરવા દઈશ નહિ.' □

## કથાકથનની પરંપરા

'નગરજીવનના નવસમાજનો ઉદ્ગમ વહેલો થયો. યંત્રયુગની ને વિજ્ઞાનયુગની નવી હવા બહુ વહેલી ફૂંકાઈ તેથી કથાકથનની પરંપરા નહિવત્ રહી હતી. ૯મા સદીના આરંભ સુધીમાં તો લગભગ ભૂંસાઈ ગઈ હતી. એ એક કારણ : જે અભ્યાસ થયો તે લિખિત મુદ્રિત કથાને આધારે થયો તે બીજી વાત પણ એથીયે મોટું ત્રીજું કારણ તો એ કે લોકકથાના અભ્યાસને હાથ પર લેનાર તમામનું ધ્યાન યુરોપમાં જુદે જુદે સ્થળ સમયે મળતી કથાઓમાંના વસ્તુની સમાનતા પર ગયું. આ સમાનતાનું કારણ શું ? આટલે જુદે જુદે સ્થળે એકસમાન કથાવસ્તુ છે તે શું કોઈ એક મૂળ કથા બધે ફરી વળી ? શું કથા યાયાવર છે ? તો એ આવી કયાંથી હશે ? સામ્યનાં કારણો કયાં ? આવી કયાંથી અને કેમ સામ્ય એ બે બિન્દુઓની આસપાસ અભ્યાસની પ્રદક્ષિણાઓ થતી રહી. તેમાંય કથા કયાંથી આવી, કયાં કયાં ફરી, કેવા વારાફેરા એણે જોયા, ને કયાં કયાં હાલ એ કેવે રૂપે રહી એ તપાસ વધુ થઈ. એ તપાસમાં વળી કથા વર્ગીકરણ માટે કથામાનક (ટિપલ ટાઇપ) અને વસ્તુ સામ્યદર્શક ઘટક તરીકે ગણવાની અનુકૂળતા તથા ઐતિહાસિક ભૌગોલિક પદ્ધતિ કે 'ફિન્નિશ મેથડ' ચલણી બની.'

—કનુભાઈ જાની

## ડોળો / બહાદુરભાઈ જ. વાંક

ફળિયામાં બિલાડીના હલનચલન જેવી ચુપકીદી પથરાઈ ગઈ હતી. ક્યારેક ક્યારેક ઓરડામાંથી આવતા રોકકળ — ડૂસકાંના અવાજોમાં આખુંય ફળિયું ઉભડક થઈ જતું હતું. ફળિયા વચ્ચે પડેલી જુવાનજોધ રૂપસિંહની લાશ ઉપર બધાની આખો ચકળવકળ થતી ચોંટી ગઈ હતી. લાશ ઉપર ઓઢાડેલું પંચિયું ક્યારેક ક્યારેક હવામાં ફરકી જતું હતું, ત્યારે પવનની લહેરખી પણ પાસે ઊભેલા-ઓને દઝાડતી હતી. ફળિયામાં આવતા જતા ડાઘુઓ કંઈક હેરતથી મૌનની ભાષામાં અરસપરસ ગુફ્તેગો કરતા હતા. બધાના ચહેરા ઉપર એક જ પ્રશ્ન ઘૂંટાઈ રહ્યો હતો — ભલભલાં જંગલી પ્રાણીઓને માત્ર પોતાની આંખથી જ વશીભૂત કરી લેનાર રૂપસિંહ ખુદ સિંહનો કેમ શિકાર થઈ ગયો હશે?

ફોરેસ્ટર તરીકેની પોતાની ટૂંકા ગાળાની નોકરી દરમ્યાન રૂપસિંહે પોતાની આંખોની સંમોહનશક્તિના કારણે જ કેટલાંય ખૂંખાર જંગલી પ્રાણીઓને પાંજરા ભેગાં કરી દીધાં હતાં; અને આજ પોતે જ મોતના પાંજરામાં... તેની જાણ બહાર પાછળથી હુમલો કરીને પંજો મારી એક સિંહે તેના પડખામાં ઊંડું ગાબડું પાડી દીધું હતું.

લાશને નનામીમાં બાંધવા ડાઘુઓ તૈયારી કરવા લાગ્યા. પણ લાશને નનામીમાં જેમ જેમ સીંદરીથી બાંધવામાં આવતી હતી, તેમ તેમ કોણ જાણે સીંદરી જ બટકી જતી હતી!... ફરી ફરી એ જ

કોઈકે આગ ચાંપી... એકબીજાની ઓળખાણ માટે ફાંફાં મારતા, બધા સ્મશાનમાં એક બાજુ બેસી ગયા... લાશ બરાબર અગ્નિની જ્વાળામાં લપેટાઈ રહી હતી... બે–ત્રણ કલાક પછી બધાએ એક-મેકની સામે જોયું તો હજી પણ એકમેકને ઓળખી ના શકવાની દ્વિધા જ બધાના ચહેરા ઉપર ઘૂંટાઈ રહી હતી!

ને ત્રણ–ચાર જણા ઊભા થઈને ચિતા પાસે આવ્યા... લાશ લગભગ સળગી ગઈ હતી. પણ હજુ અરસપરસને ન ઓળખી શકવાનો પ્રશ્ન તો ઊભો જ હતો. બધા અરસપરસ એકમેકને છેતરી રહ્યા હોય તેવી જ પ્રતીતિ બધાને થઈ રહી હતી!

વાતાવરણમાં ઠંડીનો ચમકારો હતો. આખું સ્મશાન ધુમ્મસની ઓરમાં લપેટાઈ ગયું હતું. વૃક્ષ ઉપર પંખીઓ થીજી ગયાં હતાં, ને સૂર્યને વાદળાંઓ ગળી ગયાં હતાં...

પોતાની મૂંઝવણ વ્યક્ત કરતાં એક ભાઈ બોલ્યા: "સાલું, આવું તો જીવનમાં ક્યારેય પણ અનુભવ્યું નથી."

તો વળી કોઈક કહેતું હતું: "નક્કી, રૂપસિંહે જીવનમાં કંઈક એવી સાધના કરી હશે કે..."

ત્યાં બીજા એક ભાઈ બોલ્યા: "હું પણ કંઈક એમ જ માનું છું. જુઓને, આજનું વાતાવરણ જ સાવ કેવું થઈ ગયું છે!"

વાતો કરતાં કરતાં ફરીને કેટલાક ડાઘુઓએ જોયું તો હવે લાશ સાવ સળગી ગઈ હતી. ત્યાં અચાનક ચિતાની દાહક રાખ વચ્ચે કેટલાક ડાઘુઓની નજર સ્થિર થઈ ગઈ – દાહક રાખ વચ્ચે કશુંક ચમકી રહ્યું હતું. આશ્ચર્ય અનુભવતાં બધા ચારસાની આસપાસ એકઠા થઈ ગયા. બધાએ ઝીણી નજરે જોયું તો રાખની વચ્ચે રૂપ-સિંહની આંખોના ડોળા સાચા હીરાની જેમ ઝળાંઝળાં થતા ચમકી રહ્યા હતા! પાછા બધા અરસપરસ ગૂંગળાતા દ્વિધામાં પડી ગયા. બધાએ ફરી એ ડોળાઓ ઉપર આછાં–પાતળાં લાકડાં ગોઠવી આગ ચાંપી દીધી ને બીજી વિશેષ કંઈ પણ દરકાર કર્યા વગર, બધા

ઝડપથી છેવટનું સ્નાન આટોપી, ઘરે આવવા પાછા ટ્રકમાં ગોઠવાયા. ટ્રક સ્મશાનની હદમાંથી બહાર નીકળતાં જ બધાના ચહેરા ઉપર રાહતની લાગણી ઝળહળી ઊઠી. હવે જ બધા એકમેકને બરાબર ઓળખવા માંડ્યા હતા. બધાને આશ્ચર્ય તો એ જ વાતનું થઈ રહ્યું હતું કે સ્મશાનમાં રૂપસિંહે બધા ઉપર એવી કઈ ભૂરકી છાંટી દીધી હશે કે બધાની આંખો જ એકસરખી...

ઘરે પહોંચતાં જ બધા ટ્રકમાંથી નીચે ઊતરવા લાગ્યા. રૂપસિંહનો પુત્ર બધાને અગરબત્તીનો ધૂપ દેવા ફળિયામાં ઊભો હતો. ત્યા કેટલાક ડાઘુઓની નજર રૂપસિંહના મુખ્ય ઓરડાના બારણા ઉપર લટકતા મોતીઓથી ભરેલા એક તોરણ ઉપર પડી. એ તોરણમાં દરેકદરેક મોતીની જગ્યાએ જાણે રૂપસિંહની આંખોના ડોળા જ ચોંટી ગયા હોય તેમ બધાને લાગ્યું. કદાચ આ ભ્રમ તો નહિ હોય ને એમ વિચારતાં બધાએ પોતપોતાની આંખો બરાબર ખોલીને ફરી તોરણ સામે જોયું. ના, એ ભ્રમ નહોતો. એ તોરણમાં રૂપસિંહની આંખોના ડોળા, આસપાસના વાતાવરણને અજવાળતા, સાચા હીરાની જેમ ઝળહળી રહ્યા હતા ! □

### ઇતિહાસ / સૂરજીત પાતર

ઇતિહાસ તો દરેક પેઢી લખશે
વારંવાર રજૂ થશે મરી ચૂકેલા
જીવતાઓની અદાલતમાં
વારંવાર કબ્રોમાથી કાઢવામાં આવશે હાડપિંજર
હાર પહેરાવવા માટે, કદી ફૂલોના, કદી કાંટાના
સમય કોઈ છેલ્લી કોર્ટ નથી, અને
ઇતિહાસ ક્યારેય છેલ્લી વાર લખાતો નથી.

મને તો આજે મારો આ પ્રિય કવિ શ્રદ્ધાપૂર્વક કહેતો સંભળાય છે:

સુજ હે વિધાતા!
તેં આલેખી ભાલમાં અંધ લિપિ,
એનાં રહસ્ય ઊકલી જાયમ કાલ જાય,
જીવું તેની ન્યાળું છું નિત્ય રીતિ,
કેવી ક્ષણેક્ષણ અહીં બદલાય કાય!
આ વન્ય અશ્વની દિશા-ગતિની નિયંતા!
આવે તેને હર્ષથી હું વધાવું
ને સૃષ્ટિ તોય રચતો મનથી મનસ્વી,
તેં આલેખી જિંદગી આ, હું તારું
આંકું ભવિષ્ય પુરુષાર્થ વડે યશસ્વી
ને આપણા ઉભયની લલકારું ગાથા. ('હે વિધાતા')

□

પુલ / સૂરજીત પાતર

હું જે લોકો માટે પુલ બની ગયો હતો
તેઓ જ્યારે મારા પરથી પસાર થતા હતા
મેં સાંભળ્યું મારા વિશે કહેતા હતા.
મૂગા જેવો માણસ ક્યાં રહી ગયો?
કદાચ, પાછો ફરી ગયો છે!
આપણે જાણતા જ હતા એમાં દમ નથી.

## કલ્યાણકારી નર્મદા સદાયે વહેતી રહેશે,
## સરદાર તણાં સ્વપ્નને સાકાર કરશે.

સરદાર સરોવર નર્મદા પરિયોજના ગુજરાતની પ્રજાનું સ્વપ્ન છે. ગુજરાતની જીવાદોરી છે. ગુજરાતની વર્તમાન અને ભાવિ પેઢીઓના સર્વાંગી વિકાસ માટેની આ યોજના પરિપૂર્ણ થતાં ગુજરાત માટે સમૃદ્ધિના નવાં દ્વાર ખૂલશે.

રાષ્ટ્રના ૪૭મા સ્વાતંત્ર્ય દિનના આ પવિત્ર પ્રસંગે આપણે ગુજરાતના સમગ્ર પ્રજાજનો, આ પરિયોજના સામે ઊભા થતા કોઈપણ પડકારનો દૃઢ પ્રતિકાર કરવા અને તન, મન અને ધનથી આ યોજના નિશ્ચિત સમયગાળામાં પરિપૂર્ણ થાય તેવો પુરુષાર્થ કરવા ફરીથી દૃઢ સંકલ્પ કરીએ.

– ચીમનભાઈ પટેલ
મુખ્યમંત્રી, ગુજરાત રાજ્ય



ગુજરાતની પ્રજા ઝૂકશે નહીં, નર્મદા યોજના રૂકશે નહીં.



ઑક્ટોબર
૧૯૯૩

યાન્નીસ રિસ્તોસ
રે બ્રેડબરી
યાસુનારી કાવાબાતા
જે. માર્ટિન હોલમાન
ભીખુ કપોડિયા
રતિલાલ 'અનિલ'
શિરીષ પંચાલ
બાલકૃષ્ણ દોશી
બહાદુરભાઈ વાંક
હરીશ નાગ્રેચા
જૉ સ્ટાર અંટરમેયર

શુભેચ્છાઓ સાથે



પ્રત્યેક પ્રભાતે, નવું અખબાર

# ન્યૂ સૂરત ટાઇમ્સ
# ન્યૂ ભરૂચ ટાઇમ્સ
# ન્યૂ વલસાડ ટાઇમ્સ

દુનિયાથી માંડી ઘર આંગણાના સમાચાર સત્વરે

૯, અંબાનગર, ઉધના–મગદલ્લા રોડ

સૂરત–૩૯૫ ૦૦૨

# કંકાવટી

ઑક્ટોબર ૧૯૯૩

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૩ : અંક ૪૦૬ : મૂલ્ય : ૪ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂા. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મૅગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર. આર. રૂપાવાળા, કંકાવટી, ૨૪ રીવર બૅંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સૂરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

*

તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

કંકાવટી, ૨૪, રીવર બૅન્ક સોસાયટી,

ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી

સૂરત–૩૯૫ ૦૦૯. ફોન નં. ૮૫૬૪૧

*

પ્રકાશન સ્થળ : ૨૪, રીવર બૅંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,

સૂરત–૩૯૫ ૦૦૯

મુદ્રણસ્થાન : ભગવતી મુદ્રણાલય, અજય એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ–૪

# યાન્નિસ રિત્સોસની કવિતા

યાન્નિસ રિત્સોસનું નામ આધુનિક કવિતામાં મહાકવિ રૂપે પ્રતિષ્ઠિત છે. કાવાફી અને જ્યોર્જ સેફેરીસ જેવા કવિઓ પછી રિત્સોસનું પ્રદાન એટલા માટે પણ મહાન છે કે એમણે કાવાફીની પરંપરાથી અલગ રહીને લખ્યું. રિત્સોસ માર્ક્સવાદી હતા, ગ્રીસની સામ્યવાદી પાર્ટીના સભ્ય પણ. એમણે લગભગ ચૌદ વર્ષ જેલમાં ગાળ્યાં, અને લગભગ આખી જિંદગી ક્ષયના દર્દી રહ્યા. કેટલીયે વાર એમની કવિતા પર પ્રતિબંધ મુકાયો. તે છતાં એમના સંખ્યાબંધ કાવ્યસંગ્રહ પ્રગટ થયા છે. નોબેલ પુરસ્કાર માટે પણ એમનું નામ બોલાતું હતું, ૧૯, નવેમ્બર ૧૯૯૦માં માંદગીની હાલતમાં એમનું અવસાન થયું. એ જીવતા હતા ત્યારે ફ્રેન્ચ કવિ–વિચારક લૂઈ આરાગોંએ એક લેખમાં એમને 'દુનિયાના સૌથી મોટા જીવંત કવિ' કહ્યા હતા. રિત્સોસનું મહત્ત્વ પ્રગટ કરતું તથ્ય એ છે કે ગ્રીસની જમણેરી સરકારે જીવનભર કમ્યુનિસ્ટ રહેલા રિત્સોસને રાજકીય સન્માન સાથે દફનાવ્યા. એડમંડ કિલેએ એમની કવિતાનો અંગ્રેજી અનુવાદ પ્રગટ કર્યો છે.



## લઘુચિત્ર

સ્ત્રી મેજની સામે ઊભી રહી. એના ઉદાસ હાથ
ચાને માટે લીંબુની પાતળી કાતરી
કાપવાની શરૂઆત કરે છે – જાણે કોઈ બાળકની પરીકથા-
ની એક નાનકડી ગાડીનાં એ પૈડાં ન હોય.

એની સામે નવજવાન ઑફિસર એક જૂના હાથાવાળી
ખુરસીમાં ધસેલો છે.
એ તેની સામે નથી જોતો. તે પોતાની સિગારેટ
સળગાવે છે.
દીવાસળી પકડેલો એનો હાથ ધ્રૂજે છે, જેનો પ્રકાશ
પડે છે એની કોમળ દાઢી અને ચાના પ્યાલાના હાથા પર.
ક્ષણભર માટે ઘડિયાળની ટક્ટક્ અટકી જાય છે.
કંઈક એવું છે, જે સ્થગિત થઈ ગયું છે. તે ક્ષણ જઈ ચૂકી છે.
બહુ મોડું થઈ ગયું છે. ચાલો, ચા પી લઈએ.
ત્યારે શું એ શક્ય છે કે મૃત્યુ આ જ પ્રકારની
ગાડીમાં આવે?
અહીંથી પસાર થાય અને ચાલ્યું જાય? અને બસ
પોતાના લીંબુનાં પૈડાંવાળી આ ગાડી
જે વર્ષોથી બુઝાયેલી બત્તીવાળી એક ગલીમાં
ઊભી છે?
અને તે પછી એક નાનકડું ગીત, આછી ધૂંધ,
અને પછી, કંઈ નહિ?

### સમજ

રવિવાર. જૅકેટોનાં બટન વિખેરાયેલ હાસ્યની જેમ
ચમકે છે. બસ ચાલી ગઈ છે.
કેટલાક સુખદ અવાજ – અજબ વાત
કે તમે એને સાંભળી શકો છો
અને જવાબમાં કંઈ કહી શકો છો.
ચીડનાં વૃક્ષોની નીચે એક મજૂર
વાંસળી વગાડવાનું શીખી રહ્યો છે. એક સ્ત્રીએ
કોઈને સવારની નમસ્તે કહી — એટલી સરળ
અને સ્વાભાવિક નમસ્તે

કે તમનેય થાય ચીડના વૃક્ષ નીચે
વાંસળી વગાડવાનું શીખવાનું.
કોઈ ભાગ આપવાનો નથી, કશું ઘટાડવાનું નથી
બસ, પોતાની બહાર જોવા જેટલા સમર્થ થવું –
ઉષ્મા અને શાંતિ.
માત્ર 'તમે' નહિ 'તમે પણ' હોવું.
થોડુંક જોડવાનું, થોડુંક વ્યવહારુ ગણિત.
આટલી સહેલાઈથી સમજવા આવવા લાયક
કે એ કોઈ બાળક પણ કરી શકે પ્રકાશમાં પોતાની
આંગળીઓ પર ગણતા અથવા પેલી વાંસળી
વગાડતા — પેલી સ્ત્રીને વાંસળી સંભળાવવા માટે

## સ્ત્રીઓ

સ્ત્રીઓ બહુ દૂર છે એમની ચાદરોમાંથી
'શુભરાત્રિ'ની મહેક આવે છે.
એ બ્રેડ લાવી મેજ પર મૂકી દે છે,
જેથી એમ ન લાગે કે એ ગેરહાજર છે.
ત્યારે આપણને અહેસાસ થાય છે,
કે એ આપણી ભૂલ હતી—
આપણે ખુરશી પરથી ઊઠી કહીએ છીએ :
'આજે તેં બહુ કામ કર્યું છે' અથવા 'તું રહેવા દે,
બત્તી હું સળગાવીશ.'
આપણે દીવાસળી સળગાવીએ ત્યારે એ ધીરેથી વળે છે
અને એક અવર્ણનીય એકાગ્રતા સાથે
રસોડા તરફ જાય છે — એની પીઠ ઘનઘોર ઉદાસ
પહાડીના કેટલાંયે મૃતદેહોથી લદાયેલી.
પરિવારના મૃતક, એના મૃતક, તમારું ખુદનું મૃત્યુ.

તમે જૂના લાકડાની ફર્શ પર એના ચરમરાતાં કદમોને
સાંભળો છો. તમે આલમારીમાં રકાબીઓનું રુદન
સાંભળો છો. પછી તમે પેલી ટ્રેનનો અવાજ સાંભળો છો
જે સૈનિકોને લઈ જાય છે મોરચા તરફ.

## તૂટેલું બારણું

મેં સુથારોને કહ્યું, મિસ્ત્રીઓને કહ્યું, વીજળીવાળાને કહ્યું
રેશનશૉપના છોકરાને કહ્યું, આ બારણાને
ઠીક કરી દો, એ ખખડી ગયું છે, આખી રાત
એ હવામાં ખખડ્યા કરે છે, મને ઊંઘવા દેતું નથી.
ઘરનો માલિક બહાર છે, અને ઘર ખંડિયેર
થઈ રહ્યું છે. છેલ્લાં બાર વરસથી
અહીં કોઈ રહ્યું નથી — એને સરખું કરી દો,
બધો ખર્ચ હું આપીશ.
એમણે કહ્યું: 'એના પર અમારો કશો હક નથી.'
એમણે કહ્યું: 'અમે એમાં કશી દખલ ન દઈ શકીએ.'
'માલિક બહાર છે – આ એક અજાણ્યાનું મકાન છે'
મને એવા જ જવાબની આશા હતી,
એમના મોઢે હું એ જ સાંભળવા માગતો હતો
કે આ ઘર પર એમનો કશો અધિકાર નથી.
બારણાને એમ જ રહેવા દો.
આ જ રીતે ખખડવા દો
બગીચા પર બીજા જીવો અને ગરોળીઓથી ભર્યા
સૂકા જળાશય પર વીંછીઓ, રેંટ પર
તૂટેલા કાચ પર. એ અવાજ મને એક
યોગ્ય તર્ક આપે છે, મને પ્રેરે છે,
ઊંઘવા માટે.

## સાદાઈ

આગળ પણ એ જ પગરવ, પાછળ પણ એ જ,
બંને તરફ એકસરખી ભીંત
એના એક છેદમાં એક ગરોળી બેઠી છે.
છત પર કરોળિયો. જો વરસાદ પડવા માંડે
તો ચકલી ક્યાં જશે?
અને પેલો માણસ ક્યાં જશે
જેની પાસે એક જૂનો ટોપ છે,
ગજવામાં એક ગંદો રૂમાલ છે
જેણે મીઠાના બે ગાંગડા ફર્શની ઈંટ પર રાખ્યા છે.

## શનિવાર તરફ

ગહન અવાજ સંભળાયો ગહનતર રાતમાં
પછી ટૅંક પસાર થઈ. પછી સવાર થઈ.
ત્યારે ફરી અવાજ સંભળાયો,
થોડો ઓછો, થોડે દૂર
ભીંત સફેદ હતી. રોટી લાલ. સીડી
લગભગ લંબાકાર જૂની શેરી લાઇટની નજીક.
ઘરડી સ્ત્રી કાળા પથ્થરોને એક એક કરી
ભેગા કરી રાખતી હતી કાગળના એક થેલામાં.

## સરળતાનો અર્થ

હું મામૂલી ચીજો પાછળ છુપાઉં છું
જેથી તમે મને પામી શકો :
તમે મને નહિ પામો તો પેલી ચીજોને પામશો.
તમે એને સ્પર્શશો, જેને મારા હાથોએ સ્પર્શ્યાં છે.
આપણા હાથોની છાપ આપસમાં મળી જશે.

રસોડામાં ઑગસ્ટનો ચન્દ્ર
કલાઈ કરેલા વાસણ જેવો ચળકે છે (જે વાત
હું તને કહું છું એ કારણે એવું થાય છે.)
એ ખાલી ઘરને પ્રકાશિત કરે છે, અને
એની ઘૂંટણો ટેકવી બેઠેલી ખામોશી —
હમેશાં ખામોશી જ ઘૂંટણે ટેકવી બેસે છે.
પ્રત્યેક શબ્દ એક મુલાકાતનું બારણું છે
જે કાયમ સ્થગિત થઈ જાય છે
અને શબ્દ ત્યારે સાચો હોય છે
જ્યારે એ હમેશાં મુલાકાત માટે આકુલ હોય. □

## માટી / રામસિંહ ચાહલ

ખેતરની માટી અને મનની માટીમાં ખાસ કશો ફરક નથી હોતો, ખેતરની માટીમાં જે વાવવામાં આવે છે માત્ર તે જ ઊગે છે। અને મનની માટીમાં જે વાવવામાં નથી આવતું, કોઈ કોઈ વાર તે પણ ઊગી આવે છે।

કૂતરો અદૃશ્ય થઈ ચૂક્યો હતો.

નીચે કોટડીમાં કચરાનાશકમાં એકાએક વીજળી જેવો ચમકારો થયો, ચીમનીમાંથી ચિણગારીઓ ઝંઝાવાતના વેગે ઊંચે ફેંકાવા લાગી.

બે ને પાંત્રીસ.

ખુલ્લી છતવાળા અંદરના આંગણે ભીંતોમાંથી બ્રિજ રમવાનાં ટેબલ બહાર આવ્યાં. તીરો છૂટયાં હોય તેમ ગંજીફાનાં પાનાંની કેટ અલગ અલગ સ્થાને પડી. ઓકની બનેલી લાકડાની એક બેન્ચ પર ઈંડાંની સલાદના સૅન્ડવિચ અને માર્ટિનીના ગ્લાસ આવી ગયા, તે સાથે સંગીતના સૂરો રેલાવા લાગ્યા.

પણ, મેજ પર કશો અવાજ નહોતો, ગંજીફાનાં પાનાંને કોઈ સ્પર્શ્યું પણ નહિ.

ચાર વાગ્યા — જાણે કોઈ વિશાળ પાંખોવાળું પતંગિયું પોતાની પાંખો સમેટતું હોય તેમ, મેજ આપોઆપ સમેટાઈ ગયું, ભીંતોની પૅનલોમાં અદૃશ્ય થઈ ગયું.

સાડા ચાર.

નર્સરીની દીવાલોમાંથી રોશનીની ચમક આવી.

જંતુઓની આકૃતિઓ ઊભરી : ચમકદાર પારદર્શી નક્કરતામાં કૂદાકૂદ કરતાં પીળાં જિરાફ, ભૂરા બબ્બર વાઘ, ગુલાબી હરણ — ભીંતો જાણે કાચની થઈ ગઈ હતી. તેના રંગો અને ફંતાસીને તાકતી દીવાલો. તેલભીના દાંતાળા ચક્ર પર છુપાયેલી રહેલી ફિલ્મ અટકી અટકીને ચાલતી હતી અને ભીંતો જીવંત હતી. નર્સરીની ફર્શને કોઈ સૂકા ઘઉંના ખેતર જેવી દેખાડતી કારીગીરી કરવામાં આવી હતી, એના ઉપર એલ્યુમિનિયમના જંતુ અને તીડ દોડતાં હતાં. શાંત, ગરમ હવામાં પાતળા નરમ લાલ કાગળનાં બનેલાં પતંગિયાં જાનવરોનાં પગલાંની ઉગ્ર ગંધમાં ઊડી રહ્યાં હતાં. કોઈ અંધારી ભઠ્ઠીમાંથી મધમાખીઓના પીળા મધપૂડામાંથી મધમાખીઓ વીફરીને છૂટી હોય એવો અવાજ આવ્યો, તે સાથે કોઈ

અર્બર વાઘ પગના પંજા જમીન સાથે રગડતો હોય એવો અવાજ પણ આવતો હતો. જિરાફ જેવા પણ ટૂંકી ગરદનવાળા એકાકી પ્રાણીનાં પગલાંનો અવાજ અને જંગલમાં થતા વરસાદની રીમઝીમ પણ સંભળાતી હતી, જાણે ઉનાળાની મોસમમાં સૂકા ઘાસ પર જાતજાતનાં પશુઓની ખરી પડતી હોય તેમ પછી દીવાલો માઈલો સુધી સુકાયેલી, મૂરઝાયેલી જડીબુટ્ટીઓનો વિસ્તાર અને તે પછી, અનંત આકાશમાં વિલીન થઈ ગઈ. જાનવર કાંટાળી ઝાડીઓ અને પોખરોમાં છુપાઈ ગયાં.

હવે બાળકોનો સમય આવી ગયો.

પાંચ વાગી ગયા. બાથટબ ગરમ પાણીથી ભરાઈ ગયાં.

છ, સાત, આઠ વાગ્યા. ડિનરની ડિશો જાદુઈ કરિશ્માની જેમ આવતી – જતી રહી. અને સ્ટડીમાં ક્લિકનો અવાજ. ભઠ્ઠીમાં સાધારણ આંચ જેવી જ્વાળા હતી, એ ભઠ્ઠીની બીજી બાજુએ રાખેલા ધાતુના સ્ટૅન્ડ પર એક સિગાર નીકળી આવી. એના પર અડધો ઇંચ રાખ પડી હતી, સિગારમાંથી ધુમાડો નીકળતો હતો – કોઈકની પ્રતીક્ષામાં.

નવ ને પાંચ : સ્ટડીની છત પરથી અવાજ આવ્યો : મિસિસ મેકલેનન, આજની સાંજે કઈ કવિતા સાંભળશો ?'

ઘર ચૂપ રહ્યું.

છેવટે અવાજ આવ્યો : 'તમે પસંદ ન કરી શકતાં હો તો અમે પોતે જ કશુંક પસંદ કરી લઈએ છીએ.' તે સાથે સંગીતની હળવી ધૂન શરૂ થઈ.

'સેરા ટીસડેલ, અમને યાદ છે ત્યાં સુધી તમને આ ગીત પસંદ છે.'

**હળવી ફુવાર આવશે, મહક ધરાની આવશે**
**ચીં-ચીં કરતાં ચકરાતાં અબાબીલ આવશે.**
**કંપતાં, સફેદ આલુબુખારાનાં વૃક્ષ આવશે**

રોબિન પક્ષીઓની પાંખોમાં આગ હશે
નાના વાડાના તાર પર બેસી એ ગીત ગાશે.
કોઈ જાણશે નહિ યુદ્ધ વિશે, કોઈ નહિ
વિચારશે ત્યારે છેવટે યુદ્ધ અટકશે
નહિ હોય ફિકર કોઈને, પક્ષીઓ, વૃક્ષોને
કે માણસ જીવતો છે કે મરેલો છે
અને સવારનો મંદસુમંદ પવન આવશે
આપણા ન હોવાથી એ અજાણ્યો રહી જશે.

પથ્થરની ભઠ્ઠીમાં આગ બળતી રહી અને પોતાની ટ્રે પર નિઃશબ્દ રાખની ઢગલીમાં સિગાર ખતમ થઈ ગઈ, ખાલી ખુરશીઓ મૂગી દીવાલો વચ્ચે એકબીજીને જોતી રહી, અને સંગીત ચાલતું રહ્યું.

દસ વાગ્યે મકાનનો ઇન્તેકાલ શરૂ થયો.

પવન ફૂંકાયો, પડી જતા કોઈ વૃક્ષની ડાળ રસોડાની બારી સાથે ભટકાઈ. સ્ટવ પર શીશીમાં રહેલું સફાઈ માટેનું રસાયણ ઢોળાઈ ગયું. ફેલાઈ ગયું, ક્ષણ ભરમાં ઓરડામાં આગ ભડકી ઊઠી.

'આગ!' ક્યાંકથી ચીસ પડી. મકાનની બત્તીઓ સળગવા-બુઝાવા લાગી. છત પરથી પાણીના પંપોમાંથી પાણી છૂટવા લાગ્યું, પણ રસાયણ લિલોનિયમ પર ફેલાયે ગયું, સર્વ કંઈને ચાટતું, ગળી જતું, રસોડાના બારણા નીચે પહોંચ્યું, તે સાથે અવાજો થવા લાગ્યા : 'આગ! આગ! આગ!'

ઘરે, ખુદ પોતે પોતાને બચાવવાની કોશિશ કરી, બારણાં ચસોચસ બંધ થઈ ગયાં, પણ આગની ગરમીથી બારીઓ તૂટી ગઈ. હવા ફૂંકાવા લાગી અને આગને ચૂસવા લાગી; અબજો ભૂખી ચિણગારીઓ એક ઓરડામાંથી બીજા ઓરડા સુધી, પછી દાદરે પહોંચી અને હવે મકાન પડવા લાગ્યું, જો કે પાણી ફેંકતાં ઉંદરો તેમના દરમાથી પાણીની પિચકારીઓ છોડયે જતા હતા. દીવાલોમાં

રહેલા ફુવારા યાંત્રિક છંટકાવ કરતા હતા.

પણ ઘણું મોડું થઈ ગયું હતું, એક લાંબો શ્વાસ લઈને ક્યાંક કોઈ પંપ હતાશ થઈને અટકી ગયો, આગ ઓલવનારો વરસાદ થંભી ગયો, કેટલાયે દિવસોથી બાથટબ ભરતો અને એઠાં પાત્રોને ધોતો જળસ્રોત બંધ પડી ગયો હતો.

આગ ધ્વંસ કરવાના ઉન્માદમાં દાદરા પર ચડતી હતી, સ્વાદિષ્ટ ભોજન મળતાં જાણે એ ખાધરી થઈ ગઈ હતી. પાબ્લો પિકાસો અને વિખ્યાત ચિત્રકાર માતીસોનાં તૈલચિત્રોને માંસની પેઠે ભૂંજતી, કેન્વાસોને ગળી જતી રાખ કોલસામાં પલટયે જતી હતી. □

**માટી** / રામસિંહ ચાહલ

મારાં બાળકો, તમે જાણો છો કે એક દિવસ તમારે મારી પાસે આવવાનું જ છે, તો પછી બૉમ્બ, બંદૂકો અને રાઈફલો ! ક્યાંક મારી પાસે જલદી પહોંચવા માટે તો નથી બનાવી ! !

પત્નીનો હિસ્સો છે. મારી જિંદગીના બીજા અડધિયાને જોવાનું એણે ટાળ્યા કર્યું. જો એણે એમ ન કર્યું હોત, તો નક્કી મેં મારી નજરને બીજે વાળી લીધી હોત અથવા તમારા જેવી સ્ત્રી સામે મારી નજરને નીચે ઢાળી દીધી હોત.

મેડમ, એ જ ઠીક લાગે છે, ખરું ને, આ કેનેરીઝને મારી નાખી મારી પત્નીની કબરમાં ભંડારી દઉં? □

['પામ ઑફ ધ હૅન્ડ' નામના વાર્તાસંકલનમાંથી. ડિસેમ્બર-૧૯૮૬]

## શ્રમબિન્દુ

ખેતરોમાં વાવેતર પછી પંક્તિબંધ અંકુરો ફૂટ્યા હતા. ખેડૂતો ખુશખુશાલ હતા. સાંજ પડી, ચાંદનીના રૂપેરી રથમાં બેઠેલા સ્વર્ગના દેવો વિચરણ કરવા પૃથ્વી પર ઊતર્યા. આનંદ ઉલ્લસિત ધરતીને પોતાની નિકટ જોઈ સ્વર્ગે પ્રશ્ન કર્યો, 'દેવી, આનંદનો સમસ્ત નિધિ લઈને હું માણસોની વસ્તીમાં આવ્યો છું, કિન્તુ અહીં ક્યાંય મારું સ્વાગત થયું નહિ – થતું નથી. મને જોઈને કોઈના ચહેરે સ્મિત પણ ફરક્યું નહિ. આ ખેતરમાં નવાન્નના અંકુરો શું ફૂટ્યા, ખેડૂતો ફૂલ્યા સમાતા નથી.'

ધરતી બોલી, 'ભાઈ, આ માત્ર અંકુર નથી, એ તો છે માણસોના પ્રયત્નોનાં શ્રમબિન્દુ. તે લાંબી પ્રતીક્ષા પછી ફૂટ્યા છે. માણસની સર્જન-ચેતનામાં જ્યારે કર્મબીજ ઊગે છે, ત્યારે તેના આનંદની સામે સ્વર્ગ તુચ્છ લાગે છે. અને, આ અંકુરોની પ્રતિજ્ઞા પણ તમે સાંભળી? કહે છે કે દેર રૂઠે તોય શું, માણસનો જઠરાગ્નિ શાંત કરવા માટે તો, એનાં શ્રમબિન્દુ તો એની સાથે જ!'

—આલ્બર્ટ શ્વાઇત્ઝર

## ખંડિયેરમાં ગુંજન / રતિલાલ 'અનિલ'

**સો જાતી હૈ જબ સદાયેં શબકો**
**મૈં અપને ખંડહરમેં ગૂંજતા હૂં.**

—અહમદનસીમ કાઝમી

'રાત્રે બધા જ અવાજ શમી જાય છે ત્યારે હું મારા ખંડિયેરમાં ગુંજું છું.'

દિવસના કોલાહલમાં મારો અવાજ પણ મળતાવડો થઈને એમાં ભળીને સાર્વજનિક થઈ જાય છે! દિવસના ઘોંઘાટમાં પોતાનો બોલ પણ નથી ત્યાં પોતાની ગુંજ કે ગાન તો શી રીતે હોઈ શકે? દિવસના અવાજો કંઈ કોન્સર્ટ કે કોરસ સમન્વિત થઈને એકબીજાને સાથ આપીને એક સમૂહ સાદ કે લય, ગીત બનતા નથી. નિઃશબ્દ રાત્રિ ઊંઘવા માટે નહિ, નિરાંતે ઊંઘવા માટે સર્જવામાં આવી છે એવું આપણે ન માનીએ પણ શરીર તો એમ જ મનાવે છે. શ્રમ પર જીવતો માણસ પણ કોઈ ને કોઈ સ્વપ્ન તો સેવે જ છે–પોતાનાં માપનાં. પણ એ ભયમાં કે ચિંતામાં આવી પડે તે સિવાય એની જાગૃતિ–અનિદ્રા–પર વિજય મેળવતી નથી. ચિંતા હોય ત્યારે સ્વપ્ન નથી હોતું–બિહામણી વાસ્તવિકતા હોય છે. ચિંતાનો ચહેરો કરડા માણસનો હોય, ગુસ્સાબાજ મોટા માણસનો હોય તે પછી કોઈ ને કોઈ પશુના ચહેરામાં પલટાતો જાય છે. રાત્રિની નીરવતા એ ચહેરાને વધારે ભયાનક બનાવી દે છે. ફોટોગ્રાફર ચહેરાને ઝડપવા માટે આસપાસ હોય તે બધું દૂર કરી નાખે છે એમ એ

ચહેરો સંપૂર્ણ ચોખ્ખો દેખાય, માત્ર ચહેરો જ દેખાય એ માટે જ જાણે રાત્રિ નીરવ થઈ ગઈ હોય છે. આપણે જંગલમાં ભટકવા જઈએ કોઈ પશુને જોવા અને બદલે ચિત્તા રૂપે પશુ જ માણસની સામે પગરવ કર્યા વિના આવે છે અને આંખ બીડો તોયે તે જ દેખાય છે. પણ આ તો શરીરશ્રમે નિરાંતે ઊંઘતા અને ચિંતાએ જાગતા માણસની વાત થઈ. આમ તો તે જાગતો હોય તોય તેના હૈયેથી મૂગી ચીસ તો નીકળતી જ હોય છે.

પણ કવિની વાત જુદી છે. કલ્પના છે ત્યાં વાસ્તવિકતાયે છે. તો આરત અને ઝંખના પણ છે. સ્વપ્નમાં કે રાત્રિએ ઊંઘ ઊડી જાય ત્યારે આપણી સાથે આપણે પ્રગટ-અપ્રગટ જે કંઈ ઇચ્છેલું, ચાહેલું, મનમાં ઘડેલુ — બધું જાગ્રત થઈ જાય છે. પ્રથમ વાર આરત કે ઇચ્છા થયેલી ત્યારે તો બધું બરાબર સુરેખ આકૃતિ રૂપ બનેલું કે કલ્પનાએ ઘડેલું, પણ એ વાતને દિવસોના દિવસો વહી ગયા હોય એ દરમ્યાનનો અનુભવ કે અનુભવપરંપરા જુદી હોય, વાસ્તવ જુદું હોય ત્યારે એ બધાં જાગતી રાત્રિએ ખંડિયેર રૂપે આંખ સામે તરે છે. એ તો માણસને મૂંગો કરી દે એવો સાક્ષાત્કાર હોય. પણ એ અનુભવ તો સામાન્ય માણસનો. કવિ માત્ર મનોમૂર્તિ ઘડતો નથી, પોતાના માટેના માત્ર વ્યક્તિચિત્રો ઘડતો નથી, એ લૅન્ડસ્કેપ પણ રચે છે. માણસ વિશેની આશા, દુનિયા વિશેની ઊંચી ભાવના, ગુલશન, ટહુકા, સુવાસ – કેટકેટલું એણે કલ્પના કે ભાવજગતમાં કલ્પ્યું શું, જોયુંય હોય. જીવનનો રોજિંદો અનુભવ તો થયા જ કરતો હોય છે અને અસંપ્રજ્ઞાતપણે આંતરમનમાં બધું જ સંઘરાતું જતું હોય છે. એને ગણવાના હોતા નથી — તે એક પ્રતીતિ બનીને અજાણ્યે ત્યાં સંઘરાય છે. રાત્રે જાગતો કવિ સામે એણે કલ્પેલી સર્જેલી સૃષ્ટિનાં ખંડિયેર જુએ છે. એ જોઈને એ સ્તબ્ધ થતો નથી, ગાય છે, ગુંજે છે. એ કેવળ કરુણિકા હોવાનું માની લેવાની જરૂર નથી, એમાં શ્રદ્ધા અને આશાના સૂર હોઈ શકે

છે. કવિ ગુંજે છે એ વાત અહીં અતિ મહત્ત્વનો સંકેત છે. જીવનની પછડાટોથી કવિતા મરતી નથી, પણ તેમાંથી નવી કવિતા, નવું ગુંજન જન્મે છે. ખંડિયેરોમાં વડવાગળાની વસ્તી હોય એ તો બહુ સ્થૂળ અનુભવ છે. કવિ સહેલાણી તો નથી, તેની સામે રચાઈ ગયેલો અને રચાતો ઇતિહાસ હોય છે, એણે કોઈ ટૂર યોજનાનો લાભ લઈને ઐતિહાસિક કે તાજાં ખંડિયેરામાં ગાઇડ લઈને જવાનું હોય નહિ. એને માટે તો નીરવ રાત્રિ, જાગૃતિ અને જીવનના અનુભવોએ કલ્પના, આશા, આરતને ખંડિયેર કરી મૂકયાં હોય એ બધું એ નીરવતામાં આંખ સામે આવી જાય છે. ઘોંઘાટોની દખલ નથી, કવિ એ ઈશ્વરની અનુભૂતિ માટે જાગતો સાધક નથી, એવા હતા તેમણે ભક્તિકાવ્યનું ગુંજન કર્યું, પણ આજનો કવિ ઈશ્વરના સાક્ષાત્કાર માટે નહિ; પણ જે સૃષ્ટિ એણે સર્જી હતી મનોભૂમિ પર, હૃદયપટ પર તેણે તે અનુભવ ચીંધ્યા ખંડિયેરરૂપે જીવે છે, એમાં એ ભટકે છે, કદાચ બાવરોયે થતો હશે પણ કવિને સ્રષ્ટા કહ્યો છે, એ રડતો નથી, નવી કવિતા ગુંજે છે. ઈશ્વર અને વિશ્વ વિશેની શ્રદ્ધા – આસ્થા ભક્તની જુદી, કવિની જુદી. આ શેરના પ્રધાન સૂર અને સંકેત નિરાશાને નહિ, વિશ્વકર્માને પોતામાં જે પ્રતીતિ હોય, એમાં શ્રદ્ધાની સીધી કે પરોક્ષ હાજરીની જરૂર નથી. કવિ એ જુદી કોટિના વિશ્વકર્મા છે, સંભવ છે કે એનું વિશ્વ નાનું હોય અને સંભવ છે કે બ્રહ્માંડને પોતાનું વિશ્વ પણ માનતો હોય, પણ એ કવિ છે, પોતાને નિરાશ કરતા વિશ્વમાં તો એણે ગુંજવું જ રહ્યું, અને કવિ રાત્રિની નીરવતામાં ખંડિયેરમાં ગુંજે છે.

□

# 'સુન્દરમ્ એટલે કવિતાનો પર્યાય' : એક સૂત્રચર્ચા

શિરીષ પંચાલ

સાહિત્યમાત્રમાં, કલામાત્રમાં કોઈ વ્યક્તિની, વાદની, શૈલીની જોહુકમી ચાલી ન શકે.

'સુન્દરમ્ એટલે કવિતાનો પર્યાય' આ સૂત્ર સુન્દરમ્ વિશે પ્રગટ થનાર ગ્રંથની પરિચયપત્રિકામાં ટાંકવામાં આવ્યું છે. એની નીચે રમણલાલ જોશીનું નામ છે. કેટલું નિર્દોષ, કવિ પ્રત્યેની નિષ્ઠા પ્રગટ કરતું આ સૂત્ર પહેલી નજરે તો લાગે. પરંતુ થોડો વિચાર કરતાં લાગે કે આવાં સૂત્રાત્મક વાક્યો વાસ્તવમાં નિર્દોષ હોતાં નથી. આવાં સૂત્ર બહુ સહજ રીતે આપણે વહેતાં કરીએ છીએ, પણ એની પાછળ રહેલા સંકેતાર્થો પારખવામાં ચૂકી જતા હોઈએ છીએ. વિજ્ઞાપન યુગની આ જ ખાસિયત હોય છે. સુન્દરમ્ વિશેના આ સૂત્ર પાછળ એક જમાનામાં ચલણી થયેલું સૂત્ર રહેલું છે: ઇન્દિરા ઇઝ ઇન્ડિયા. તે વખતે લોકતંત્રમાં માનનારા ઘણા બધા વિચારકોએ આનો વિરોધ કરેલો.

આપણે વાત સુન્દરમની કરતા હતા. આ સૂત્ર બેવડી રીતે જોવાનું સુન્દરમ્ એટલે કવિતાનો પર્યાય, સુન્દરમ્ એટલે અર્વાચીન ગુજરાતી કવિતા, સુન્દરમ્ એટલે ગાંધીયુગની કવિતા;— આવાં અનેક સૂત્રો આપણે પ્રચલિત કરી શકીએ છીએ. પણ પહેલું સૂત્ર સૌથી વધારે જોખમી. કવિતા જાણે માત્ર સુન્દરમ્ પૂરતી સીમિત બની જતી હોય એમ લાગે. વ્યાસ – વાલ્મીક – કાલિદાસ – ભવભૂતિ – શેકસપિયર – રવીન્દ્રનાથ: આ બધા પ્રથમ પંક્તિના

સાહિત્યકારો ગણાય, મહાકવિઓ ગણાય, પરંતુ સાહિત્ય કંઈ માત્ર તેમના પૂરતું સીમિત રહી ન શકે. જે માણસ સાહિત્યને પામવા માગતો હોય તે માત્ર શેક્સપિયર વાંચીને બેસી રહે તો ન ચાલે. અઢી હજાર વરસ પહેલાં પ્લેટો પોતાના ડાયલૉગમાં એક કવિતારસિકની વાત કાઢે છે: 'સોક્રેટીસ એ કવિતારસિકને પ્રશ્નો પૂછે છે. તું તો હોમરનો ભક્ત છે ને! પણ જ્યારે સભા ભરાય ત્યારે માત્ર હોમરની કવિતાનું પઠન ન થાય, બીજા કવિઓની કવિતાનું પઠન પણ થાય ને! ત્યારે તું શું કરે?' પેલો કાવ્યરસિક ઉત્તર આપે છે: 'કોઈ બીજાની કવિતા જેવી રજૂ થાય કે હું તો ઊંઘી જઉં. હોમરની કવિતા રજૂ થાય એટલે ઝબકીને જાગું.' સોક્રેટીસ એ કાવ્યરસિકને સણસણતો અને સાચકનો ઉત્તર આપે છે કે, 'તો તું જાણી લે. તને કવિતામાં રસ જ નથી. જેને કવિતામાં રસ હોય એ માણસને હોમરમાં રસ પડે. અને બીજા કવિઓમાંય રસ પડે. બીજા કવિઓની સાચી કવિતામાં રસ પડે નહિ એનો અર્થ એ થયો કે તમને હોમરમાં પણ સાચોસાચ રસ નથી.'

સાહિત્યમાત્રમાં, કલામાત્રમાં કોઈ એક વ્યક્તિની, વાદની, શૈલીની જોહુકમી ચાલી ન શકે, પણ ઘણી વાર એવું બનતું હોય છે કે રાષ્ટ્રીય કક્ષાએ લોકતંત્રને બહાલી આપનાર લોકો સાહિત્યજગતમાં, કળાજગતમાં જાણ્યેઅજાણ્યે પણ સ્વતંત્ર વિચારસરણી ધરાવનારાઓને સાંખી શકતા નથી. કોઈ ને કોઈ રીતે એમનો અવાજ દાબી દેવામાં પ્રત્યક્ષ-પરોક્ષ ભાગ ભજવી બેસતા હોય છે. અહીં રમણલાલ જોશીએ જ્યારે આ પ્રકારનું સૂત્ર વહેતું મૂક્યું ત્યારે એમણે આવી બધી ચિંતા કરી નહિ હોય, એમના મનમાં એવું નહિ હોય એમ પણ માની લઈએ. તેઓ સુન્દરમ્‌ના પ્રશંસક છે એ વાત સાચી, પણ ઉમાશંકરની કવિતા વિના એમને પણ ચાલતું નથી. જે માણસને સુન્દરમ્ સિવાય બીજા કોઈમાં રસ પડતો ન હોય એ જ આવા સૂત્રને ચલણી બનાવી શકે. તો પછી તેમના કે બીજા કોઈના

## ભારતીય સંદર્ભમાં સ્થાપત્ય* / બાલકૃષ્ણ દોશી

અનુ. શિરીષ પંચાલ

એંસી કરોડની વસ્તી હોય, ચૌદેક જેટલી બોલાતી-લખાતી ભાષાઓ અને સેંકડો બોલીઓ હોય, હિમાચ્છાદિત શિખરોને અને રણપ્રદેશોને શક્ય બનાવતી આબોહવા હોય, પાંચસો માઈલે લોકજીવન જ્યાં જુદું પડતું હોય ત્યાં વાતાવરણને અનુરૂપ સ્થાપત્ય ઊભાં કરવાં એ એક પડકાર છે. પડકાર એટલા માટે કે તે સર્વસામાન્યની સાથે સાથે પ્રાદેશિક પણ લાગવું જોઈએ, ઇમારતનો ઉપયોગ કરનારાઓ સાથે તાદાત્મ્ય ધરાવતું હોવું જોઈએ.

ભારતીય સ્થાપત્યને અનેક આક્રમણો અને પરદેશી શાસનતંત્રોથી, મુઘલોથી માંડીને યુરોપિયન પ્રજાઓના આગમનથી ઘણો લાભ થયો છે. દરેક પ્રદેશના સ્થાપત્યમાં તેના સ્વરૂપનો અને બીજી આક્રમક સંસ્કૃતિઓના પ્રભાવનો સમન્વય થતો હોય છે. લા કાર્બૂઝયે, લુઈ કાહન લુત્યેન જેવા વીસમી સદીના પ્રભાવશાળી સ્થપતિઓનો પ્રભાવ પણ હવે તો ભારતીય પરંપરાનો જ એક ભાગ બની ગયો છે. આ તબક્કે ભારતીય સંસ્કૃતિ શાહીચૂસ કાગળ જેવી છે, જે કંઈ ઉપયોગી છે તેને ગ્રહણ કરી લે છે અને તેની સાથે પોતાને સાંકળતી જાય છે. ભારતીય સંસ્કૃતિનો ઇતિહાસ આવો

---

* 'Architecture for India' – A personal Interpretation' લેખના અંશનો ભાવાનુવાદ. સૌરાષ્ટ્ર યુનિ.ના' 'વાક્'ના સૌજન્યથી. આ ગ્રંથમાં ભૂલથી અનુવાદક તરીકે બળવંત જાનીનું નામ છપાયું છે.

છે અને આ સંસ્કૃતિસંદર્ભમાં હું સ્થાપત્યનો અર્થ પામવા મથી રહ્યો છું. ગ્રહણશીલતા, સમન્વય, વૈવિધ્ય જેવાં લક્ષણો ભારતીય સ્થાપત્યે કેવી રીતે પ્રગટાવ્યાં હશે? સંશોધન દરમિયાન મેં નીચે પ્રમાણેનાં લક્ષણો તારવ્યાં છે :

૧. ઇમારતો લોકો માટે છે. ભણેલા, અભણ, યુવાન, વૃદ્ધ બધા લોકો માટે. એટલે ઇમારત અને તેનો ઉપયોગ કરનારાઓ વચ્ચે સંવાદ સ્થાપવા માટેની પદ્ધતિઓ વિકસાવવી જોઈએ.

૨. અવકાશ એટલે માત્ર બંધ કે ખુલ્લી જગ્યા નહિ, પણ તેનો એક કલ્પનામય અર્થ છે; કેવું હોવું જોઈએ-ના આંતરવીક્ષણ (inner perception)ને આ અર્થ સ્પર્શે છે.

૩. આવા અવકાશ અને સ્વરૂપ રચવાનો માર્ગ જડ હોવો ન જોઈએ પણ તેમાં ઘણી મિશ્ર રચનાગત પદ્ધતિઓનો ઉપયોગ થવો જોઈએ.

૪. દરેક વ્યક્તિ કે દરેક જાતિને તેની પોતાની પસંદગીઓ હોય છે. એટલે પોતાની પ્રતીકાત્મક અભિવ્યક્તિ કરવા માટેની છૂટ દરેકને હોવી જોઈએ. પ્રતીકાત્મક અર્થચ્છટાઓ આત્મસાત્ કરવા માટે પ્રોત્સાહન આપવું જોઈએ અને તેને અનુરૂપ સૌંદર્યલક્ષી મૂલ્યોને સ્થાપત્ય યોજનાઓમાં સમાવવાં જોઈએ.

૫. 'સમય' આપણો દાસ નથી એ વાત સમજવી જરૂરી છે અને સમયની સાથે પરિવર્તનો થતાં રહે છે. એટલે બધાં જ આયોજન સીમાબદ્ધ નહિ હોવાં જોઈએ અને અવકાશવિષયક છૂટછાટો પાછળથી લઈ શકાય એવાં હોવાં જોઈએ.

૬. આરોગ્ય અને સ્વચ્છતાનાં માન્ય ધોરણ જળવાઈ રહે એટલા માટે ઇમારત ઊભી કરનારે અને તેનો ઉપયોગ કરનારે ફરજિયાત પાળવી પડે એવી કોઈક આચારસંહિતા ઊભી કરવી જોઈએ

૭. ઇમારતનું રચનાસંવિધાન જડ કે મર્યાદિત નહિ હોવું

જોઈએ પણ ઇમારતનો અનુભવ મોકળાશભર્યો, વક્રગતિવાળો અને અનેકવિધ બનવો જોઈએ.

૮. સમાજ સંસ્થાઓ પર ટકે છે અને પ્રત્યેક ઇમારત કે સંકુલને સંસ્થા તરીકે માન્યતા મળવી જોઈએ. આ રીતે ઇમારત અને તેના વિધિવિધાન દ્વારા માનવીને સમાજમા મૂકેલી શ્રદ્ધાને વળ ચડતો રહેશે.

સામાન્ય રીતે એવું કહી શકાય કે પરંપરાગત ભારતીય સ્થાપત્યમાં માત્ર આર્થિક, ટેકનોલૉજિકલ, વાતાવરણગત અને ઉપયોગિતા-વિષયક પાસાંનો જ સમન્વય થતો નથી પણ કેટલાક ચિંતનાત્મક અને આધ્યાત્મિક વિભાવો દ્વારા એ પાસાંને પણ અતિક્રમવાનો પ્રયત્ન થાય છે. સ્થાપત્ય માત્ર આશ્રય નથી પણ એથી વિશેષ કંઈક છે એ વાત આ અભિગમથી પુષ્ટ થાય છે.

પરંપરાગત સ્થાપત્યમાં આગળ જોઈ ગયા તે આઠેક મુખ્ય પાસાંથી આ સિદ્ધ થાય છે. સમકાલીન સ્થાપત્યમાં સામાન્ય રીતે આ પાસાં ધ્યાનમાં લેવાતાં નથી. આની વાત જરા વિસ્તારથી કરીએ.

સેંકડો હિંદુઓ મંદિરોની મુલાકાત લે છે, દેવતાઓનાં શિલ્પ જુએ છે, મંદિરના અંદરના ભાગોમાંથી પસાર થાય છે. તેમની આવી મુલાકાતો મર્યાદિત સમય માટે હોય છે. ક્યારેક તેઓ મૂગામૂગા, એકલા કે જૂથમાં ગાતા ગાતા પસાર થાય છે. ચોકમાંથી, પરસાળમાંથી પસાર થતાં થતાં તેઓ શિલ્પ, અવકાશ અને તેમની પોતાની જાત સાથે અંગત સંવાદ સ્થાપતા હોય એમ લાગે છે. તેઓ વિદાય લે તે પહેલાં આ અનુભવ તેમને માટે આનંદદાયી બની રહે છે. મંદિરની કહેવાતી નિર્જીવ સામગ્રી તેમને માટે તો જીવંત બની જાય છે અને તેની સાથે તેમના સંવાદને કારણે આવો આનંદ થાય છે.

આનો અર્થ એવો થાય કે વિચારો, લાગણીઓના રૂપાંતરની પ્રક્રિયા સાવ અંગત ભૂમિકાએ પણ યોગ્ય રીતે આયોજિત ઇમારતમાં

શક્ય છે. મંદિરમાં નિયંત્રિત સપાટીઓ, છાયાઓ, શિલ્પો અને બીજાં જુદી જુદી ભાત અને આકાર ધરાવે છે અને આ બધું પ્રેક્ષક અને સ્થાપત્ય વચ્ચે મહત્ત્વનો સેતુ રચે છે, ઇચ્છિત અનુભવો પ્રેક્ષકને થાય એ માટે તે ઉદ્દીપકની ગરજ સારે છે.

કોઈ હિંદુને માટે તો અવકાશ ભાવનાત્મક, વાયવી વિભાવ છે. કોઈ પણ વ્યક્તિ પોતાના ચિત્તમાં કલ્પેલી છબી ઉપર આધાર રાખે તો આંખો બંધ કરીને પણ આ અવકાશનો અનુભવ કરી શકે. કોઈ પણ ધાર્મિક વિધિ વખતે ગમે તે જળને ગંગાજળ તરીકે સ્વીકારી લઈએ છીએ તેના જેવી આ વાત છે. પવિત્ર મંત્રોચ્ચાર દ્વારા કોઈ પણ સ્થળેથી મળેલું જળ ગંગાજળમાં અમૂર્ત ભૂમિકાએ તો રૂપાંતરિત થઈ જ જાય છે.

અવકાશની વિભાવના પણ આને મળતી આવે છે. કારણ કે જ્યારે તેનું વિભાવન anthropocentric space તરીકે કરવામાં આવે ત્યારે તમે એને ધારો તેવું રૂપ આપી શકો. આ અવકાશ બાહ્ય અને આંતરિક વીક્ષણ (perception) ઉપર આધાર રાખનાર હોવાથી તે ગ્રહણ કરનારની ઇચ્છાનુસાર સતત પરિવર્તન પામ્યા કરે છે. આ રીતે કોઈ પણ અવકાશ — માંડવા નીચેનો અવકાશ સુધ્ધાં — પવિત્ર બની શકે અને કામચલાઉ રીતે એને મંદિર માની શકાય.

લગ્નવિધિ માટે આમ માની લેવામાં આવે છે. આ વિધિ વખતે સૂર્ય, પવન, પૃથ્વી, જળ જેવાં તત્ત્વ તેમના દિવ્ય સ્વરૂપે ભાગ લે એવી અપેક્ષા રખાય છે. માંડવા જેવા માળખામાં પુરોહિત મંત્રોચ્ચાર કરીને આ તત્ત્વોને સંબોધે છે. આ વિધિ પેલા અવકાશને રૂપાંતરિત કરી નાખે છે અને વિધિ કરનારને તથા સાક્ષી બનનારને વૈશ્વિક પરિબળોથી સભાન કરવામાં આવે છે, તેમની વર્તણૂક નમ્ર બને છે.

અવકાશની આ આકર્ષક વિભાવનાની જેમ જ ભારતીય લલિત

કળાઓમાં રચનાની વિભાવના પણ બહુ જુદી પડે છે. દા.ત. ભારતીય સંગીતમાં ઘણી વખત જુદાં જુદાં વાદ્યનો ઉપયોગ થાય છે, દરેક વાદ્યકાર પોતાનો આગવો લય સર્જે છે પણ સાથે સાથે અમુક ચોક્કસ સમયે તેઓ બધા સંવાદી બને છે અને એક છબી સર્જવા જાય છે. આ ઘટના અવારનવાર બને છે, અંતે એક આકર્ષક લય-બદ્ધ છબી પ્રગટે છે અને આપણા ચિત્ત પર અંકિત થઈ જાય છે. આ જ રીતે આપણા ભોજનથાળમાં મધુર અને ખાટી વાનગીઓ સાથે પીરસાય છે. આને કારણે જુદાં જુદાં મિશ્રણો કરીને ભોજન-રસ માણવાની તમને તક મળે છે. એ જ રીતે ભારતીય સાડી પાંચ સાડા પાંચ મીટર કાપડ જ છે પણ જ્યારે એ પહેરવામાં આવે છે ત્યારે દરેક સ્ત્રીની સાડી વિશિષ્ટ બની જાય છે. અર્થાત્ જ્યારે મૂળ તત્ત્વો કશીક આંતરિક નમનીયતા ધરાવતાં હોય છે ત્યારે અંગત રુચિ પ્રમાણે થતું સંયોજન અને વ્યક્તિગત સંજ્ઞા પ્રગટી ઊઠે છે.

એક બીજું દૃષ્ટાંત મંદિરના સ્તંભોનું આપી શકાય. ભારતીય મંદિરમાં ઘણી વખત આ સ્તંભ અસમાન હોય છે. સંરચનાગત અનિવાર્યતાની સમાનતાનો અર્થ એકરૂપતા દ્વારા પ્રગટાવી શકાતો નથી. આ સ્તંભોમાં સાદૃશ્ય વરતાય પણ એકરૂપતા હોવી અનિવાર્ય નથી. આયોજન પાછળની આવી દૃષ્ટિ પ્રેક્ષકને વિકલ્પ આપે છે, તેનામાં રસ પ્રદીપ્ત કરે છે અને જુદી જુદી વ્યક્તિઓમાં જુદા જુદા ભાવ પ્રકટાવવા માટેનો અવકાશ નિયંત્રિત કરી આપે છે. આગળ મદુરાઈ મંદિરનો નિર્દેશ કરવામાં આવશે. મંદિર પાછળ રહેલા પ્રયોજનને જરૂરિયાતોના અનેક સ્તર તરીકે ગ્રહણ કરવું જોઈએ અને સમગ્ર રચનાને–ઇમારતને જીવંત સાધન માનવાની, આ રચના આવા સ્તર નિર્માણ કરવામાં સહાયભૂત થશે.

જીવન અનિશ્ચિત છે, એવી જ રીતે આર્થિક અને સામાજિક પરિસ્થિતિઓ પણ અનિશ્ચિત છે. એટલે આવી ઇમારતોના આયોજન

અને નિર્માણ કરતી વખતે આ અનિશ્ચિતતાઓને આયોજનના ભાગ રૂપે વિચારવી જોઈએ. પરંપરાગત કળાકારે ઇમારતના આયોજન અને નિર્માણ વખતે આ બધી વાસ્તવિકતાઓનો સમન્વય એમાં કર્યો હતો, કારણ કે તેમણે જીવનનો વિચાર દીર્ઘ પરિપ્રેક્ષ્યમાં અને સમગ્રતાના સંદર્ભમાં કર્યો હતો. જૂનાં નગરોમાં આયોજન અને નિર્માણ પાછળની આવી દૃષ્ટિ આજે પણ પારખી શકાય છે અને કેટલીક વખત પરંપરાગત કારીગરો હજુ પણ આ દૃષ્ટિને અનુસરે છે. આ નગરોમાં અવકાશના અને ઇમારતોના આયોજન પાછળની આયોજના જોઈને તથા સાંપ્રત સ્થિતિને અનુકૂળ થવાની તેમની ક્ષમતા જોઈને આજે પણ આપણને માન થાય છે. સમગ્ર નગર-યોજના, શેરીઓ તથા ઇમારતોની આયોજનામાં એક પ્રકારની સંકીર્ણતા અને સાથે સાથે આંતરિક રીતે જ એમાં રહેલી નિર્બંધતાને કારણે આમ લાગે છે.

પરંપરાગત ઇમારતોમાં જોવા મળતા અવકાશ નમનીયતા ધરાવે છે. વિવિધ પ્રવૃત્તિઓ અને એકાંતના જુદા જુદા ખ્યાલનો સમાસ કરી શકાય એ રીતે તેમનું આયોજન કરવામાં આવેલું હોય છે. ભલે ઓરડાઓ ખંડ જેવા હોય પણ તે કોઈ ચોક્કસ હેતુ માટે જ વપરાય એવું નથી હોતું. પ્રસંગ તથા ઉપયોગ કરનારના વલણ ઉપર તેનો આધાર હોય છે. એટલે જે પ્રકારે ઉપયોગ થવાનો હોય એને ધ્યાનમાં રાખ્યા પછી જ અવકાશનું સ્વરૂપ સમજી શકાય. ભારતમાં આયોજન કરતી વખતે અસરકારક અવકાશ ઊભો કરવા આ પાસું ધ્યાનમાં રાખવું મહત્ત્વપૂર્ણ છે.

લોકો આ વિભાવનાઓનું પાલન કરે એ માટે ભારતીય પરંપરામાં એક સૂક્ષ્મ માર્ગ સાંકેતિક આકૃતિઓ દ્વારા સૂચવવામાં આવ્યો હતો. 'વાસ્તુપુરુષમંડલ'ની આકૃતિ દ્વારા સૂચવાય છે કે જ્યારે વાસ્તુ (વાતાવરણ, પુરુષ (શક્તિ) અને મંડલ (જ્યોતિષ-આલેખ) વગેરેને યોગ્ય સંવાદિતા અર્પવામાં આવે ત્યારે સ્થળ અને જીવન-

શૈલીને ઇમારત અનુરૂપ થઈ એમ ગણાય.

આ સમગ્ર વ્યવસ્થાને સર્જનારાં સાધનોને જ્યારે મંત્રસિક્ત કરવામાં આવે ત્યારે કેટલાંક ન્યૂનતમ ધોરણો જળવાશે એવી ખાતરી થાય છે, ઓછામાં ઓછું ઋતુઓના હવામાનને તો અનુકૂળ આવે જ. કારણ કે આ આલેખ ઇમારતની દિશાઓને નિયંત્રિત કરે છે. દા.ત. આલેખમાં ઉત્તર દિશા સંપત્તિના દેવની, દક્ષિણ દિશા મૃત્યુ-દેવની, પૂર્વ દિશા સૂર્યદેવની અને પશ્ચિમ દિશા પવનદેવની. જો આનું ચુસ્ત રીતે પાલન કરવામાં આવે તો હવાની અવરજવર નિરાંતે થાય, સૂર્યપ્રકાશ મોકળાશથી મળે અને અંગત ભોગવટા માટે એકાંત મળે.

ભારતીય લોકો દક્ષિણ દિશાએથી ગૃહપ્રવેશ થાય એવું સામાન્ય રીતે ન ઇચ્છે એટલે ઉત્તર દિશાએથી (સંપત્તિદેવની દિશા) પ્રવેશ ઇચ્છે. આને પરિણામે મકાન નૈઋર્ત્યાભિમુખ રાખવું પડે, જેથી શયનખંડ સમેત બધાં જ સ્થાને પવનની અવરજવર થતી રહે.

વાસ્તુપુરુષમંડલ-આલેખમાં કેન્દ્રવર્તી સ્થાને બ્રહ્મ બિરાજે છે. એટલે મકાનની વચ્ચે ચોક હોવો જોઈએ. ચોકમાં કુટુમ્બનાં કામકાજ થાય. મકાનના ઝરૂખા અથવા રસ્તે પડતા વરંડા દ્વારા બહારના વાતાવરણ સાથે સંબંધ રહે અને દીવાલોવાળો ચોક કુટુંબની અંગત પ્રવૃત્તિઓ પૂરતો સીમિત રહે. મકાનની સરખામણી માનવદેહ સાથે કરવામાં આવી છે. અંદરનો ચોક શાશ્વત આત્મા એટલે બ્રહ્મ ગણાય. મકાનમાં રહેવા જઈએ તે પહેલાં પ્રાણપ્રતિષ્ઠાનો વિધિ કરવામાં આવે છે, તે વખતે આ સંબંધ સ્થાપિત થાય છે. આ વિધિ દ્વારા આપણે સમગ્ર વિશ્વવ્યાપી વ્યવસ્થામાં મૈત્રીનો સ્વીકાર કરીએ છીએ, તેની સ્થાપના કરીએ છીએ; નિત્યજીવનના વ્યવહારમાં સામાન્ય કાર્યોને એક વિશિષ્ટ સ્થાન અર્પવામાં આવે છે.

મદુરાઈ મંદિરના આયોજનનો અભ્યાસ કરવાથી આનો બહુ સારો ખ્યાલ આવે છે. મદુરાના મંદિરમાં ચાર પ્રવેશદ્વાર, દીર્ઘ

સ્તંભમાળ અને પરસાળ, બીજાં મંદિરો અને મંડપોથી ઘેરાયેલા જુદા જુદા માપના ચોક છે. આ બધા અવકાશોમાંથી થતી અવર-જવર અનેક પ્રકારના વિકલ્પોને તક આપે છે. એલિફન્ટાની ગુફાઓમાં ભારતીય સ્થાપત્યનું બીજું રસપ્રદ સ્વરૂપ જોવા મળે છે. અહીં નાની નાની જગ્યાઓ સંપૂર્ણ બનાવી છે અને તેમની સહોપ-સ્થિતિમાં અપૂર્ણ રચનાઓ મૂકી આપી છે; સુંદર, નમણી કોતરણી ધરાવતા સ્તંભની સાથે જ ગુફાઓની ઉપર શિલાઓ એવી ને એવી જ રાખી મૂકવામાં આવી છે. આ સહેતુક છે, પૂર્ણ અને હજુ જે પૂર્ણ થયું નથી તેનું દ્વૈત આનાથી સૂચવાય છે.

કોઈ પણ આયોજનમાં આનો ખ્યાલ રાખવો જરૂરી છે કારણ કે જ્યાં આપણને એમ લાગે કે આપણે અંતિમ તબક્કે આવી પહોંચ્યા છીએ ત્યારે ખરેખર તો આપણે ત્યાં હોતા જ નથી. પૂર્ણતાનો તબક્કો સતત દૂર ને દૂર સરતો જાય છે.

ગામડાનાં ઘરોમાં પણ આવી આવી 'અપૂર્ણતાઓ' જોવા મળે છે. રાજસ્થાનના રણવિસ્તારમાં સુખ ખાતે માટીના ઝૂંપડાની સીમાઓ અને તેમનો વિસ્તાર સૂચક બની રહે છે. દરવાજો છે પણ બારણાં નથી. સીમાંકનનું આ ચિહ્ન પ્રતીકાત્મક છે અને આ રણ-વિસ્તારના ગૃહપ્રવેશને ગૌરવ અર્પે છે. જેસલમેરની એક ઇમારતના સ્થાપત્ય આયોજનમાં બેવડા સ્તરની યોજના દ્વારા દ્વૈતભાવ પ્રગટાવ્યો હતો. અહીં બહારની દીવાલ પડદાની જેમ પાતળું આવરણ અને એનાથી જરા અંતરે રાખેલા થાંભલા ટેકો આપતા હતા. સ્તરોનો આ પ્રકારનો આ ખ્યાલ ભારતીય આયોજનની વિશિષ્ટતા છે.

આવો અભિગમ આયોજનમાં વિવિધ કે બહુવિધ વ્યવસ્થા પ્રગટાવે છે અને સ્થપતિઓને સંકુલ યોજનાઓનો વિચાર કરવાની તક પૂરી પાડે છે. દા. ત. મંદિર સંકુલમાં પાણીનું સ્થળ પવિત્ર હોય છે અને એનો ગતિમાર્ગ તથા આકાર એક સ્થાપત્ય ઊભું કરે છે. જમીનથી નીચે ત્રણ કે પાંચ માળ જેટલી વાવ જળના આવા

જોતા, મરી ગયેલા મનથી તેઓ મૂંગા મૂંગા મહેસૂસતા'તા: 'આ પોસ્ટરોથી, બૅનરોથી, ચિતરામણોથી ખરડયું અમારું શહેર, સુધરાઈને નામે કર્યો ઉકરડો, એને કોણ કરશે સાફ, તમારો બાપ! આપો... આપો. આપ્યો. પણ આપીને શું?' કસુવાવડ શો પ્રશ્ન ઊઠયો ને વળ ખાતો વેરાઈ ગયો પ્રદૂષણોમાં પડઘાતો પૌરપિતૃ દેવો ભવ!

પણ નહોતું, શેરીમાં કોઈ સાંભળવા હાજર નહોતું. નહોતું, ગલીઓમાં જોવા કોઈ હાજર નહોતું. ચૂંટાઈ, ચૂંટાઈને ઉમેદવારો ભરાઈ ગયા'તા, હુંસાતુંસીમાં શિગડાં ભીડી ઘસી ગયા'તા, સોગડાં મારી, સોદા કરતાં સુધરાઈના એ મહાઆલયમાં પોર પિતૃઓ મહાપૌરના મોહમાં બહાર પગથારે પડતાં મૂકી રામ, રહીમ ને ઈસા, નાનક, સાંઈ ને ગાંધી જેઓ રોજ સવારે કોવાતો આ શહેરનો કૂડો-કચરો સાફ કરે છે ગલીએ ગલીએ ફરતાં ફરતાં ઝાડુ લઈને તડકાનું, ને પોતું લઈને ઝાકળનું... તમે જોયા છે? □

---

## વાચકોને, સંસ્થાઓને—


દક્ષિણ ગુજરાતમાંથી વર્ષોથી પ્રગટ થતા એકમાત્ર સાહિત્ય-માસિક 'કંકાવટી'એ શુદ્ધ સાહિત્યમાસિકનું સ્વરૂપ ધારણ કર્યું છે. કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા અને વિવેચન સાથે યથાશક્ય સમકાલીન સાહિત્યનો પરિચય, સહકાર આપતા કવિ–લેખકો દ્વારા અપાય છે.

આપને અંગતપણે, આપની સંસ્થાને, સ્કૂલને સાહિત્યિક બની રહેવાના ધ્યેય સાથે પ્રગટ થતા આ 'કંકાવટી'ના ગ્રાહક બની સહકાર આપવાની અપેક્ષા.

વાર્ષિક લવાજમ રૂપિયા ૩૦

૨૪, રીવર બૅંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણી ટાંકી,

**સૂરત–૩૯૫ ૦૦૯**

## સર્જનનો શબ્દ / જૉન સ્ટાર અંટરમેયર

શરૂઆતમાં કેવળ શબ્દ હતો પરંતુ એની સાર્થકતા હતી શ્રુતિ થવામાં, તે કહેવામાં આવે, મૌનનું તૂટવું અનિવાર્ય હતું, શબ્દને કહેવાનો હતો જેથી પ્રલયનો અરાજક અંધકાર વ્યવસ્થિત પ્રકાશમાં રૂપાંતરિત થાય.

જેથી રેગિસ્તાન ગુલાબોના બાગ બની જાય, શબ્દ કહેવો અનિવાર્ય હતો, આદમની પાંસળીઓના ઘાથી ઈવાના મુક્ત અસ્તિત્વની પ્રતિષ્ઠા માટે શબ્દને કહેવાનો હતો.

કેમ કે, સત્ય સદા સત્ય છે, આજે પણ અનિવાર્ય છે, એથી આજને માટે પણ શબ્દ છે, અને એ કહેવાય એ અનિવાર્ય છે.



નવેમ્બર
૧૯૯૩

મકરન્દ દવે
સંસ્કૃતિરાણી દેસાઈ
રતિલાલ 'અનિલ'
જગદીપ સ્માર્ત
મેઘનાદ ભટ્ટ
મણિલાલ હ. પટેલ
અલગારી
શંકર ઝિઝુવાડિયા
ટિમ્મો

શુભેચ્છાઓ સાથે



પ્રત્યેક પ્રભાતે, નવું અખબાર

# ન્યૂ સૂરત ટાઇમ્સ
# ન્યૂ ભરૂચ ટાઇમ્સ
# ન્યૂ વલસાડ ટાઇમ્સ

દુનિયાથી માંડી ઘર આંગણાના સમાચાર સત્વરે

૯, અંબાનગર, ઉધના–મગદલ્લા રોડ

સૂરત–૩૯૫ ૦૦૨

# કંકાવટી

નવેમ્બર
૧૯૯૩

સાહિત્યસર્જન
અને વિચારોનું
સર્વલક્ષી માસિક

વર્ષ ૪૩ : અંક ૪૦૬ : મૂલ્ય : ૪ રૂપિયા
દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂા. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર. આર. રૂપાવાળા, કંકાવટી, ૨૪ રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સૂરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

*

તંત્રી–મુદ્રક–પ્રકાશક
**રતિલાલ મૂ. 'અનિલ'**
માલિક : આર. આર. રૂપાવાળા
કંકાવટી, ૨૪, રીવર બેન્ક સોસાયટી,
ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી
સૂરત–૩૯૫ ૦૦૯. ફોન નં. ૮૫૬૪૧

*

પ્રકાશન સ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સૂરત–૩૯૫ ૦૦૯
મુદ્રણસ્થાન : ભગવતી : મુદ્રણાલય, અજય એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ–૪

## ગઝલ / મકરન્દ દવે

એણે હસી હસાવી કહ્યું જે મજાકમાં
મારા દરદનું મૂળ બન્યું એ કશાકમાં.
સામે મળ્યો સુગંધ બની એ મને બધે,
ને આમ તો સંબંધ હતો મુઠ્ઠી ખાકમાં.
મારી દુકાન, ચોપડો મારો, છતાં ય તે,
મારું જ નામ જોયું ઉધારી ઘરાકમાં.
તારી જો હાક સાંભળી ન આવે કોઈ તો
ખંખેરી જો ગળું, શું બળ્યું તારી હાકમાં!
ના છેડશો અમથી ય તે આષાઢી આંખને,
એ ડૂબ ડૂબ ડૂબશે અડતાં જરાકમાં.
છેટું પડી ગયાની ભલા, છેડતી ન કર,
તારો છબીલો આવશે તારા જ છાકમાં.
મારી, ઓ દોસ્ત! સાંભળી લે એટલી અરજ,
બહેતર મરી જજે, ન રહેજે બરાકમાં.

## વૃક્ષ / સંસ્કૃતરાણી દેસાઈ

વૃક્ષનાં ખરી ગયાં છે બધાં પાંદડાં
પણ શરૂ નથી થઈ હજી પાનખર.
નથી આપતું હવે એ છાંયો, ફળ કે ફૂલ.
પણ હજી સુધી એ વૃક્ષ છે, એનું થડ છે, મૂળ છે.
આયોનેસ્કોના નાટકનાં પાત્રો કરતાં
તો ક્યાંય જીવંત.
પણ દેખીતી રીતે એ છાંયો નથી જ આપતું,
ફળ નથી જ આપતું, ફૂલ નથી જ આપતું.
એટલે જ થઈ ગયા ડાઘુઓ તરત જ હાજર
અને લઈ ગયા એની નનામીને
આજે જ એની શોકસભા છે હોં!
જરૂર આવજો.

પગે વીંટળાય છે.
આજે ઉતરાણ પર ચગી ગયેલા કનકવા ને પરતી
મૂકવાનાં ખાલી બાકોરાંઓમાં આવીને વસી ગયું
પતંગની દોરી સાથે, આકાશેથી ખેંચી કાઢેલું
ફાનસ ચગાવેલું અંધારું,
હું મીણબત્તી હાથમાં લઈ
થપ્પો મારેલી શેરી ભીંતે શોધું મારો પડછાયો,
અને ખાલી કરેલા ઘરની ભીંતમાં જડેલા હીરાની અરીસામાં
ઝુર્યા કરે છે, મારું શ્વેત-પ્રતિબિમ્બ.

## ચિત્રકાર નિકોલસ સ્ટૉલને

[અમૂર્તની ભુલભુલામણીમાંથી મુક્તિ પામવાના નિષ્ફળ પ્રયાસમાં આપઘાત.]

બધું જ ભૂલવા માટે
આ લીલો આસવ પીધો છે, નિકોલસ.
અધમૂઆ, જીવતા શરીરના આ ચામડી ઉતારેલા જખ્મો
ખરબચડી સપાટી બનીને માત્ર શરીરે સાંધેલા ટુકડાની જેમ
સિવાઈને લટકતા નથી, પરંતુ આ ક્ષણોમાં...
પીળા ઘાસમાં આળોટેલાં ચિત્તભ્રમ હરણાંઓની
પગમાં આવીને વસેલી નિર્બોધગતિના સહારે
આકાશનાં પ્રકાશવર્ષોમાં સરી પડે છે.
અમૂર્ત ગર્ભનો અંધકાર,
તેજલિસોટા, આગિયા કે ફાનસની વિડંબના,
મનને ભિડાવતા આકારો
ચોરસ, ગોળ, ત્રિકોણ, લંબગોળ.
આકારોના સત્ય સાથે હોય છે, મુશ્કેલી.
ખરબચડી સપાટી પરનું પોત, મનને અશાંત બનાવે છે,
બધૂં જ ભૂલવા માટે આ લીલો આસવ
કેન્વાસ પર ઢોળાય છે.

ગીચ મદિરાલયની ખાટી ગંધ તો
અવાવરુ ખંડિયેરના ખૂણે બંધાયેલા
સૂકા તણખલાના માળા જેવી નથી હોતી,
એમાં તો જળમાં ઊછળતા,
નીલવર્ણા, હસ્તિકુંડની ચિચિયારીમાં છુપાયેલી
કુંવારી મદમસ્તી હોય છે,
ખંડિયેરના ખૂણામાં તો રોમન મહાલયોની
રાજરાણીના ચીરહીરના તાંતણાઓમાં ગૂંથાયેલી
પ્રેમકથાનું બિંદુ સંતાકૂકડી રમતું હોય છે.
કાશ ! નિકોલસ, તેં એ મદિરાલય કે મહાલયની
બારીમાંથી જોયું હોત —
સત્યમાં હોય છે મુશ્કેલી, તેથી જ
આપણે ઉંબરા પર જકડાઈએ છીએ,
મૂર્ત-અમૂર્તના આકાશ-અવકાશની વચ્ચે
ભીંતના ત્રાજવે, સમતોલ દાંડીએ
સુકાયેલાં વૃક્ષોનાં થડિયાં પર લટકતા
સ્થગિત ઘડિયાળો પીગળવા માંડે છે,
કાળ... ચિત્રની બહાર આવી
સફરજનના રસોમાં ભરાઈ જાય છે.
રસ્તાઓ પર અમૂર્ત આકારોનાં સાથળો
હાથની હથેળીમાં સૂર્ય-ચન્દ્રનાં ચીંથરાં લઈને દોડે
આંખ વગરનાં આંગળાંઓ, પાંખો પસવારી,
રસ્તાને રોવડાવતા-કચડતાં-
ગોળ ટપકાંઓ, ચોરસ-લંબચોરસ, ત્રિકોણ
અમૂર્ત અવદશામાં આળોટતા.
નિકોલસ, અમૂર્તની મિત્રતા તો બુદ્ધ જ કરે.
બારસાખ છોડવી કે બારી છોડવી,

ખંડ છોડવા કે ખંડિયેર છોડવાં
ગર્ભ ત્યજવા કે ત્યજવા ગોળાકાર
સ્વપ્નો છોડવાં કે છોડવાં દિવા-સ્વપ્નો
આકાશ કે અવકાશની વચ્ચે
આપણે તો મૂર્ત-અમૂર્તની ભુલભુલામણીમાં
આપઘાત વિષે જ નક્કી કરવાનું હોય છે.

મેં જાતને ભૂલવા... આસવ...
બે આંખ વચ્ચે કોઈ બારી નથી હોતી
વર્ષો પહેલાં હાથમાંથી છટકીને તૂટી ગયેલા
લંબચોરસ દર્પણમાં પડેલા પડછાયાઓના
નગ્ન નાચ હોય છે, અને એ વિસ્મૃત આકારો જ
આપણને ઘસડી જતા હોય છે... આત્મઘાત તરફ
તું એને શોધતાં, બારીમાંથી કૂદી પડયો ?
અર્ધગોળાકાર-આકારોએ બચાવ્યો નહિ ?
એક લંબચોરસ આકારમાંથી કૂદતાં તને બીક લાગી નહિ ?

મેં આ લીલો આસવ પીધો છે...
ઓહ... મને કોઈ સંભાળીને આ તાજા-સફેદ
       કેન્વાસ પર ચલાવો.
કયાંક... મારું શરીર... કોઈ બારી...
       મેં જાતને ભૂલવા લીલો આસવ...

**વરસાદ આવતાં પહેલાં–**

દીવાલની કથ્થાઈ ઈંટ પર
ઉદ્દગ્રીવ કાચીંડો
પાસે ઊગેલી લીલી કરેણનાં પીળાં ફૂલોના
રસઝરતા દૂધમાં માથું ઝબોળી
આકાશને જોતાં

કંઠના કેસૂડા રંગની કરબુરી ચામડી થરથરાવે
ત્યારે
આજુબાજુ રાખોડી રંગના ઘનઘોર
મનને કોરી ખાય, એવા વિષાદી પરિવેશમાં
વાદળોના ભૂરા ટુકડાઓના પડછાયાઓ
પાલવમાં પાથરી
નદીએ આમ...
ખુલ્લા સઘન કેશે
ચિત્રકારની સામે ન બેસવું જોઈએ. ▣

## નવું વર્ષ / રિમો

ગુજરેલાં એ વર્ષોમાં અધભરી ટોપલી, અડધાં પાકેલાં ફળ, અધમૂઓ ઘડો, ફળોની સૂકી ડાળ, ન ઉઠાવી શકાયો બોજ, બેસ્વાદ ભોજન, દિશાહીન પ્રવાસ, નારાજ જૂની સડક આ નવા વર્ષમાં પહેલાં ફળ-ફૂલ તોડ, પીવાનું પાણી ભેગું કરીને, કાચું સીધું ભેગું કરી, મનમાં વિચારેલી યાત્રાની પૂરી તૈયારીથી ફાનસ ઉજાવ, રસ્તાની તપાસ, શોધ કરી, ઊબડખાબડ વળાંકે, સાપ-વીંછીથી ભરેલા રસ્તે, જ્યાં કોઈ પણ સાથી-સંગી નહોતું, કોઈ સ્વાગત કરનાર નહોતું તોપણ હું ખુશ છું અને થાકથી મુક્ત છું, માત્ર મારા ઇરાદા જ ખોલે છે મારી પોલ.

તેમાં શૂન્યની ઉર્દૂ ગઝલો પ્રથમ વાર વાચકો સમક્ષ આવી. શૂન્યના કેટલાક ઉદ્‌ગારોમાં 'હુંકાર' ધ્વનિત થાય છે. એમ નહિ તો તેઓ ઊંચા અવાજે તો બોલે જ છે, કદાચ એ એમનો વિશેષ પરિચય પણ છે. શરૂઆતે ટાંકેલા ગુજરાતી શે'રમાં જે ઊંચા અવાજનો ઉદ્‌ગાર છે તે એમની ઉર્દૂ ગઝલમાંયે જોઈ શકાય છે:

> કેહ સકો તો જાઓ કેહ દો હાકિમે-તકદીરસે,
> બાંધ તો દેખે જુનૂને-ઇશ્ક કો તદબીરસે!

*

એ જ ઉંચો અવાજ ગુજરાતી શે'રમાં છે.

> સ્વયં હું જ રાહી, સ્વયં હું જ મંઝિલ,
> મળી છે મને સ્થિરતા ધ્રુવ જેવી;
> સદીઓથી મારી ખબર છે દિશાને,
> યુગોથી મને કાફલા ઓળખે છે.

આ શે'રમાં કવિ કયા 'હું'ની વાત કરે છે? માણસની? ના' લાગે છે કે, આત્માની વાત કરે છે. અમૃત ઘાયલ પાસે બળૂકી ભાષા છે તો શૂન્ય પાસે ઊંચો અવાજ છે। આ સૂક્ષ્મ ભેદ છે તેમ વૈવિધ્ય પણ છે. ગઝલમાં કોઈ અપાત્ર ઊંચો અવાજ કાઢવા જાય છે તે સાથે તે નાટકી થઈ જાય છે. એવા નાટકી અવાજો ગુજરાતી ગઝલમાં ઓછા નથી. ખુમારીની અવસ્થા જે ઊંચાઈ આપે છે, તે સ્તરે પહોંચ્યા વિના ઘાંટો પાડનાર નાટકી થઈ જાય છે. ગુજરાતી ગઝલનું વિવેચન કરનારે આ મુદ્દો ખાસ વિચારવો અને સ્પષ્ટ કરવાનો રહેશે.

> એ ખુદા, આ ફરેબોની દુનિયા મહીં,
> પ્રેમ તારો ખરેખર કસોટી જ છે;
> સાફ કહી દે કે, રાજી તને રાખવા,
> પૂજવા પડશે મારે સનમ કેટલા?

*

સ્વાર્થની આ તો છે ભક્તિની લીલા બધી,
આત્મપૂજા વિના 'શૂન્ય' આરો નથી;
એક ઈશ્વરને માટે મમત કેટલો?
એક શ્રદ્ધાને માટે ધરમ કેટલા?

શૂન્યને કંઠ મળ્યો હતો તો સંગીતનું જ્ઞાન પણ હતું. ઘાયલે છેવટે કંઠ છોડયો અને કહેણી રાખી એવું શૂન્યનું ન હતું. એણે કંઠ અને કહેણી બંને સાચવ્યાં હતાં.

અમીન આઝાદ, ગની દહીંવાલા, શૂન્ય પાલનપુરી, બેફામ––એ સૌને સરસ કંઠ મળ્યા. મુશાયરો સમાપ્ત થયા પછી પણ આ કવિઓની ધૂન, શ્રોતાઓના ચિત્તમાં રહી જાય. નર્યા કંઠના જોરે સામાન્ય ગઝલથી લોકપ્રિય થવાના નાટકીયા પ્રયાસો થતાયે મેં જોયા છે. પરંતુ સાચા તરન્નુમનો પ્રભાવ હૃદયસ્પર્શી હોય છે. ઉર્દૂના મરહૂમ 'જિગર' મુરાદાબાદીની જેવી ગઝલ, એવો જ કંઠ! તેઓ ગઝલનો પાઠ કરે એ શ્રોતાઓને ન ગમે.

અમૃત ઘાયલ સર્વિસને કારણે જુદા જુદા સ્થાને વસે છે પણ રાજકોટ જ કેન્દ્ર રહે છે. શૂન્ય પાલનપુરમાં કાયમ રહ્યા નહોતા, પાટણમાં વસ્યા, વટવામાં રહ્યા, પાજોદ અને સૂરતમાં દરબાર સાથે રહ્યા અને છેવટે મુંબઈમાં વાસ કર્યો. મૂળે એ શિક્ષક પત્રકાર તરીકે જિંદગીનાં પાછલાં વર્ષો કાઢયાં. એ મુંબઈમાં, 'મુંબઈ સમાચાર'ની નોકરીમાંથી નિવૃત્ત થયા, સૂરત આવ્યા, અમર પાલનપુરીને ત્યાં રહ્યા, અહીં હોસ્પિટલમાં દાખલ કરવા પડયા એવી માંદગી હતી. સ્વસ્થ થઈ થોડા દિવસ અમરને ત્યાં અમર સાથે રહ્યા. અમર ભાવભરી વિદાય આપે છે શૂન્યને. પાલનપુરમાં નિરાંતે ગઝલના છંદશાસ્ત્ર ઉરૂઝ વિશે કામ કરવું છે એમ એ કહે છે. પાલનપુર ઘરે પહોંચ્યા પછી એ માટેની તૈયારીયે કરે છે, ખંડને અભ્યાસ-ખંડ રૂપે આકારે છે, તે માટેની સોઈ-સગવડ કરે છે. પણ પાલનપુર પહોંચ્યાના ગણતરીના દિવસોમાં પ્રાણ છોડે છે.

એમનો પહેલો સંગ્રહ 'શૂન્યનું સર્જન' પ્રગટ થયો. ગઝલ વિશે ઊંડી કાળજી રાખનાર શૂન્યે પુસ્તક પ્રકાશન માટે એવી કાળજી ન રાખી એવું ત્યારે જોયું. તે પછી તો એમના ત્રણેક સંગ્રહ સારા સ્વરૂપે અને સુઘડ મુદ્રણમાં પ્રગટ થયા છે. એ પેઢીના 'રંગ', 'ગાતાં ઝરણાં', 'ડમરો અને તુળસી' પછીનો એ ચોથો ગણનાપાત્ર ગઝલ-સંગ્રહ હતો.

બહુ ઓછા લોકો એ જાણતા હશે કે શિક્ષક શૂન્ય પાલનપુરીના વિદ્યાર્થીઓમાં હવે જાણીતા લેખક ચન્દ્રકાંત બક્ષી પણ હતા! અમર પાલનપુરી તો ખરા જ.

ત્રણેક વાર મળીને શૂન્ય રુસ્વા મઝલૂમીના પરિવાર સાથે છ-સાત વર્ષ રહ્યા તેમાં તેઓ રુસ્વા સાથે સૂરતમાંયે હતા. 'બહાર' માસિકમાં એ પણ ખરા, એટલે શૂન્યનો નિકટનો પરિચય મને એ સમયે થયો. મને એ ત્યારે મોજીલા જ લાગેલા. એ શાયરી અને ફિલ્મ વિશે લખતા. અમારા સ્વભાવમાં મેળ નહિ તે છતાં વિસંવાદ પણ નહિ. શૂન્ય વાસ્તવમાં, અંગત સંબંધોમાં વિવેકી હતા. ઝઘડો તો કરતાં જ, પણ તે શાયરી કે દોસ્તીના ધોરણે. અમારું બંનેનું ઘડતર જુદું—માત્ર શાયરીએ અમને નજીક આણેલા. જોકે તે પહેલાં મુશાયરા નિમિત્તે અમે ઘણી વાર મળી ચૂકેલા અને શાયરીની બાબતે લાંબી લમણાઝીક કરવાનો નાતો પણ બંધાઈ ગયો હતો. પણ શૂન્ય વિશે કહેવાનો અધિકાર જેટલો અમૃત ઘાયલને હોય એટલો બીજાને ન જ હોય. મુશાયરાના ઉતારે એ બંનેને ગઝલની બાબતમાં ક્યારેક લાંબા ચાલતા રસિક ઝઘડાના સાક્ષી થવાનો અને ઝઘડા કરવાનો અધિકાર પણ એક પ્રાપ્તિ જ ગણું છું. □

## યહ મિટ્ટી સભીકી કહાની કહેગી / મેઘનાદ ભટ્ટ

"ધરતી પર જન્મી માનવી
ધરતીની જ કથા નહીં કહે?"
—હરિશ્ચંદ્ર ભટ્ટ

લાખ્ખો વર્ષોના જળથળના અસ્તિત્વયુદ્ધ પછી આકારબદ્ધ થયેલ ધરતીના ભૂખંડોનેય પોતાનો પરિવાર રચાતો હશે ને? એ પરિવારના સભ્યો — સરિતા, સમુદ્ર, ડુંગર, પહાડ, વનસ્પતિ, તરુવરો, ઝાડપાન, પશુપંખી અને જનગણમન — વચ્ચે પણ અનિવાર્યપણે મોહમાયાસંબંધ બંધાતા જ હશે ને? આ સમગ્ર 'વિશ્વ'ને ધારણ કરતી ધરતીને — મા ધરાને — આ માયાજાળનો સ્પર્શ સર્વાધિક નહિ રહેતો હોય? નિજ બાળકોની કેટકેટલી આનંદાનુભૂતિઓ, કેટકેટલા અમથાનુભવોની આ વસુંધરા મૂક સાક્ષી રહેતી હશે? આનંદ એની આસક્તિ છતાં સહિષ્ણુતા એનો સ્વભાવ. અનાસક્તિના વ્યાપ સુધી પહોંચે એની શક્તિસીમા.

આ ધરતીના વિવિધ સંબંધોના આંક માંડવા જેવા છે.

ભોંય ભાંગીને જન્મતું ફૂલ અને સદાયની સહિષ્ણુ ભોંયના અતૂટ સંબંધને 'નાજુક' વિશેષણથી નવાજી દઈએ? જન્મદાત્રી ધરાના ટુકડેટુકડા કરતું વૃક્ષ કેટલું તો રુક્ષ, કેટલું તો ક્રૂર બની શકે છે એ તો ભુક્કેભુક્કા થયેલી ભોંયની તિરાડો જ કહી શકે. છતાં, વૃક્ષની એ કૃતઘ્નતાનો એકપક્ષીય ન્યાય તો ન જ તોલાય ને? આમે દરેક સંબંધનો આવિષ્કાર હંમેશ આગવો જ હોય. મા

ધરાના ટુકડેટુકડા કરતું વૃક્ષ જ્યારે વસંતની વાયુવર્ષામાં ભીંજાઈને ફૂલોની બિછાત પાથરી દે છે ત્યારે ક્ષણેક તો થાય કે આ ધરાના ઔદાર્યનો કેટલો તો કાવ્યાત્મક આભાર માને છે આ વૃક્ષ!—આ ધરાના સૌંદર્યનો સમગ્ર વારસો કેટલી સાહજિકતાથી એણે સાચવી લીધો છે! ભોંય ભાંગીને જન્મેલું ફૂલ જ્યારે ખુદ ભોંયને જ સુગંધિત કરે છે ત્યારે થાય છે: "આ સુભગ અવસરે કોણ કોનો આભાર માને?" ફૂલનું જીવન તો માત્ર એક દિવસની લીલા—ને ભોંય? એ તો સૃષ્ટિ જેટલી જ જૂની—સરર્જનહારા જેટલી જ ચિરંજીવી અને ઉષ્માથી ઊભરાતી સંજીવનીની એ જ તો વિધાત્રી! છતાં—સ્વયં ધરતી માતાનેય નિજ સુગંધથી તરબતર કરતું નાનકડું એક ફૂલ કૃતજ્ઞતાની કેવી તો કમનીય કવિતા છે?

આ તો થઈ ધરતીના એક અનોખા સંબંધની વાત.

ધરતીના બીજા અનન્ય સંબંધનીય વાત માંડીએ?

હજારો વર્ષો વીત્યાં એ વાતને — ધરતીની એક પુત્રી. નામ સીતા. પતિ એનો પરમેશ્વર. નામ એનું રામ. અવતાર ઈશ્વરનો પણ નબળાઈ માણસની. પતિહકથી કરી એણે સતીની અગ્નિપરીક્ષા. કેટકેટલાં અપમાનો સહ્યાં કરતી ધરતીની તિતિક્ષાની જાણે પરાકાષ્ઠા આવી —હૈયું ખોલીને સમાવી લીધી એણે પોતાની પ્રાણપ્રિય દુહિતાને... વર્ષો વીતે છે. ધરતીના હૈયાની તિરાડો સંધાતી નથી.

આનંદોત્સવો, વિજયયાત્રાઓ, કુરુક્ષેત્રો – અનુભૂતિનાં કેટકેટલાં વિશ્વરૂપદર્શન જોયા કરે છે આ ધરા? ક્યારેક એની ધરીયાત્રાથી ધરતીય કંટાળતી જ હશે ને? વર્ષોની સહિષ્ણુતાની આકરી કસોટી પછી એવું તો શું થતું હશે કે કંપાયમાન થઈ જતું હશે એનું ધરાવસ્ત્ર? સદીઓની વિકાસયાત્રાનો એક જ ઝાટકે શતસહસ્ત્ર મુખે વિનિપાત સર્જીને કેટલો મોટો અભિશાપ વરસાવી દે છે આ ધરિત્રી? ધરતીની વિકરાળ મોંફાડ જેવી તિરાડો કેટકેટલી સીતાઓ અને સીતાઓના સમગ્ર પરિવારોને ઓહિયાં કરી જાય છે! ધરતીના આ

ત્રાહિ મામ્ સ્વરૂપની વાત ક્યા શિલાલેખોમાં લખીશું? ધરતીની આ અવિરત યાત્રાની વિધવિધ કથા કોણ કહેશે? — કોણ કહી શકશે?

ધરતીની કથાની તો જાણે અડાબીડ ભીડ જામી છે. ઉમાશંકર-ની જેમ આપણેય પૂછીએ "એકાન્ત વિના આટલી ભીડ સમાવી કોણ શકે?" પૃથ્વીના કરોડો વર્ષોના ઇતિહાસની એકમાત્ર આશ બનેલી ધરતી ખુદ તો કેટકેટલી વંશાવલીના પીળચટ્ટાં પાન ઉથલાવ્યા કરશે પણ ખુદ ધરતીની તન્હાઈની કથા કોણ કહેશે? ◻

## ફાનસ / રિમો

ફાનસ, આકાશને અડતી ઇમારતોમાં સળગીને સુશોભિત ન થઈ શકે.

ફાનસ, વાદળોને ચીરીને ચન્દ્રના રથ પર શાનથી પ્રવાસ કરનારાના પુષ્પમાર્ગ પર સળગાવી શકાતું નથી.

ફાનસ અશાંત મનના વાંકાચૂકા કાચા રસ્તા પર સામેથી આવતા માણસની મદદ માટે સળગે છે.

ફાનસ, સૂર્ય-ચન્દ્ર સમાન પ્રકાશિત ન હોવા છતાં. પોતાની શક્તિ, સ્વાભિમાન, શૈલી અને સામર્થ્યથી, દુનિયાને પ્રકાશથી સજાવવાની ઇચ્છાથી સળગે છે.

## જીવાકાકા સુખી છે / મણિલાલ હ. પટેલ

આમ જોવા જઈએ તો જીવાકાકાને કોઈ વાતે કશું દુઃખ ન મળે. મલક આખાના મારગ માથે મકતું ઘર, પેઢીઓની આબરૂ એવી કે આજેય પાટીદારની ન્યાતમાં એ વાડીના ધણી, ગામમાં મોભી માણસ ને પંચમાં પહેલા. જ્યાં જાય ત્યાં લોકો આગ્રહ કરીને ઓશીકે બેસાડે, તાણ કરીને જમાડે, આગ્રહ કરીને હોકો સૌ પહેલાં પીવા ધરે. જીવોકાકા પણ સૌનું સાંભળે, સાચાનો પક્ષ લે છતાં વાંકવાળાની દયા ખાય ને એનેય બેઠો રહે એવી સોઈ કરી આલે. ન્યાયને નામે નબળાને નમાવે પણ છેક નીચો ના પાડી દે; એ માનભેર ઊભો રહે એવી જગા રાખે. ખરાખોટાનું ભાન કરાવે પણ ભોંયભેગો ન કરી દે.

'વ્યવહારમાં વગ નહિ ને તહેવારમાં તક નહિ' એમ કહેતા જીવાકાકા 'ભાંજઘડ તો ભોજાઈ જેવી ગણાય, એ કોઈ એકની જ થાય; આમ વખાણે, પણ વીફરે તો વાઘણ જેવી. સારું કર્યું તે મેં કર્યું. ફાવ્યું ત્યા લગી ઠીક છે મારા ભાઈ! બાકી તો તું કોણ'–એવું ઉમેરતા.

ભાંજઘડિયાને વહુની જેમ જશ નહિ. એટલે તો જીવાકાકાને મોટી વહુ હમેશાં આ વાતે લડતી રહેલી. 'ઘરનું ખાવું, પોતાનું કામ ખોટી કરવું ને ઉપરથી લોકોની ગાળો ખાવાની... મહીસાગરમાં જાય તમારી એ ભાંજઘડ...' ભાંજઘડથી નારાજ થયેલો એક પક્ષ ને બીજાં વચ્ચે પૈયા ટેરનારાં તો હોય. એટલે જીવાકાકાના દીકરા

કે વહુઓને ઘણી વાર સાંભળવું પડતું. દીકરા તો જાણતા, સમજતા કે આવું તો થવાનું. ભાંજઘડમાં બંને પક્ષોને રાજી રાખનારા ને વચ્ચે રહીને નારદવેડા કરી પૈસા વીણી ખાનારાને લોક ખાંધિયા કહેતું. પણ એ વાતે જીવાકાકા નર્યા ને નકરા હતા. એટલે તો ભાંજઘડનું કહેણ ગમે ત્યાંથી આવે દીકરા ના નહોતા પાડતા, બલકે દૂરનું ગામ હોય ને વખતે બસ ના હોય તો નાનો સ્કૂલમાં અડધી રજા મૂકીનેય જીવાકાકાને મૂકી આવતો ને લેવાય જતો.

પંચમાં પુછાતા થવા ને ન્યાતમાં વાડી પકડવા અંદરોઅંદર સ્પર્ધા થતી. પણ બે ગોળીના ચવડા કે બેઠક વગરના લોટા જેવા અદકપાંસળા લોકો એમાં ફાવતા નહોતા. ગામમાં આવાઓ 'રોગ' તરીકે ઓળખાતા. એ રોગ લડાવે-ઝઘડાવે, ફૂનાં ખોળે ને સમી સરખી વાતને રંટાવે; એમાંથી ક્યારેક ગામમાં બે પાટી (બે પાર્ટી) થઈ જાય. વાત વટેવળે ચડે.

આવા ટાણે જીવાકાકાનો જીવ સોરાય. ક્યાંક એમની હેડીનો ને મિત્ર જેવો માણસ સામા પક્ષે રહી કાવતરે ચડે ત્યારે જીવાકાકાને ભારે કઢાપો થાય; પોતે મમત મૂકીને સૌને મનાવી ગામને એકતંત કરવા ચાહે. રાંટાઓ એમ થવા ના દે. ટાણાં–પ્રસંગે કોઈ ખાવા જાય-ન-જાય, આડીઅવળી વાતો થાય. આમ વિવાહમાં વરસીનો ઘાટ થાય ત્યારે સૌની નજર એક જીવાકાકા પર ઠરે. એ મડીમાના માથે રાખીને બોલે. લોક સાંભળી રહે :

'ગામની કાકરી હું કામ કરવા બેઠા છો? સવારથ સારુ હાચ્ચા હાંમે ધૂળ ઉરાડવાનુ મેલી દ્યો. આ ગાદીના ગામની પત્તર ના રગડો, તડમાં તપતું ને પરગણામાં ખપતું આ ગામ! આવું ગામ તો ભાયગશાળીને મળે, ભૈ! ભૂંડો ભૂંડાનો ભાગ ભજવે, પણ આપણે તો બે ઘડી વચાર કરવો પડે કે વાટમાં પડલો પથરો ઢેકલા માંડવા ને રોડુંય ઢેકો લૂછવા કામ લાગે છે ભલાદમી! હારું હૂઝે તો આગળ આવો નઈ તો હૌ હૌના ઘરોમાં ધાતે એ કરો, પણ ગામને

## જીવાકાકા સુખી છે / મણિલાલ હ. પટેલ

આમ જોવા જઈએ તો જીવાકાકાને કોઈ વાતે કશું દુઃખ ન મળે. મલક આખાના મારગ માથે મકતું ઘર, પેઢીઓની આબરૂ એવી કે આજેય પાટીદારની ન્યાતમાં એ વાડીના ધણી, ગામમાં મોભી માણસ ને પંચમાં પહેલા. જ્યાં જાય ત્યાં લોકો આગ્રહ કરીને ઓશીકે બેસાડે, તાણ કરીને જમાડે, આગ્રહ કરીને હોકો સૌ પહેલાં પીવા ધરે. જીવોકાકા પણ સૌનું સાંભળે, સાચાનો પક્ષ લે છતાં વાંકવાળાની દયા ખાય ને એનેય બેઠો રહે એવી સોઈ કરી આલે. ન્યાયને નામે નબળાને નમાવે પણ છેક નીચો ના પાડી દે; એ માનભેર ઊભો રહે એવી જગા રાખે. ખરાખોટાનું ભાન કરાવે પણ ભોંયભેગો ન કરી દે.

'વ્યવહારમાં વગ નહિ ને તહેવારમાં તક નહિ' એમ કહેતા જીવાકાકા 'ભાંજઘડ તો ભોજાઈ જેવી ગણાય, એ કોઈ એકની જ થાય; આમ વખાણે, પણ વીફરે તો વાઘણ જેવી. સારું કર્યું તે મેં કર્યું, ફાવ્યું ત્યા લગી ઠીક છે મારા ભાઈ! બાકી તો તું કોણ'—એવું ઉમેરતા.

ભાંજઘડિયાને વહુની જેમ જશ નહિ. એટલે તો જીવાકાકાને મોટી વહુ હમેશાં આ વાતે લડતી રહેલી. 'ઘરનું ખાવું, પોતાનું કામ ખોટી કરવું ને ઉપરથી લોકોની ગાળો ખાવાની... મહીસાગરમાં જાય તમારી એ ભાંજઘડ...' ભાંજઘડથી નારાજ થયેલો એક પક્ષ ને બીજાં વચ્ચે પૈયા ટેરનારાં તો હોય. એટલે જીવાકાકાના દીકરા

કે વહુઓને ઘણી વાર સાંભળવું પડતું. દીકરા તો જાણતા, સમજતા કે આવું તો થવાનું. ભાંજઘડમાં બંને પક્ષોને રાજી રાખનારા ને વચ્ચે રહીને નારદવેડા કરી પૈસા વીણી ખાનારાને લોક ખાંધિયા કહેતું. પણ એ વાતે જીવાકાકા નર્યા ને નકરા હતા. એટલે તો ભાંજઘડનું કહેણ ગમે ત્યાંથી આવે દીકરા ના નહોતા પાડતા, બલકે દૂરનું ગામ હોય ને વખતે બસ ના હોય તો નાનો સ્કૂલમાં અડધી રજા મૂકીનેય જીવાકાકાને મૂકી આવતો ને લેવાય જતો.

પંચમાં પુછાતા થવા ને ન્યાતમાં વાડી પકડવા અંદરોઅંદર સ્પર્ધા થતી. પણ બે ગોળીના ચવડા કે બેઠક વગરના લોટા જેવા અદકપાંસળા લોકો એમાં ફાવતા નહોતા. ગામમાં આવાઓ 'રોગ' તરીકે ઓળખાતા. એ રોગ લડાવે-ઝઘડાવે, કૂનાં ખોળે ને સમી સરખી વાતને રંટાવે; એમાંથી ક્યારેક ગામમાં બે પાટી (બે પાર્ટી) થઈ જાય. વાત વટેવળે ચડે.

આવા ટાણે જીવાકાકાનો જીવ સોરાય. ક્યાંક એમની હેડીનો ને મિત્ર જેવો માણસ સામા પક્ષે રહી કાવતરે ચડે ત્યારે જીવાકાકાને ભારે કઢાપો થાય; પોતે મમત મૂકીને સૌને મનાવી ગામને એકતંત કરવા ચાહે. રાંટાઓ એમ થવા ના દે. ટાણું-પ્રસંગે કોઈ ખાવા જાય-ન-જાય, આડીઅવળી વાતો થાય. આમ વિવાહમાં વરસીનો ઘાટ થાય ત્યારે સૌની નજર એક જીવાકાકા પર ઠરે. એ મર્યાદાના માથે રાખીને બોલે. લોક સાંભળી રહે :

'ગામની કાકરી હું કામ કરવા બેઠા છો ? સવારથ સારુ હાચા હાંમે ધૂળ ઉરાડવાનુ મેલી દ્યો. આ ગાદીના ગામની પત્તર ના રગડો, તડમાં તપતું ને પરગણામાં ખપતું આ ગામ ! આવું ગામ તો ભાયગશાળીને મળે, હૈ ! ભૂંડો ભૂંડાનો ભાગ ભજવે, પણ આપણે તો બે ઘડી વચાર કરવો પડે કે વાટમાં પડલો પથરો ઢેકલા માંડવા ને રોડુંય ઢેકો લૂછવા કામ લાગે છે ભલાદમી ! હારું હૂઝે તો આગળ આવો નઈ તો હૌ હૌના ઘરોમાં ઘાતે એ કરો, પણ ગામને

થાય છે કે દીકરા હવે મારી હયાતીમાં ગંગાપૂજન કરી દે તો સારું. ખર્ચ મોટો છે. પણ ન્યાતને જમાડવાનો ખર્ચ તે કાંઈ ખર્ચ કહેવાય? એ તો પુણ્યનું કામ છે. ન્યાતનો એઠવાડ આંગણે પડે તો આંગણું પાવન થાય. કોઈને એંઠો હાથ કરાવવાનું પુણ્ય તો શાસ્ત્રમાં-ય લખ્યું છે. પોતે રામાયણ–મહાભારત વાંચેલાં, પડસાળે બેસી રાતે રાતે સૌને સંભળાવેલાં...હવે એક આ ગંગાપૂજનનું થઈ જાય તો ગંગા નાહ્યા! જગ જીત્યા! પછી જખ મારે છે ઝાંપાવાળી!

મોટો ને નાનો તો મારું વેણ આજેય ઉથામે એવા નથી, પણ પેલો વચેટ, શહેરમાં રહીને બદલાઈ ગયો છે; એ નામક્કર જાય તો? તો ભલે જાય! ના, ના. ત્રણે સંપીને સાથે ન્યાત કરે તો પોતાનો ડંકો વાગી જાય ને! એ હોમહવનના યજ્ઞકુંડ ને આહુતિ આપતા બ્રાહ્મણોને મનોમન જોઈ રહ્યા... ન્યાત—આખું પરગણું ખુલ્લાં ખેતરોમાં જમવા બેઠું છે, મોડ–મોડિયા માથે મૂકીને હાથમાં કંકુચોખાના થાળ લઈ ન્યાતની પછવાડે ફરતી ને સત્કાર કરતી કુટુંબની સ્ત્રીઓ ગાઈ રહી છે.

'ગંગા પધાર્યાં આપણે ઘેર રે શામળિયા વહાલા...'

આમ જોવા જઈએ તો જીવાકાકાને કશો અફસોસ નથી. જીવતરમાં એમના આયોજન પ્રમાણે બધું ચાલેલું. જાત ઘસી નાખીને કમાયા, પેટે પાટા બાંધી સંતાનો ઉછેર્યાં, એમનાં સારાં સગાં માટે ખર્ચા કર્યા, વાણિયાનાં દેવાં થયાં તો વ્યાજ ભર્યાં. વચેટને ભણાવ્યો, ને એ એની આપસૂઝે સારું ભણ્યો. ખોટું નહિ કહેવાય. એણે ઘરનું દેવું ધોવામાં ને સૌના ખરચા કાઢવામાં અપાય એટલું આપ્યું હતું... હવે આજે જરા અતડો થઈ ગયો છે, અરે બોલતાં-ય પૈસા પડતા હોય એવું કરે છે! ખરી વાત છે. પોતે એની લાગણીને કદી ન્યાય આપ્યો નહોતો. એને વાપરવા કાંઈ ન આપતા, જીવ કકળાવતા ને સૌને ટટળાવતા. લેવાનું થયું તો એને આંખો વેડતા હોય એમ વેડચે રાખેલો, કદીય ન કહ્યું કે, 'હવે, તારા માટે

થોડું રાખ!' જીવાકાકાનો સ્વભાવ જરા આકરો. જીદ્દી. પણ પોતે જે કર્યું તે સૌને માટે કર્યું છે. પોતે કાંઈ ગાદીતકિયે બેસી રહ્યા નથી. એમણેય જીવને જંપવા દીધો નહોતો.

સવારે અંધારા અંધારામાં ઊઠી જવાનું. ઢોર છોડી નીરણ કરવાનું. કૂવેથી પાણી ભરી લાવવાનું. બીમાર પત્ની ને નાનાં બાળકો. જાતે ચાપાણી કરી અજવાળું થતાં થતાં તો ખેતરે પહોંચી જવાનું હળલાકડું લઈને. સૌને ખેતરે ભાત આવે. પોતે રોટલા ખાવા ઘરે આવવાનું. ક્યારેક ભાંજઘડ આવી પડે તો રાત વેઠીને જવાનું, ને બદલામાં ખરા બપોરે તડકામાં ખેડવાનાં ખેતરો... નીંદામણ જાતે ને વાઢણાં પોતાને માથે. જીવાકાકાએ વેઠવામાં પાછું વાળીને ભાળ્યું નથી.

કાળે ઉનાળે ખાતરનાં ગાડાં જોડવાનાં. છાણિયા ઉકરડા ખેતરે ઠાલવવાના. વળતાં તળાવના કાંપવાળાં ખતરાઉ ઢેફાં નાખવાનાં બીજી ક્યારીમાં. થોડાં ઘરના કોઢિયે લાવવાનાં ચોમાસે ખાડા પૂરવા. શેઢા વાળવાના જેઠના તાપમાં. આંબળિયામાં ચૈણ જોડી સરખી કરવાની મોસમ. પેંપળિયામાં વાડ કરવાની. બાંમણિયામાં છીંડાં પૂરવાનાં, મોવડિયામાં પથ્થર વીણવાના, માળની દાંતી ગોડાવવાની, ભટિયામાં કાંટા ઝીંટવાના, ભાઠોડમાં ઊછરતાં ઝાડ જોવા-કરવાનાં. આંબાવાળીમાં ધરવાડિયું કરવાનું ને ઝરામાં વરાપની વાટ જોવાની... ત્યારે ક્યાં નહેરો હતી!

આજેય ખેતરશેઢે જવાનું. ઊછરતાં ઝાડપાન સાચવવાનાં. વાડેથી કંકોડાં વીણી લાવવાનાં, વાડામાં કોળી-કંટાળી-નૈયાના વેલા ઉછેરવાના. બીજાં શાક સારુ વાલોળ–ગિલોડીનાં કળિયાં રોપવાનાં મરચી-રીંગણીમાં ગોડ મારવાનો...પણ થાકી જવાય છે હવે! હગ-સમાર ઊંચકાતા નથી. અરે! હૂકો ભરતાંય હાથ ધરૂજે છે, ભાઈ! ફેલાં આમળી પરસંગ થતા નથી, રાશ-દામણાં મેળાતાં નથી... પણ બેઠે બેઠે ટાઇમ જતો નથી, કામ કરે તો તાવ ચડી જાય છે...

માખીઓ કેમ થઈ ગઈ હશે? ધ્યાનમાં બેસવામાં એવી હેરાન-પરેશાન કરે છે કે..."

"માખીઓ તો હોય, પણ તમારું ચિત્ત જ ચોંટતું નથી એમ કહોને..."

"હા, તારી વાત પણ સાચી છે. ધ્યાનમાં બેસું છું ને મને લાગે છે – જાણે મને કોઈ ઘેરી લેતું ન હોય...!"

"તમારી તો બધીય વાતો આવી ને આવી જ... હવે શાકભાજી લાવી આપશો કે નહિ?"

તેને રમા ઉપર થોડો રોષ ચડી આવ્યો. છતાંય મન ઉપર સંયમ રાખી બોલ્યો: "હા, જાઉં છું... બોલ, શું શું લેવું છે?"

"તમને જે ઠીક લાગે તે લઈ લેજોને..."

તેણે મનોમન વિચાર્યું, મને તો કંઈ જ ઠીક લાગતું નથી... ને કપડાં બદલી, તૈયાર થઈને, તે બહાર નીકળવા જતો હતો, ત્યાં જ પગના અંગૂઠામાં તેને જરા ઠેસ વાગી. તે ઊભો રહી ગયો. ને બહાર નીકળવાનું માંડી વાળતાં બોલ્યો: "આજે બહાર નીકળવાનો જ મારો મૂડ નથી. જે હોય તે ઘરમાંથી જ ચલાવી લો."

રમા બોલી: "માંડ માંડ સમજાવીને હું તમને બહાર નીકળવા ધક્કો મારું છું, ને તમે..."

"હા, બહારથી વળી બીજું જ કોઈક મને ધક્કો..." ને તે આંખો મીંચીને આરામખુરશીમાં બેસી ગયો.



હમણાં હમણાં છેલ્લા કેટલાક દિવસોથી પ્રણવના રોજિંદા જીવનમાં એવા બનાવો બનતા હતા કે જેનું તેને પોતાને પણ આશ્ચર્ય થઈ રહ્યું હતું. આમ તો તે અંતર્મુખ અને આધ્યાત્મિક પ્રકૃતિનો માણસ. અભ્યાસ–વાચનના શોખને કારણે પોતાની રોજનીશી પણ લખે. પણ ક્યારેક પડોશમાં કે ઘરમાં વાગતા રેડિયોનું વોલ્યૂમ વધઘટ થાય કે તરત જ તેના મૂડના વોલ્યૂમમાં પણ ચડઊતર થવા માંડે!

એક વખત શાંતિથી તે રેડિયોમાં શાસ્ત્રીય સંગીત સાંભળી રહ્યો હતો, ને પડોશમાં કોઈના ઝઘડાનો અવાજ તેના કાને અથડાતાં તે પણ ઉશ્કેરાઈને બહાર દોડી આવ્યો હતો ને પડોશીઓ સાથે અકારણ ઝઘડામાં પડી ગયો હતો. આથી ઘરનાં બધાં તેના ઉપર ઊકળી ઊઠચાં હતાં. તેની બા, ગંગાબહેને તેને ટપારતાં કહ્યું હતું: "તું શા માટે ઉછીનો કજિયો લેવા ઘરમાંથી જ બહાર નીકળ્યો ?"

તેણે ગંગાબહેન સામે થોડી દલીલ કરી હતી. એ વખતે તેને પોતાનાં વાણી-વર્તનમાં જરાય અજુગતું લાગ્યું નહોતું. પણ સાંજના ડાયરી લખતી વખતે તેને ખરેખર પોતાની ભૂલ સમજાઈ હતી. બીજે દિવસે તેણે પડોશીની ક્ષમા પણ માગી લીધી હતી. પણ પડોશીએ તેની સાથે વાત સુધ્ધાં કરવાનું ટાળ્યું હતું. ત્યારે તેને પાછું થયેલું, આવા લોકો સાથે સામે ચાલીને વાત જ ન કરવી જોઈએ.

સાંજના તે ડાયરી લખવા બેઠો હતો, ત્યારે આવા કેટલાય લોકોની યાદી તેના ચિત્તમાં ઊમટી આવી હતી ને કોણ જાણે તે ડાયરીમાં એક પણ શબ્દ ઉતારી શક્યો નહોતો. જાણે પડોશીએ જ તેના હાથમાંથી ડાયરી ન ઝૂંટવી લીધી હોય !

*

એક દિવસ તે જમવા બેઠો હતો, ને શાકમાં જરાક મીઠું ઓછું હોઈ, તે રમાનો ઊધડો લેતાં બોલ્યો: "તું રસોઈમાં ધ્યાન રાખે છે કે નહિ? શાકમાં મીઠું નાખવું જ ભૂલી ગઈ છે."

"હા, ઉતાવળમાં ભુલાઈ ગયું હશે. લાવો નાખી દઉં..."

"તું શું નાખશે? લાવ મારી પાસે..." બોલતાંકને મીઠાનો વાટકો તેના હાથમાં લેવા જતો હતો, ત્યાં જ તેના હાથના ઝાટકાથી વાટકામાંથી બધું જ મીઠું તેના શાકમાં ને આજુબાજુ વેરાઈ ગયું. ગુસ્સામાં તે જમ્યા વગર જ ઊભો થઈ ગયો.

આથી ગંગાબહેન તેના ઉપર બરાબરનાં સમસમી ગયાં: "તેં જ સાવ લેવા દેવા વગર અમારાં બધાંયનાં જીવતરને ખારાં કરી

તેણે કશી જ દલીલ ન કરી... ધ્યાન-પૂજામાં પાછું ચિત્ત ન ચોંટતાં પાણીની ડોલ ભરી, તે બગીચાનાં વૃક્ષોને પાણી પાવા લાગ્યો. અચાનક છોકરાઓનો દડો બરાબર તેના માથામાં જ અફળાયો. તે પાછો ધૂંઆપૂંઆ થઈ ઊઠયો. છોકરાઓ દડો લેવા આવ્યા, ત્યારે તે બરાબરનો લડાયક મિજાજમાં આવી ગયો. પણ મન ઉપર સંયમ રાખી, છોકરાઓ સાથે કશી ઝીભાજોડી ન કરતાં તેણે છોકરાઓને દડો આપી દીધો. અચાનક પાણી ભરેલી ડોલ તેના હાથમાંથી છટકીને તાજા જ વાવેલા રોપા ઉપર પડી ને કેટલાક તાજા રોપા ડોલ નીચે જ ચગદાઈ ગયા...



પોતાનો પુત્ર બીમાર રહેતો હોઈ, રમાએ સતાધારની માનતા માની હતી. છોકરાની તબિયત હવે પ્રમાણમાં ઘણી સુધરી જતાં તે સતાધારની માનતા પૂરી કરવા જવાનું વિચારી રહી હતી....

એક દિવસ તેણે પ્રણવને કહ્યું : "મેં છોકરા માટે સતાધારની માનતા માની છે. તમે સાથે આવો તો આપણે સતાધાર જઈ આવીએ. એટલે મારા જીવને કંઈક નિરાંત થાય...."

"મને આવી માનતા-બાનતામાં કોઈ શ્રદ્ધા નથી. માનતાથી જ જો તબિયત સારી થઈ જતી હોત તો, કોઈ ડૉકટર પાસે સારવાર જ ન કરાવત..."

"હા, એ તમારી વ્યક્તિગત માન્યતા છે. તમે નહિ આવો તો હું અને બા જઈ આવીશું...."

"તમે લોકો ક્યાં સુધી આવી અંધશ્રદ્ધામાં તણાયા કરશો ?"

"તમારે જે કહેવું હોય તે કહો, બાકી મને તો માનતામાં પૂરી શ્રદ્ધા છે. તમે કદાચ સાથે આવશો તો, ત્યાં કોઈ તમારા ઉપર હુમલો નહિ કરે.... ઊલટું તમારી પણ કેટલીક દ્વિધા હળવી થઈ જશે...."

"બીજા તો મારા ઉપર હુમલો કરતા રહેશે, એ કરતાં તો તું

જ હવે મારા ઉપર...'' રમાના કંઈક મર્મમાં બોલાયેલા શબ્દોથી તે નારાજ થઈ ઊઠચો...

બે-ત્રણ દિવસ પછી પ્રણવ ઉપર અચાનક એક પોસ્ટ કાર્ડ આવ્યો. તે વાંચતાં જ તે દ્વિધામા પડી ગયો. આવો પોસ્ટ કાર્ડ વળી કોણે લખ્યો હશે? ફરીને તેણે એકાંતમાં પોસ્ટ કાર્ડ વાંચ્યો. તેમાં લખ્યું હતું — જય સંતોષીમાનાં એક હજાર નામ પોસ્ટ કાર્ડમાં લખી દસેક પોસ્ટકાર્ડ લાગતાવળગતા સંબંધીઓને લખી, તેમને પણ માતાજીનાં નામો લખવાનો અનુરોધ કરવો. અને જો તમે આમ નહિ કરો તો... ને તે વાંચતાં અટકી ગયો.

બીજે દિવસે તેણે રમાને આ પોસ્ટ કાર્ડની વાત કરી. એટલે રમા બોલી ઊઠી: "હવે લખી નાખો દસ પોસ્ટ કાર્ડ અને કરો આત્માનું કલ્યાણ..."

"રમા, ખરેખર તું સાચું કહે છે કે પછી વ્યંગમાં જ..."

"તમને શું લાગે છે?" રમાએ પૂછ્યું.

"મને તો આમાં કશી જ ખબર પડતી નથી. હા, આવા પોસ્ટ કાર્ડ લખવા એ પણ મને અંધશ્રદ્ધા જ લાગે છે..."

"હા, આ જ તો સાચી અંધશ્રદ્ધા છે. તમે જે અંધશ્રદ્ધાની વાત કરતા હતા, એ જ તો આનું નામ..." રમા બોલી.

"હા, તારી વાત સાવ સાચી છે." તે જરા ધીમેથી બોલ્યો.

"તો પછી તમે મારી સલાહ શા માટે લો છો? ફાડીને ફેંકી દો ને પોસ્ટ કાર્ડ... ભલું કરે માતાજી..." રમાએ ચોખ્ખી વાત કરી.

"ના, હું પોસ્ટ કાર્ડને ફાડી તો નહિ નાખું. ક્યાંક નદીમાં જ પધરાવી દઈશ..."

"એ વળી તમારી બીજી અંધશ્રદ્ધા... આવા વિચારો તમને ક્યાંથી આવે છે એ જ મને સમજાતું નથી."

"તને જેમ સમજાતું નથી, એમ એ મનેય સમજાતુ નથી... કોણ જાણે કોઈક એના વિચારો મારા તરફ જ..."

જેવો થઈ ગયો હતો. પછી અશોકે પણ સ્વામીજીને કંઈ પણ પૂછવાની હિંમત કરી નહિ.

સ્વામીજી પાસેથી વિદાય લઈ બંનેએ ઘર તરફનો રસ્તો પકડ્યો. રસ્તામાં અશોક બોલ્યો: "યાર, તેં પણ પૂછ પૂછ કરીને સ્વામીજીની બરાબર ફિલમ ઉતારી નાખી..."

"હા, આમ તો ફિલમ આપણા બધાની રોજ રોજ ઊતરે જ છે ને..." ને બંને પેટ ભરીને એટલું બધું હસી પડ્યા કે...

પછી હાસ્યને દબાવતાં પ્રણવ બોલ્યો: "યાર, મને તો હવે આપણે રડીએ છીએ કે હસીએ છીએ તેની જ કંઈ ખબર પડતી નથી..."

અશોક બોલ્યો: "હા, મને પણ એમ જ લાગે છે. કદાચ આ જ આપણા બધાની નિયતિ..."

ને પ્રણવ સાવ ચૂપ થઈ ગયો... □

## સાભાર સ્વીકાર

**કુરબાનીની કથાઓ:** ઝવેરચંદ મેઘાણી: પ્ર. લોકમિલાપ ટ્રસ્ટ પો. બો. નં. ૨૩ (સરદારનગર), ભાવનગર–૪૬૫ ૦૦૧, મૂલ્ય ૫ રૂપિયા.

**નૂતન કેડી:** નવોદિત કવિઓનો કાવ્યસંગ્રહ: સં. વસંતભાઈ પુરાણી, પ્ર.પોતે, શિવદાસ ચાંપશી માર્ગ, વિદ્યુત લોકો શેડ, કાલવર્ટ કં.ની પાસે, રૂમ નં. ૧૩૦, મઝગાંવ, મુંબઈ–૪૦૦ ૦૧૦, મૂલ્ય ૨૫ રૂપિયા

**તાજગી:** ગઝલસંગ્રહ: મન્સૂર કુરેશી, પ્ર.પોતે, 'મેશમન', કાઝીવાડ, ગઢની રાંગ, ભાવનગર–૩૬૪ ૦૦૧, મૂલ્ય સાડા સાત રૂપિયા.

## સારું જ વાંચો ! / अलगारी

'સારું જ વાંચો, શુભ વિચારો અને મંગલ ચિંતન જ કરો' વડીલો, તેમને નવરાશ ન હોય ત્યારે એક મિશનરૂપે, પાળવાના ધર્મ તરીકે, કામ કરતી વેળાએ પણ અચૂક આવી શિખામણ આપે છે. વડીલો આપણી 'નજીકના પયગમ્બરો' હોય છે. આપણે સીધા પયગમ્બરો સુધી પહોંચી શકતા નથી. વળી પ્રાથમિક ધોરણના વિદ્યાર્થી જેવા આપણને એમ.એ.ના કલાસમાં ચાલતું લેક્ચર સાંભળવા માટે બેસાડી દેવામાં આવે તો શું ? 'કંઈ નહિ તો જીવનમાં જ્ઞાન નહિ આપી શકેલું છતાં 'જ્ઞાનદાયી સાહસ' કર્યું' એવો ધરવ થાય એટલું જ.' પણ એવું સાહસ કરવું પડતું નથી, વડીલો પ્રાથમિક ધોરણનો વિદ્યાર્થી સમજી શકે એવી શિખામણ આપતા રહે છે. આપણે માટે તો બોધ આપનારા વડીલો જ ઉપયોગી છે, અને આપણું સદ્ભાગ્ય એ છે કે વડીલો પોતે પોતાની ઉપયોગિતા આપણા કરતાં વધારે સારી રીતે સમજે છે.

શું વાંચવું એ વિશે વડીલો અને પુસ્તકના પ્રકાશકો વચ્ચે ભારે મતભેદ રહ્યો છે. એનું સારું ફળ એ આવ્યું કે એથી વાચનની પસંદગીનો અધિકાર કહો કે યશ, કે પછી પરમ પ્રારબ્ધ કે ઈશ્વરની દેન, અમને મળ્યાં ! અનુભવે હવે એવું લાગે છે કે આપણે આપણા પોતાના કદ-માપના કોલંબસ છીએ, અને બને છે એવું કે એક ચીજ શોધતાં તેના કરતાં વધારે મૂલ્યવાન આપણને મળી આવે છે, એ બાબતમાં આપણે, ભાગ્યની દૃષ્ટિએ કોલંબસના સમકક્ષ ઠરીએ છીએ.

અમે એક અદ્ભુત તફાવત જોયો કે બાળક જેમ નાનો તેમ



# લોકલાડીલા સરદાર વલ્લભભાઈ પટેલને જન્મદિને કોટિ કોટિ વંદન





## સરદાર પટેલનું સ્વપ્ન

નર્મદા યોજના ગુજરાતની જીવાદોરી છે

## આપણો સંકલ્પ

નર્મદા યોજના પૂરી કરીશું.

## સરદાર પટેલની અભિલાષા

"મને એમ થાય છે કે ખેડૂતને રાંકડા મટાડી ઊભા કરું ને ઊંચે માથે ફરતા કરું."

## આપણી નેમ

આધુનિક ટેકનોલોજી અપનાવી ખેતીવાડીનો વિકાસ, ખેડૂતની આર્થિક સ્થિતિ સુધારવી અને ખેતપેદાશોના પોષણક્ષમ ભાવો મળી રહે તેવી સ્થિતિ નિર્માણ કરવી.

## સરદારશ્રીનું જીવનકાર્ય

અખંડ રાષ્ટ્રનું નિર્માણ.

## આપણો નિર્ધાર

ગમે તે ભોગે ભારતની એકતા, અખંડિતતા અને અસ્મિતા જાળવીશું.



## મા / દિએ

મા, તારા માથાના કાળાધોળા વાળ
પુત્રને કારણે થયા ?
મા, તારી કરચળીઓ, ફૂલેલા ગાલ,
પુત્રને કારણે થયા ?
મા, તારી ધૂંધળી આંખો થઈ ગઈ
તારા પુત્રને કારણે ?
મા, ચાંદનીની ચેઇન જેવા તારા દાંત
પુત્રને કારણે પડી ગયા ?
મા, તારી આ વાંકી વળી ગયેલી કમર
પુત્રને કારણે છે ?
મા, તારો મૂરઝાયેલો પીળો ચહેરો
મારા (પુત્રને) કારણે છે ?
સમસર ઘરે પાછા ન ફરતાં, ને
ઘણીવાર તો પાછા ન ફરવાની પરંપરાએ
સમય પહેલાં માને ઘરડી બનાવી દીધી
હું જ ન આવતે તો કેવું સારું થાત
મા જ્યારે યુવાન હતી
એનો ચહેરો ત્યારે સોના જેવો હતો.

કંકાવટી

ડિસેમ્બર ૧૯૯૩

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૩ : અંક ૪૦૮ : મૂલ્ય : ૪ રૂપિયા
દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂા. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મૅગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર. આર. રૂપાવાળા, કંકાવટી, ૨૪ રીવર બૅંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સૂરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

*

તંત્રી–મુદ્રક–પ્રકાશક
રતિલાલ મૂ. 'અનિલ'
માલિક : આર. આર. રૂપાવાળા
કંકાવટી, ૨૪, રીવર બૅન્ક સોસાયટી,
ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી
સૂરત–૩૯૫ ૦૦૯. ફોન નં. ૮૫૬૪૧

*

પ્રકાશન સ્થળ : ૨૪, રીવર બૅંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી, સૂરત–૩૯૫ ૦૦૯
મુદ્રણસ્થાન: ભગવતી મુદ્રણાલય, અજય એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ–૪

## વાત ફૂલની – બે જુદી સંસ્કૃતિની / માવજી કે. સાવલા

બાશો (Basho) સત્તરમી સદીનો જાપાનનો પ્રસિદ્ધ કવિ છે. સવારનો સમય છે, ગામ બહાર વગડામાં તે ટહેલવા નીકળી પડ્યો છે; એની નજરે ચડે છે ઝાંખરાંની વાડ વચ્ચે ખીલી ઊઠેલું એક ફૂલ. આ જંગલી ફૂલને ત્યાં Nazuna – નાઝુના નામે ઓળખવામાં આવે છે. નાઝુનાને જોતાંવેંત બાશોના હૃદયમાં સર્જાઈ જાય છે એક હાઈકુ. અંગ્રેજી લિપિમાં એ જાપાની હાઈકુ અહીં પ્રસ્તુત છે. ડૉ. સુઝુકીએ કરેલ અંગ્રેજી રૂપાંતર :

| | |
|---|---|
| Yoku miraba | When I look carefully |
| Nazuna Hana saku | I see the nazuna blooming |
| Kakine kana | By the hedge. |

એનો ગુજરાતી અનુવાદ આપણે કંઈક આમ કરીએ.

**આંખે વસ્યું**
**ખીલી ઊઠ્યું નાઝુના**
**ઝાંખરાંના વાડ**

વાત તો નાની છે – સામાન્ય વાત જ લાગે; એક જંગલી ફૂલને જોઈને સર્જાયેલું એક હાઈકુ માત્ર છે; પરંતુ કવિતા એ તો આત્માની ભાષા છે. કવિ તો દ્રષ્ટા હોય; એટલે જ ડૉ. સુઝુકીને ઝેન ફિલસૂફીનો સાર તેમ જ પૂર્વ અને પશ્ચિમની પ્રજાઓ વચ્ચેનો મૂળગત, દષ્ટિગત ભેદ આ એક હાઈકુમાં સમજાઈ જાય છે.

બાશો જંગલી ફૂલને એક નજરમાત્રથી જાણે કે પોતામાં

સમાવી લે છે — જેમ પ્રેમી પ્રેમિકાને પોતાની આંખોમાં સમાવી લે તેમ. ફૂલનું વર્ણન અહીં નથી, સુંદરતાની, સુગંધની, પ્રકૃતિસૌંદર્યની કોઈ વાત જ કવિએ કહી નથી. કવિની વાણીમાં કોઈ રૂપક કે પ્રતીકો કે અલંકારો નથી. કવિની નજર સામે માત્ર એક ફૂલ છે જે પ્રતિપળે ખીલી રહ્યું છે અને બાકીનું આખું બ્રહ્માંડ જાણે કે વિલીન થઈ ગયું છે. માત્ર હોવાની – અસ્તિત્વની આ વાત છે.

પણ આ વાત પૂર્વ અને પશ્ચિમની દાર્શનિક ધારાઓ વચ્ચેના સૂક્ષ્મ પરંતુ મૂળગત ભેદની છે. એમ ડૉ. સુઝુકીને દેખાઈ આવે છે. આ વાત સ્પષ્ટ કરવા ડૉ. સુઝુકી બાશોના આ હાઈકુ સામે પ્રસિદ્ધ આંગ્લ કવિ ટેનિસનનું એક અંગ્રેજી કાવ્ય મૂકે છે.

Flower in the crannied wall,
I pluck you out of the crannies;
Hold you here, root and all, in my hand,
Little flower—but if I could understand
What you are, root and all, and all in all,
I should know what God and Man is.

ટેનિસનની આ પંક્તિઓનો અનુવાદ આપણે આમ કરીએ :

ભીંતની તિરાડે ઊગી નીકળ્યું એક ફૂલ,
ફૂલ ચૂંટીને જોઈ રહ્યો છું,
એની દાંડી, પાંખડીઓ – બધું જ
મારી હથેળી પર મૂકીને;
નાનકડા ફૂલ! હું તને જો જાણી શકું,
—તારું મૂળ, દાંડી, ખીલતી કળી અને
એવું બધું—
તો માણસ શું છે ? — ઈશ્વર શું છે.
એ પણ હું જાણી શકું.

કર્મમાંથી મુક્ત થવાનું છે – આ પ્રશ્ન ઊભો રહે છે. પણ કહે છે કે આ બધા પ્રશ્નો ગ્રાઉન્ડનો સ્પર્શ થયો નથી ત્યાં સુધીના, મર્યાદિત બુદ્ધિ-શક્તિના છે; પછી પ્રશ્નો રહેતા નથી. અનંત ઓચ્છવમાં આપણી બુદ્ધિ પંથ ભૂલી છે. શી ખબર?' (પૃ. ૧૬૪)

અલબત્ત, બધા જ વિષયો અહીં એકસરખા ઊંડાણથી સ્પર્શી શકાયા છે એવું નથી. લેખિકાને એવું અભિપ્રેત પણ નથી, કે નથી એમનો કોઈ એવો દાવો. કેટલાક વિષયોની માંડણી કરતી વેળાએ મર્યાદાનો એમનો સહજ સ્વીકાર ભાવકને માત્ર પસંદ પડી જાય છે એટલું જ નહિ, એને સધિયારો સુધ્ધાં આપી શકે છે. 'ઍટમ અને સેલ્ફ' જેવો થથરાવનારો વિષય હોય, અને મારા જેવા, શીર્ષક માત્રથી ભયભીત થનારા ભાવક હોય, ત્યારે મંજુબહેનની સરળતાથી હાશ થાય છે; એ કહે છે;

'વિજ્ઞાન માટેની મારી અસજ્જતા અને પ્રો. કોઠારીએ વિજ્ઞાનકીય હકીકતોમાંથી દોરેલાં આધ્યાત્મિક તારણો વિશે કહી શકવા હું શક્તિમાન નથી. માત્ર અપાર કુતૂહલથી અને સમજવાની જિજ્ઞાસાથી પ્રેરાઈ પ્રો. કોઠારીના વ્યાખ્યાનની કેટલીક વાતો હું અહીં રજૂ કરું છું.' (પૃ. ૧૮૦) આ અપાર કુતૂહલ અને જિજ્ઞાસા જ મંજુબહેનને કંઈ કેટલાયે વિષયો પાસે ખેંચી જાય છે. સામાન્ય રીતે ભાગ્યે જ સ્પર્શાયા હોય તેવા વિષયોમાં પણ તેથી જ એમને પારાવાર રસ પડે છે.

પ્રસ્તુત સંચયમાં ત્રણ અંજલિઓનો સમાવેશ થયો છે: 'હાસ્યસમ્રાટ જ્યોતીન્દ્ર દવે', 'અલવિદા સાર્ત્ર' અને 'અલવિદા, સુરેશભાઈ'. વ્યક્તિઓને કેન્દ્રમાં રાખી લખાયેલા આ ટૂંકા લેખો અહીં એકસાથે હોવાથી એવું સવિશેષ લાગવા સંભવ છે, કે કારણ ગમે તે હોય, આલેખાયેલી આ છબીમાં કશુંક અગત્યનું ખૂટતું હોય એવું લાગ્યા કરે. વ્યક્તિની વિચારસૃષ્ટિની હસ્તીનું

મૂલ્ય જરાક વધી જવાથી એના ધબકતા જીવતનો અણસાર પછીતમાં પડી ગયો હોય, એમ બની શકે?

છતાં 'નીરખ ને'માં જે પ્રગટ થાય છે, તે મંજુબહેનનો છલકાતો જીવનરસ, વિશાળ વાચને પોષાયેલી એમના રસવૃત્તિ અને સંશોધન-પ્રીતિ, સમતોલ વિચારશક્તિ અને પારદર્શી પ્રામાણિકતા. લેખિકાની બારીક નજર હેઠળથી કોઇ પણ મુદ્દાની બંને બાજુ, સંકળાયેલી વિસંગતિઓ, તર્કદોષ અને દષ્ટિકોણની વિશિષ્ટતા કે મર્યાદા એમ ને એમ પસાર થઈ જતાં નથી. અને પછી એ વિષે જ્યારે એ પોતે વાત કરે છે, ત્યારે વળી કોઈને પોતાના મતના બનાવી દેવાની જરા સરખી વૃત્તિ આમતેમ દેખા દેતી નથી. અને આ તમામ ઉપર જે અંકિત થઈ રહે છે, તે મંજુબહેનની નિસ્બત ને જીવન-નિષ્ઠા, જે આ લેખોને કેવળ ભારેખમ ગહન ચર્ચાના સ્તર પર ન રહેવા દેતાં ભાવકને સહચિંતન માટે પ્રેરે છે. મંજુબહેન પુસ્તકના નિવેદનમાં આ 'નિસ્બત' 'પીડા' અને 'આનંદ'નો ઉલ્લેખ કરે છે, જે છેવટે અન્યમાં પડઘાતાં એ જોઈ શકયાં છે.

પુસ્તકને અંતે 'પ્રત્યક્ષ'ના સંપાદકો સાથેની મંજુબહેનની પ્રશ્નોત્તરી સમાવી છે, જેમાં સંપાદકીય લખાણોના વિષયો અને ફાર્બસના પહેલે પાને આવતાં અવતરણ અંગેના પ્રશ્નના ઉત્તરમાં લેખિકા કહે છે:

'...લેખો બાબતે પલ્લું, અલબત્ત, સાહિત્ય તરફ જ વધારે નમતું રહ્યું છે. સાહિત્યને લગતાં અવતરણો પણ ખાસ્સાં લેવાયાં છે જેમ કે ઉમાશંકર જોશી, સુરેશ જોષી, મનુભાઈ પંચોળી, કૃષ્ણલાલ શ્રીધરાણી, સંજાણા, રસ્કે, જીવનાનંદ દાસ, હરિવલ્લભ ભાયાણી વગેરેનાં... ટાગોરમાં શું આપણને માત્ર એમના સાહિત્ય પૂરતો રસ છે?... ગાંધીજી ઉપર લખાયેલા પુસ્તકને તમે શેમાં ગણો? એ ગુજરાતી સાહિત્યમાં આવે કે ન આવે? આપણે interdisciplinary – આંતરવિદ્યાકીયની વાત કરતા આવ્યા

મગજ..."

ને ગુસ્સામાં વિશ્વાસે તેને કેટલુંય ન સંભળાવવાનું સંભળાવી દીધું.

*

મોડી સાંજના વિશ્વાસ ઘરે આવતાં જ શ્રદ્ધા બોલી: "આજે મારી તબિયત સારી નથી. જરા બેચેની જેવું લાગે છે...ડૉક્ટર પાસે જવું પડશે..."

'તો મેં ક્યાં ના પાડી? તૈયાર થઈ જા...પછી પાછી તું ક્યાંક મારો જ વાંક કાઢીશ..."

શ્રદ્ધા ઝડપથી કપડાં બદલીને તૈયાર થઈ ગઈ એટલે વિશ્વાસે સ્કૂટર બહાર કાઢ્યું. સંભાળીને શ્રદ્ધા પાછળ બેસી ગઈ. વિશ્વાસે સ્કૂટર દવાખાના તરફ મારી મૂક્યું. જ્યાં અર્ધેક પહોંચ્યો હશે ત્યાં કંઈક ખોટકાને કારણે સ્કૂટરની લાઇટ બંધ પડી ગઈ. સ્કૂટર ઉપરથી નીચે ઊતરતાં વિશ્વાસ સ્વગત બબડ્યો – કોણ જાણે આનાં પગલાં જ... પછી સ્કૂટરને ખેંચતાં ખેંચતાં જ તે શ્રદ્ધા સાથે દવાખાને પહોંચ્યો. શ્રદ્ધાના સ્પર્શમાત્રથી જ જાણે સ્કૂટરનું વજન વધી ગયું હોય તેમ તેને લાગ્યું!

કેસ કઢાવી શ્રદ્ધા, વિશ્વાસ સાથે ડૉક્ટર પાસે આવી. શ્રદ્ધાએ પોતાની તબિયત અંગે ડૉક્ટરને થોડી વાત કરી. ડૉક્ટર તેનું બી.પી. માપતાં બોલ્યા: "થોડું બી.પી. વધી ગયું છે. બાકી કંઈ જ નથી. જરા વધારે પડતા ટેન્શનમાં જીવતાં લાગો છો."

ડૉક્ટર સામે જોતાં વિશ્વાસ બોલ્યો: "ટેન્શન તો સાહેબ એ ઊલટાનું મારું જ વધારી દે છે." ને તેણે પણ ડૉક્ટર પાસે પોતાનું બી.પી. મપાવ્યું. ડૉક્ટરે તેનું બી.પી. માપ્યું તો નોર્મલ કરતાં થોડું વધારે નીકળ્યું. ડૉક્ટરે બંનેને દવા લખી આપી: "બી.પી.ની તકલીફમાં પણ તમે બંને કઈ રીતે જીવો છો એ જ મને સમજાતું નથી."

શ્રદ્ધાએ પોતાનું વજન મપાવવાની ડૉક્ટર પાસે ઇચ્છા વ્યક્ત

કરતાં, ડૉક્ટરે વજન કાંટા ઉપર તેનું વજન જોયું. પછી વિશ્વાસના વજનની ચકાસણી કરી. આમ તો બંનેનું વજન લગભગ સરખું જ નીકળ્યું; વિશ્વાસનું વજન થોડું વધારે હતું. બંનેને દવા લખી આપતાં ડૉક્ટર બોલ્યા : "બંને ચિંતા–ટેન્શન રાખ્યા વગર આનંદમાં રહો તો..."

બહાર નીકળતાં શ્રદ્ધા બોલી : "સાહેબ, અમે પણ એમ જ ઇચ્છીએ છીએ. છતાં કોણ જાણે..."

*

એક દિવસ વિશ્વાસ ઘરે નહોતો, ને શ્રદ્ધા તેના ટેબલ ઉપરનાં પુસ્તકો–કાગળો ફંફોસવા માંડી. વિશ્વાસ હાલમાં ક્યાં ક્યાં પુસ્તકો વાંચે છે, તે અંગેની થોડી માહિતી, તેને ટેબલ ઉપરનાં પુસ્તકો ઉપરથી મળી.

વિશ્વાસે ઘરે આવી ટેબલ ઉપર જોયું તો પુસ્તકોની ગોઠવણીમાં થોડો ફેરફાર થઈ ગયો હતો. શ્રદ્ધા પાસે આવતાં તે બોલ્યો : "તેં મારા ટેબલ ઉપરનાં પુસ્તકો વીંખ્યાં લાગે છે."

"હા, એકાદ કોરો કાગળ શોધતી હતી."

"બીજી વખત હવે તું મારા ટેબલને હાથ ન અડાડતી. કોઈની વસ્તુને ફંફોસવાની આ ટેવ સારી નથી."

"ખોટું ન લગાડો તો એક વાત કહું – હમણાં ખરેખર તમારું ઠેકાણે રહેતું લાગતું નથી."

"એટલે તું શું કહેવા માગે છે?"

"એ જ કે તમારો સ્વભાવ દિવસે દિવસે બગડતો જતો હોય તેમ જ મને લાગ્યા કરે છે."

"હા, તેં જ તો મારા સ્વભાવને બગાડી નાખ્યો છે. તને ખબર છે મારી વસ્તુને કોઈ સહેજ પણ અડે એ મને જરાય પસંદ નથી..." ને તેણે શ્રદ્ધાને ફરી બરાબરની ખખડાવી નાખી.

શ્રદ્ધા જરા રડી પડી. આંસુ લૂછતાં બોલી. "પણ એમાં મેં તમારો શો ગુનો કરી નાખ્યો એ કહેશો?"

*

વિશ્વાસની કેટલીક અકારણ હરકતોથી વાજ આવી જઈને એક દિવસ શ્રદ્ધાએ તેનાં સાસુ મંગળાબહેનને તેમના ગામ પત્ર લખ્યો. અઠવાડિયામાં જ મંગળાબહેન, તેમના પતિ સુમનરાય સાથે શ્રદ્ધા પાસે આવી પહોંચ્યાં. વિશ્વાસ તો અચાનક પોતાનાં માતપિતાને ઘરે ચડી આવેલાં જોઈને થોડી દ્વિધામાં પણ પડી ગયો. એક-બે દિવસ પછી વાતમાંથી વાત કાઢતાં મંગળાબહેને વિશ્વાસ પાસેથી થોડી હકીકતો જાણવા મથામણ કરી. મંગળાબહેનને એટલી તો પ્રતીતિ થઈ જ ગઈ કે દરેક બાબતમાં વિશ્વાસનો કંઈક ન સમજી શકાય તેવો સ્વભાવ જ કારણભૂત હતો. એટલે શ્રદ્ધાને અકારણ ત્રાસ આપવા બદલ મંગળાબહેન અને સુમનરાયે વિશ્વાસનો બરાબર ઊધડો લીધો. આથી તો વિશ્વાસ, શ્રદ્ધા ઉપર બરાબરનો સમસમી ગયો. રાત્રિના તેણે શ્રદ્ધાને બરાબરની ઊંચકાવી નાખી. "મારી ઉપરવટ થઈને તેં બા-બાપુજીને અહીં શા માટે તેડાવ્યાં?" ને તેણે શ્રદ્ધાના ગાલ ઉપર તમાચો ચોડી દીધો.

બંને વચ્ચે હજુ પણ કંઈક રંધાઈ રહ્યું છે એ વાતની મંગળાબહેનને ગંધ આવી જતાં તેમણે ફરી વિશ્વાસને ઠંડે કલેજે સમજાવ્યો. પણ વિશ્વાસનો શ્રદ્ધા પરત્વેનો અણગમો સહેજ પણ દૂર થઈ શક્યો નહિ. એટલું જ નહિ છાને ખૂણે તેણે શ્રદ્ધાને જ જાકારો આપી દીધો: "હવે મારે તું જોઈતી નથી..."

સવારે ઊઠતાં જ શ્રદ્ધાએ મંગળાબહેનને કહી દીધું: "હવે આ ઘરમાં મારાથી જ વધારે નહિ રહી શકાય..." બોલતાંકને બધી તૈયારી કરીને, હાથમાં બેગ પકડી અમદાવાદ તેનાં માબાપને ત્યાં જવા બહાર નીકળી રિક્ષામાં સીધી બસ સ્ટેન્ડ તરફ જ...

મંગળાબહેન અને સુમનરાય તો આ બધો તમાશો ફાટી આંખે જોઈ રહ્યાં. સુમનરાયે વિશ્વાસને ઊંચા સાદે એક પણ શબ્દ કહ્યા વગર ફરીને બરાબર સમજાવ્યો, "આપણા ઘરની વહુ આમ બહાર નીકળી જાય એ બરાબર નહિ. તું બરાબર વિચારી જો તો આમાં

બધી તારી જ ભૂલ છે. શ્રદ્ધાએ તારા માટે શું શું નથી કર્યું ? ઊલટું તારી બધી જ તાબેદારી...."

મંગળાબહેન પણ વિશ્વાસને સમજાવતાં બોલ્યાં : "પત્રમાં પણ તારી વિરુદ્ધ તેણે એવું કશું ખાસ લખ્યું નહોતું. તારી તબિયત સારી રહેતી નથી, ને તને વધારે પડતી ઉધરસ થઈ ગઈ છે, એ અંગે જ તેણે પત્રમાં ચિંતા વ્યક્ત કરી હતી."

સુમનરાય ફરી બોલ્યા : "હવે તું હમણાં ને હમણાં બસ સ્ટેન્ડે જઈ, તેને સમજાવીને પાછી ઘરે લઈ આવ. શ્રદ્ધા જેવી ગુણિયલ પત્નીને આમ તું બહાર ધકેલી દે એ આપણા માટે સારું ન લાગે."

વિશ્વાસ સૂનમૂન બનીને આ બધું સાંભળી રહ્યો હતો, ત્યાં મંગળાબહેન ફરી બોલ્યાં : "આખરે તું એનાથી કઈ વાતથી નારાજ છે, એ તું અમને કહી શકશે? તો અમે તેને એ પ્રમાણે સમજાવીશું. પણ અત્યારે તો તું એને બસ સ્ટેન્ડેથી જ..."

બાજુમાં રહેતાં બે-ત્રણ પડોશીઓએ પણ વિશ્વાસને બરાબર સમજાવ્યો : "શ્રદ્ધાબહેનથી તો અમારાં ઘર પણ ઊજળાં થઈ ગયાં છે. અમે તો તેમને ક્યારેય ઊંચા સાદે વાત કરતાં પણ સાંભળ્યાં નથી. માટે તમે એમને..."

કાટ ખાઈ ગયેલા લોખંડના દરવાજા ઉપર કેરોસીનનાં પોતાં મૂકતાં જ એ જેમ હળવો થઈ જાય તેમ વિશ્વાસનું ચિત્ત જરા નરમ પડ્યું. દરેકની સમજાવટની તેના ઉપર ધારી અસર થઈ. તેને પોતાની ભૂલ સમજાતી હોય તેમ તેણે ઘડિયાળમાં જોયું. દસ વાગ્યે અમદાવાદની બસ ઊપડતી હતી. દસમાં દસ મિનિટ હતી. જલદી જલદી તૈયાર થતાં તે બોલ્યો : "ખેર, હું તેને બસ સ્ટેન્ડેથી પાછી વાળવા જાઉં છું."

ને સ્કૂટર બહાર કાઢી તેણે ઝડપથી બસ સ્ટેન્ડ તરફ મારી મૂક્યું. ફરી ઘડિયાળમાં જોયું. હવે ફક્ત પાંચ જ મિનિટ બાકી હતી. તેણે સ્કૂટરની સ્પીડ વધારી. જ્યાં એ બસ સ્ટેન્ડ પાસેના ફાટકના ક્રોસ રસ્તાને ઓળંગવા જતો હતો, ત્યાં જ ટ્રેન આવવાને કારણે ઝડપથી ફાટક જ બંધ થઈ ગયું.. □

## પ્રારબ્ધ / ગજેન્દ્રકુમાર મિત્ર

કેટલાક મિત્રો સાથે વૃંદાવનમાં યોજાયેલા સાહિત્ય સંમેલનમાં ભાગ લેવા જતો હતો. ઓછા ભાડામાં ઠંડી ટ્રેનનો ફાયદો ઉઠાવવા માટે, ડિલક્સ એક્સ્પ્રેસમાં જતો હતો. એ ટ્રેનમાં ટૂંડલા ઊતરીને વૃંદાવન જઈશ એવું વિચારેલું.

બેસવાની જગ્યા તો થોડી હતી. આસપાસ ઘણા લોકો બેઠા હતા. ઠંડીમાં મિજાજ સારો રહે છે. જગ્યા માટે કજિયોકંકાસ નથી થતા. મિજલસ જામતાં વાર નથી લાગતી. અને મિજલસનું એવું છે ને કે એવો કોઈ પ્રશ્ન નથી હોતો કે તે ન ચર્ચાય. તે દિવસની મિજલસમાં એવું જ થયું — પ્રસંગો એકધારા બદલાયા કરે. રાજકારણ, ધર્મ, સમાજ, વિજ્ઞાન, તે પછી આવ્યો જન્માંતરવાદ, ને વાત પહોંચી કર્મફળ અને પ્રારબ્ધ પર. છેવટે અમે અખબારની વાત આગળ અટક્યા. અખબારોમાં જે અજબ થવા જેવા સમાચારો આવે છે તે શું સાચા હોતા હશે કે ઑફિસમાં બેઠા ઉપજાવી કાઢવામાં આવતા હશે ?

એ વાત નીકળતાં જ અમારા સાથી જિતેન બાબુ બોલ્યા, 'થોડા દિવસ પર તમે એક સમાચાર વાંચ્યા હતા ? સ્મૉલ ટાઇપમાં એ છપાયા હતા, પણ તે બધાં અખબારોમાં હતા : મુર્શિદાબાદના એક ગામમાં એક યુવાન ડૉક્ટરે નરકંકાલને છાતીએ વળગાડીને ગંગામાં ડૂબીને આપઘાત કર્યો. તમને યાદ છે ?'

'યાદ છે ને, સૌને. એ સમાચાર ખરેખર અજબ જેવા હતા.

ઘણા માણસો આપઘાત કરે છે. દરરોજ છાપામાં કોઈ ને કોઈએ આપઘાત કર્યાના સમાચાર હોય છે. તેમાં કોઈ કોઈ વિચિત્ર પણ હોય છે, પરંતુ કોઈએ આ રીતે આપઘાત કર્યો હોય એવું જાણ્યું નથી. ખાસ વાત તો એ કે આપઘાત કરનારો ડૉક્ટર હતો. સામાન્ય માણસ પણ સ્લીપિંગ પિલ્સ આપઘાત માટે ગળી જાય છે, ડૉક્ટર એ ભૂલી ગયો? નદીમાં ડૂબવાની વાત પણ સમજાય છે, પણ નર-કંકાલ છાતીએ વળગાડીને ડૂબી મરવાની વાત સાવ નવી છે. અખબારના ખાસ સંવાદદાતાએ લખ્યું હતું કે, હાડપિંજરને આલિંગનબદ્ધ કરીને ડૉક્ટરે પાણીમાં પડતું મૂક્યું હતું. પાણીમાંથી લાશને બહાર કાઢ્યા પછી ઘણી વારે બાહુબંધન છોડી શકાયું.'

નવા પ્રસંગ તરીકે એની આલોચના થવા લાગી. ભવનાથબાબુ બોલી ઊઠ્યા, 'બટ વ્હાઇ ધેટ કંકાલ? અને આખા આદમીનું હાડ-પિંજર ક્યાંથી આવ્યું? મરવા માટે એ ભલા આદમીએ એક આખા સ્કેલેટનનો ઉપયોગ કર્યો! અજબ થવા જેવી વાત છે. એ કોઈ તાંત્રિક સાધના કરવા ગયો હશે?'

પેલી બાજુ બેઠેલા એક સજ્જન તન્મય થઈને કોઈ અંગ્રેજી સામયિક વાંચતા હતા. અમારી વાતો એમના સુધી પહોંચતી હતી, એનો અમને ખ્યાલ જ નહિ. એમણે સામયિક બાજુ પર મૂકી દીધું ને શાંત ભાવે બોલ્યા, 'કંકાલ વસાવ્યું હતું એણે પોતાની ડિસ્પેન્સરી માટે. એ માટે ઘણો ખર્ચ કર્યો હતો.'

'કંકાલ વસાવ્યું હતું? પણ ડિસ્પેન્સરી સજાવવા માટે સ્કે-લેટનની જરૂર કેમ પડી, એ સમજાયું નહિ.' શશીબાબુએ ઉત્તેજિત થઈને કહ્યું, 'પણ એનો ઉલ્લેખ તો કોઈ અખબારમાં નહોતો.'

'અખબારમાં એ વાત શી રીતે આવે? પણ હું જાણું છું.' અગાઉની જેમ જ શાંત ભાવે એ સજ્જન બોલ્યા, બલકે એમનો સાદ કરુણ પણ લાગ્યો, 'કેમ કે, મારી સ્ત્રી જ એ માટે ઘણે અંશે જવાબદાર છે. તમે જે ડૉક્ટર ભાસ્કરની વાત કરો છો, એનો હું

છું, એની બહેન પણ જાણતી નથી. થોડું થોડું ભેગું કરી પૂરી વાત મેં જાણી છે. કોણ જાણે કેમ ભાસ્કરનાં બધાં સગાંનો મારા પર વિશ્વાસ હતો, હું પણ એને બેહદ ચાહતો હતો. આપઘાત કર્યો તે પહેલાં એણે પોતાની માનસિક અશાંતિનું કારણ મને જણાવ્યું હતું. આપઘાતનું કારણ પણ. માત્ર એણે પોતાનો આપઘાતનો ઇરાદો મારાથી છુપાવ્યો હતો. એને એમ કે હું એને એમ કરતાં અટકાવીશ, મને શંકા થશે. મેં પણ ત્યારે એ વિશે ગંભીરપણે વિચાર કર્યો નહોતો, પરંતુ મેં એને સમજાવવાનો પ્રયત્ન અવશ્ય કર્યો હતો. પ્રતિકારનો ઉપાય બતાવ્યો હતો. મને એમ કે મારી વાત એને ગળે ઊતરી છે, એને રાહત મળી છે.... હવે હું જોઈ રહ્યો છું કે, હું ભ્રમમાં હતો. પણ ઘટના બન્યા પછી બધું પ્રગટ થઈ ગયું. બે ને બે જોડી સરવાળો કરવાની જરૂર ન પડી. એના મૃત્યુ પછી પણ મને જાણકારી મળી છે. એ બધું ન કહું એ જ કદાચ સારું હતું. એનાં સગાંને આની જાણ થશે તો તેમને ખરાબ લાગશે, તેઓ નારાજ થશે. પણ મારો ખ્યાલ જુદો જ છે. એમ કહેવાય છે કે કોઈ ખરાબ સ્વપ્નું જોયું હોય તો એ બીજાને કહેવાથી તે સાચું પડતું નથી, કહ્યા પછી પાણીની બે છાલક ભીંતે મારવાથી પેલું સ્વપ્નું સાચું પડતું નથી, એનો દોષ દૂર થઈ જાય છે. મને લાગે છે કે એ રીતે અગર પોતે કરેલા ગુનાની વાત, ખુલાસો બીજાઓને કરવામાં આવે તો કંઈક અંશે એમાંથી મુક્તિ મળી જાય છે. એટલે હું પૂરી વાત કરું છું. આમ પણ એ આપઘાતનું મોત છે. આપણાં શાસ્ત્રોએ આપઘાત કરનારને અનંત કાળ સુધી નરકવાસ ભોગવવો પડે એવું કહ્યું છે. વળી કરેલાં કર્મનો બોજ તો ખરો જ. તમને પૂરી વાત કહેવાથી એના પાપનો બોજ થોડોય ઓછો થશે તો મને એની ખુશી થશે.'

યતીશબાબુએ ધીરે ધીરે, અટકી અટકીને પૂરી વાત કહી દીધી. એ સાંભળીને ઓછામાં ઓછું મને તો લાગ્યું કે એમણે એ

વાત કહી ન હોત તો સારું થાત. એક વ્યક્તિનો ગુપ્ત અપરાધ અને દુર્ભાગ્યની કહાણી આ રીતે સહાનુભૂતિવિહોણા કૌતુકપરાયણ લોકોને કહેવાનો કોઈ અધિકાર નથી.

ભાસ્કર શરૂથી તે છેવટ સુધી એક સારો વિદ્યાર્થી હતો. ડૉકટરીની પરીક્ષા પણ એણે સારા માર્કે પાસ કરી હતી. એના અધ્યાપકો એને માટે એક સારી સરકારી નોકરીની વ્યવસ્થા કરવાના હતા. થોડા દિવસ થોભી જવા એમણે કહ્યું હતું. રિસર્ચ માટે વિદેશ જવાની તક પણ તેઓ આપવા ઇચ્છતા હતા. પરંતુ ભાસ્કરના પિતાની એવી ઇચ્છા હતી કે મારો દીકરો ડૉકટરી પાસ કરીને ગામમાં પ્રૅક્ટિસ શરૂ કરે. ગામમાં એક સારો ડૉકટર ન હોવાથી ગામના દર્દીને કેટલી મુશ્કેલી પડે છે, એનું દુઃખ એમણે આજીવન ભોગવ્યું હતું— ખાસ કરીને ભાસ્કરની એક બહેન અને દાદીના મૃત્યુ વખતે. ભાસ્કરે ડૉકટરી પાસ કરી ત્યારે એના પિતા હયાત નહોતા. પણ ભાસ્કર પિતાની એ તીવ્ર ઇચ્છા ભૂલ્યો નહોતો. પિતાએ એ જ ઉદ્દેશથી ખૂબ મુશ્કેલી વેઠીને પુત્રને ડૉકટર થવા માટે ભણાવ્યો હતો. આથી તમામ પ્રલોભનો છોડીને એણે ગામમાં જ પ્રૅક્ટિસ શરૂ કરી.

પોતાનું સ્વતંત્ર દવાખાનું ન હોય તો ગામમાં પ્રૅક્ટિસ કરી શકાતી નથી. કેમ કે ગામમાં જોઈતી દવા મળતી નથી. ગામમાં દવાની દુકાન કોઈ ને કોઈ ડૉકટરને આધીન હોય છે. એટલે બીજા કોઈ ડૉકટરનું પ્રિસ્ક્રિપ્શન બનવું અશકય હોય છે. ભાસ્કરની પાસે મૂડી નહોતી. એની પાસે ખેતીની જમીન હતી, તેની કમાણીથી માત્ર સાદા ભોજન અને કપડાનો જોગ જ થઈ શકતો હતો. બધા પૈસા એના ભણતર અને બહેનના લગ્નમાં ખર્ચાઈ ગયા હતા. વધારામાં થોડું કરજ પણ થયું હતું. આથી સસરા પાસેથી પૈસા લઈને ભાસ્કરને દવાખાનું શરૂ કરવું પડયું હતું. સારો વિદ્યાર્થી હતો એટલે સારી પત્ની અને ધનવાન સસરો મળવામાં મુશ્કેલી પડે

નહિ. ભાસ્કરને પણ મુશ્કેલી ન પડી. એમણે એના ગામમાં સારો એવો ઓરડો બનાવડાવી, સારું ફર્નિચર અને દવાખાના માટે જરૂરી સાધનોથી એને દવાખાનું સુસજ્જ કરી આપ્યું. એ દરમ્યાન એના સસરાએ વારંવાર સમજાવ્યું કે આટલો ખર્ચ કર્યો તો, શહેરમાં જ દવાખાનું ખોલવા જેવું હતું. પણ ભાસ્કરને એ વાત સમજાઈ નહિ. એણે તો બસ ગામમાં જ દવાખાનું ખોલવું હતું. એણે સસરાને કહ્યું કે મારે ગામમાં જ દવાખાનું ખોલવું છે, તમે તમારી પુત્રીને મારી સાથે પરણાવવી હોય તો પરણાવો.

એની એ તેજસ્વિતા તથા પિતૃભક્તિ જોઈને સસરાએ એની વાત માની લીધી, કોઈ વાતે કશી ઓછપ રહેવા દીધી નહિ. અમીર ઘરની છોકરી હોવા છતાં પત્ની કૃષ્ણા સારા સ્વભાવની હતી. તે સારી રીતે એની સાથે હળીમળી ગઈ. એ ખુશીથી બધું ઘરકામ કરતી. ટૂંકમાં કહી શકાય કે ભાસ્કરનું જીવન સુખ, શાંતિ અને સમૃદ્ધિમાં વીતવું જોઈતું હતું. વીતતે પણ ખરું, એ દવાખાનામાં નરકંકાલ લાવ્યો ન હોત તો.

કંકાલની વાત યતીશબાબુની પત્ની સોમલતાએ ઉપાડી હતી. માત્ર શોખને ખાતર નહિ. એનું કારણ હતું. ભાસ્કરના ગામમાં કોઈ મોટો ડૉક્ટર નહોતો તેથી શું થયું? પણ પાસેના ગામમાં એક જાણીતા સત્ય ડૉક્ટર હતા. તે રાત–મધરાત કોઈ બોલાવે તો વિઝિટે જવાની આનાકાની કરતા, વળી ફી પણ ખાસ્સી લેતા. આસ-પાસનાં ગામેથી કોઈ રાતે તેડવા આવે તો તેમની સાથે કડકપણે વર્તે, જાતજાતની માગ કરતા. એટલે ભાસ્કરની બહેન ચારુલતાનો જીવ યોગ્ય સમયે જરૂરી ડૉક્ટરી ચિકિત્સા ન મળવાથી જ ગયો હતો. એ લોકો પહેલેથી એમની ફી અને એમને લાવવા માટે પાલ-ખીની વ્યવસ્થા કરી શક્યા નહોતા. આવી રીતે દર્દીઓ સાથે વર્તવા છતાં, સારો ડૉક્ટર હોવાથી સત્યની પ્રેક્ટિસ સારી ચાલતી હતી. એમની જોરતલબી છતાં લોકો એના દવાખાને જતા.

એ સત્ય ડૉક્ટરની સ્પર્ધાની વાત ચાલી ત્યારે સોમલતાએ પોતાના સાસરાના ગામના એકકોડી ડૉક્ટરની વાત કહી હતી. તેણે દવાખાનામાં હાડપિંજર રાખીને બાબુલાલ ડૉક્ટરની સામે કેવી રીતે પોતાની પ્રૅક્ટિસ જમાવી હતી તેની આખી વાત કરી. એ વાત કૃષ્ણાએ પોતાના પિતાને કહી. એમણે એ માટે ખાસ્સો ખર્ચ કરીને એક હાડપિંજર લાવીને કાચના શો-કેસમાં રાખીને દવાખાનાની શોભા વધારી હતી.

એનું પરિણામ સારું ન આવ્યું એવું નહિ. યતીશબાબુના ગામની પેઠે આસપાસનાં સાત ગામના લોકો એ જોવા આવવા લાગ્યા. તે સાથે ભાસ્કરનો પ્રચાર પણ થયો. દરરોજ એક-બે વિઝિટના કૉલ અને કેટલાક દર્દી પણ મળવા લાગ્યા. તે પછી, નિઃસંદેહ એ ખરેખર એક સારો ડૉક્ટર છે એવી જાણકારી લોકોમાં ફેલાતાં એને દર્દીઓની કમી ન રહી. પોતાના ગામની વાત તો ઠીક, પાસેનાં ગામ, ત્યાં સુધી કે સત્ય ડૉક્ટરના ગામથી પણ દર્દીઓ આવવા લાગ્યા. દવાખાને દરરોજ વીસ-પચીસ દર્દી આવતા, પાંચ સાત વિઝિટના કૉલ પણ આવવા લાગ્યા. પોતાના ગામમાં કોઈ દર્દીને ત્યાં જવાની વિઝિટ-ફી બે રૂપિયા હતી અને પાસેના ગામે જવાની ફી ચાર રૂપિયા અને રિક્ષાભાડું. થોડા જ સમયમાં એ ઘણો લોકપ્રિય થઈ ગયો હતો. સૌને એવી આશા હતી કે સાતેય ગામ પર એનો એકાધિકાર થઈ જશે.

પણ, પેલા નરકંકાલે બધી આશાઓ પર પાણી ફેરવી દીધું.

નર કહેવું ખોટું જ કહેવાય, એ સ્ત્રીનું હાડપિંજર હતું. જે દિવસે સસરા એને ટ્રકમાં લઈ આવ્યા, આપી ગયા એ જ દિવસે ભાસ્કરે એને જોઈને ખૂણે લઈ જઈને એની પત્ની કૃષ્ણાને કહ્યું હતું, 'આખર તારા પિતા જ તારે માટે એક શોક્ય લઈ આવ્યા.'

એ વાત પર બંને બહુ હસ્યાં હતાં. કૃષ્ણાએ કહ્યું હતું, 'પ્રેત શોક્યથી હું નથી ડરતી. રક્તમાંસનો દેહ અને એના યૌવન સાથે એ સ્પર્ધા નહિ કરી શકે. મને ભય તો છે જીવતી શોક્યનો. મેં

સાંભળ્યું છે કે ડૉક્ટર લોકો સ્ત્રી દર્દીને જોવા જતાં મોટા ભાગે અટકી જાય છે. તમે ક્યાંક એવું ન કરી બેસો એવો મને ભય છે.'

એટલું કહેતાં કૃષ્ણા હસી પડી હતી. ભાસ્કરે પણ હસવામાં સાથ પુરાવ્યો હતો. સંભવ છે કે એ જ વખતે વિધાતા પણ હસ્યા હતા, રક્તમાંસ અને યૌવનની સ્પર્ધા જોઈને.

વિધાતાનું એ હાસ્ય નિરર્થક ન ગયું. છેવટે સ્ત્રીનું એ હાડપિંજર કૃષ્ણા માટે શોક્ય બની ગયું. શરૂ શરૂમાં ભાસ્કર એટલું સમજી શક્યો ન હતો. એક પ્રકારની બેચેની તો અનુભવતો હતો એ, પરંતુ એની સ્પષ્ટ ચેતના થતાં ભાસ્કરને વાર લાગી. એ સમજી ન શક્યો કે આ બેચેની શેની છે. એણે વિચાર્યું નહોતું કે આ હાડપિંજર આવ્યા પછી આ બેચેની શરૂ થઈ છે. ત્યાં સુધી પોતાની માનસિક સ્થિતિ અને હાડપિંજર વિશે સ્પષ્ટ રૂપે એ સમજી શક્યો નહોતો.

એને સારું લાગતું નહોતું, મન ઘણું બેચેન રહેતું. ન જાણે એક કેવીય ગ્લાનિ, એક અપરાધબોધ અને એના અનુષંગી વિષાદે એને ગ્રસી લીધો. પરંતુ એનું કારણ શું છે એ સમજી શક્યો નહોતો. શરૂઆતમાં એ જ પ્રકારની અનુભૂતિ થઈ હતી. કેટલોક સમય વીત્યા પછી કારણ સ્પષ્ટ થઈ ગયું.

મેડિકલ કૉલેજના છાત્રજીવનની શરૂઆતની વાત છે. ઍક્સિડન્ટનો એક કેસ ઓચિંતો આવી પડ્યો હતો એ દિવસે હૉસ્પિટલમાં. બસની ટક્કર લાગવાથી અકસ્માત થયો હતો. બરાબર એ જ વખતે ભાસ્કર કૉલેજમાંથી બહાર નીકળતો હતો ત્યારે જ એક બેહોશ સ્ત્રીને રાહદારીઓ અંદર લઈ જતા હતા. સંભ્રાન્ત ચહેરાની એ સ્ત્રીને જોઈને ભાસ્કર પોતે એને ઇમર્જન્સી વૉર્ડમાં લઈ ગયો. પ્રાથમિક સારવાર પછી એણે જ કહીને એક ખાટલાની વ્યવસ્થા કરી દીધી હતી. એ સ્ત્રી સાથે જે છોકરી આવી હતી એને એણે અગાઉ ક્યારેય જોઈ નહોતી. સ્ત્રીને જ્યારે સ્ટ્રેચર પર સુવડાવી

અંદર લઈ જવાતી હતી ત્યારે રોકકળ સાથે એણે થોડી જીદ પણ કરી હતી. થોડી ધમાલ પણ કરી હતી. એ જ વખતે એણે એને પ્રથમ વાર જોઈ હતી. અઢાર-ઓગણીસ વર્ષની હશે. દેખાવે સારી હતી. બસ, એટલું જ, કોઈ અન્ય વિશેષતા નહોતી. અતિ કરુણ ભાવે એ રડતી હતી. એના વ્યવહારમાં થોડી બાલિશતા પણ હતી. ભાસ્કરને એની હાલત પર દયા આવી. એ એને સમજાવીને હોસ્પિટલની ઑફિસમાં લઈ ગયો. ત્યાં જ બેસાડીને ત્યાં એના ઘરનું ઠેકાણું પૂછીને, ખબર આપી આવ્યો કે કોઈ આવીને છોકરીને લઈ જાય.

વાત અહીં જ પૂરી થઈ જવી જોઈતી હતી, પણ થઈ નહિ. બીજા દિવસે એ કુતૂહલવશ ગયો હતો પેલી સ્ત્રીની ખબર કાઢવા. કેટલીક વ્યવસ્થા પણ એને માટે કરી આપી હતી. એ સ્ત્રીએ એ માટે કૃતજ્ઞતા પણ વ્યક્ત કરી હતી. એ દરમ્યાન એણે પોતાની પુત્રી સાથે એનો પરિચય કરાવી દીધો હતો. એણે કહ્યું. આગલા દિવસે ભાસ્કરે પોતાને માટે જે કંઈ કર્યું હતું એ રેવા દ્વારા જાણીને ભાસ્કરે પોતાના પુત્ર જેવો જ માયાળુ વ્યવહાર કર્યો છે એમ એના પ્રતિ કૃતજ્ઞ હોવાનું કોઈ બીજું કારણ પણ છે. ભાસ્કર તરફથી જે સહાય અને સહાનુભૂતિ રેવાને મળી એવી આશા હોસ્પિટલમાં રાખી શકાય નહિ. બંનેની સમાન કૃતજ્ઞતાને કારણે ભાસ્કરને તે દિવસે બહુ સંકોચ થયો હતો.

એ પરિચય હોસ્પિટલ સુધી મર્યાદિત રહ્યો નહિ, એ સ્પષ્ટ છે. એ સ્ત્રી વિધવા છે અને ઉચ્ચ વંશની વહુ છે પણ ધનવાન નથી. એક સ્કૂલમાં શિક્ષિકા છે, પટલડાંગા તરફ નાનકડું મકાન છે. નીચેનો ભાગ ભાડે આપ્યો છે અને તેઓ માળ પર બે ઓરડામાં રહે છે. એક જ પુત્રી છે અને ફર્સ્ટ ઈયરમાં ભણે છે. આ શહેરમાં એમનાં ઘણાં સગાં છે, પણ એમની મુશ્કેલી વખતે કોઈએ એમની ખબર લીધી નહોતી એટલે એ લોકો પણ આઘાં રહે છે.

રેવાની માએ ઘરે પાછા ફર્યા પછી એક દિવસ ભાસ્કરને ભોજન પર નોતર્યો. સ્નેહપૂર્વક જમાડયો અને ખૂબ આગ્રહપૂર્વક કહ્યું કે, 'ફુરસદ મળે તો સાંજે આવતા રહો, અને જમવાનું પણ અહીં જ. હોટલનું ખાવાથી તબિયત સારી રહેતી નથી, એ હુ સારી રીતે જાણું છું.'

જમવા માટે નહિ, એમ જ કોઈ કોઈ વાર ભાસ્કરે ત્યાં જવાનું શરૂ કર્યું. ધીરે ધીરે એ ક્રમ નિયમિત થઈ ગયો. એણે પોતાને સમજાવ્યું કે આ આકર્ષણ સ્નેહનું છે. પણ મૂળ આકર્ષણ રેવા છે, એ વાત એના મનમાં છૂપી રહી નહિ. રેવાએ શરૂમાં માન્યું હતું કે, કોલેજથી આવ્યા પછી હું ભાસ્કરના આગમનની પ્રતીક્ષા કરું છું, તે મારા હૃદયની કૃતજ્ઞતા સિવાય કશું નથી. એનો એ ભ્રમ દૂર થયો ત્યારે બહુ મોડું થઈ ગયું હતું. ત્યારે મોહ નશામાં પલટાઈ ગયો હતો. પાછા ફરવા કે સાવધ થવાનો માર્ગ રહ્યો નહોતો.

પરિણામ એ આવ્યું કે, ઘરની બહાર મળવા લાગ્યાં. પછી એમણે અનુભવ્યું કે, આ જ વધારે સગવડભર્યું છે. કોણ ક્યારે નવરું પડે છે એ નક્કી થઈ ગયું. અવકાશમાં સિનેમા, ગંગાનો કિનારો, વિકટોરિયા મેમોરિયલ અને રજાઓમાં બૉટાનિકલ ગાર્ડન, ઝૂ વગેરે અનિવાર્ય થઈ ગયાં. એ જાણે અંધ બની ગઈ. રેવાની માનો લાંબા સમયથી અવરુદ્ધ અપત્યસ્નેહ પોતાના પુત્રના વિકલ્પમાં ભાસ્કર પ્રત્યે પ્રગટ થવા લાગ્યો. એ અંધ બની ગઈ. એ ગાઢ સંબંધમાં એને કશો વાંધો ન જણાયો.

સ્વપ્ન ભંગ થયું ત્યારે સર્વનાશ થઈ ચૂક્યો હતો. રેવાએ કહ્યું, 'મારી સાથે લગ્ન કરી લો, મારા ધર્મ અને સન્માનનું રક્ષણ કરો.'

ભાસ્કરનો ચહેરો ફિક્કો પડી ગયો. એ બોલ્યો, મારાથી એ નહિ થાય. પિતા બહુ કષ્ટ વેઠીને, પોતાને સૌથી અલગ રાખીને મને ભણાવે છે. એમની ઇચ્છા છે કે, હું મારા ગામમાં જઈને પ્રેક્ટિસ

કરું. એ માટે મારે કોઈ અમીર છોકરીને પરણવું પડશે.'

'ત્યારે મારું શું થશે?' શાંત પણ કઠોર સાદે રેવાએ પૂછ્યું.

ભાસ્કર આપી શકે એવો જ જવાબ એણે આપ્યો, 'હું દવા લાવી આપીશ, તું સંકટમાંથી મુક્ત થઈ જશે.'

'શું એમ થઈ શકે? ઘરમાં તો એ શક્ય નથી, માને ખબર પડે તો એ આપઘાત કરે, કેમ કે એ પછી તે સ્કૂલમાં ભણાવવા જઈ શકે નહિ. ઘરમાં ભાડૂતો છે. વાત બહાર પડે તો ભારે બદનામી થાય.'

ભાસ્કર પાસે એનો કોઈ જવાબ નહોતો. હૉસ્પિટલમાં ત્યારે એનો એટલો વટ નહોતો પડતો કે ત્યાં એ કામ થઈ જાય. એ માત્ર ચુપચાપ નીચે જોઈ રહ્યો. ઉપાય વિચારવા લાગ્યો, પણ કોઈ ઉપાય સૂઝ્યો નહિ.

રેવા એ પછી એક શબ્દ પણ બોલી નહિ. ન તો એણે ઝઘડો કર્યો, ન તો કોઈ મહેણું માર્યું. નીરવ ઉપેક્ષાભાવે એને છોડીને એ ઘેર ચાલી ગઈ. ફરી કદી મળી નહિ અને ભાસ્કરની પણ મળવાની હિંમત ન થઈ.

તોપણ, એમ લાગે છે કે રેવાએ ભાસ્કરની રાહ જોઈ હતી. કદાચ છેવટ સુધી એણે આશા રાખી હતી કે ભાસ્કરનું પૌરુષ અને સાહસ જાગશે. પોતે જે કર્યું છે તેનું પ્રાયશ્ચિત્ત કરવા આવશે અને મને બદનામીથી બચાવશે. કમમાં કમ આ આફતમાથી ઊગરવાનો કોઈ માર્ગ કાઢશે. પણ ભાસ્કર કશું જ ન કરી શક્યો. એની પાસે પૈસા નહોતા, ન તો કશો દબદબો. ગામનો એક સીધોસાદો યુવાન હતો, શહેરી યુવાનો જેવી ચાલાકીઓ એને આવડતી નહોતી. ભણવામાં પણ કંઈ એવડું મોટું નામ કાઢ્યું ન હતું કે અધ્યાપકો મદદે ધાય. મહિના પછી એને એક પત્ર મળ્યો, રેવાનો પત્ર. એમાં કોઈ સંબોધન કે સંભાષણ નહોતું. માત્ર આટલું લખ્યું હતું: "જીવનનો અંત આણતો એક જ માર્ગ મારે માટે ખુલ્લો છે – તે લઉં

